# મારી શ્રેષ્ઠ વાર્તા

( મૌલિક વાર્તા સંગ્રહ )

# ‘મારી શ્રેષ્ઠ વાર્તા’

## ( મૌલિક વાર્તા સંગ્રહ )

અમારાં બીજાં પ્રકાશનો

## આનંદ ગ્રંથાવલી

૧ શ્રાવણી મેળો : લે. શ્રી. ઉમાશંકર જોષી.
મૌલિક વાર્તા સંગ્રહ : ૨૫૦ પાના: કિં. રૂા. ૧ા.

૨ હીરાકણી અને બીજી વાતો : લે. શ્રી. 'સુંદરમ્'
મૌલિક વાર્તા સંગ્રહ : ૨૬૪ પાના : કિં. રૂા. ૧ા.

૩ ત્રણ અર્ધું બે અને બીજી વાતો લે. શ્રી ઉમાશંકર જોષી.
મૌલિક વાર્તા સંગ્રહ : ૨૪૪ પાનાં : કિં. રૂા. ૧ા.

૪ કલ્યાણ યાત્રા : લે. શ્રી. 'દર્શક.'
સુંદર નવલકથા : કિં. રૂા. ૧ા.

સત્યાગ્રહની ભૂમિકા ઉપર આલેખાયેલી આ પ્રેરક નવલકથા હિંસા અહિંસાના મૂલ્યાંકન કરે છે ને ભારત દેશના વિહંગાવલોકનમાં કેટલીયે વખત કાવ્યમય બને છે. શ્રી. 'દર્શક' એક તેજસ્વી નવલકથાકાર તરીકે એમનું સ્થાન ગુજરાતમાં જમાવી રહ્યાં છે એમાં શંકા જ નથી.

* * * *

:: હવે પછી ::

૫ જાગતા રે'જો : લે. સોપાન.
એક રાષ્ટ્રીય નવલકથા. ટૂંક સમયમાં બહાર પડશે.

---

અમારૂં નવું હિંદી પ્રકાશન

## संगीतांजलि, भाग १

ગુજરાતના અગ્રગણાતાં સંગીતકાર પંડીત શ્રી ઓમકારનાથજી કૃત આ પુસ્તક સંગીતના અનેક વિદ્યાર્થીઓને ઘણું જ માર્ગદર્શક નીવડશે. વર્ષોનો અનુભવ એક નવી જ શીક્ષા પ્રણાલીમાં પ્રગટ થાય છે. કિંમત રૂા. ૧ા

# 'મારી શ્રેષ્ઠ વાર્તા'

પચ્ચીસ લેખકોની એમના
મત પ્રમાણે એમની
શ્રેષ્ઠ વાર્તાનો
સંગ્રહ



વોરા એન્ડ કં, પબ્લિશર્સ લીમીટેડ.
રાઉન્ડ બીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.

# વાર્તા સૂચી

ભાઇ કિસન, એ ય સારા ઘરની વહુ પામ્યો હતો. કિસનની લીલી વાડી જોઇ આંખ ઠારવાની આશાએ શાંતારામ ડોસા બુઢાપાનો ઢસરડો કરતા હતા. શાંતારામને પૂરા પાંસઠ થઇ ગયાં પણ એમને દાદા કહી મૂછો ખેંચતો, કાલુંકાલું બોલતો, લાકડી પડાવી લઇને ઘોડો કરી દોડી જતો, પૌત્ર દેખવા ન મળ્યો.

પૌત્રીઓ બે હતી. બહુ જ મીઠી હતી. શાંતારામને પણ શરૂઆતમાં એવી લાગતી. પણ પાછળથી એમને કોણ જાણે કશો રસ ન રહ્યો. ત્રીજું બાળક પણ પહેલાં બેની જ જાતનું જોઇને તો એમને કિસનનાં બાળકો માટે રીતસર કંટાળો જ આવવા માંડયો. સુખમાં ગયેલી આખી જિંદગી પર શોકની છારી ફરી વળવા લાગી. શાંતારામની દીકરીઓ–જે જીવતી હતી તેને કે કિસનને પોતાને કુળદીપકની તાલાવેલી ન હતી એટલી ડોસાને હતી. ઊલટું એ લોકો અધીરપ નહોતાં બતાવતાં એથી ડોસાને ચીડ ચડતી. ધીમે ધીમે ડોસાનો જીવનઉલ્લાસ સાવ ઓસરી ગયો. ઉમંગભેર ચાર માણસ વચ્ચે વાતોના તડાકા ચલાવતા એ ય બંધ થઇ ગયું; ને મૃત્યુ માટે બીજી બધી તૈયારી પૂરી થઇ જવા છતાં પૌત્ર જોવાની તીવ્ર વાસનાને લીધે મૃત્યુ કડવુંવખ થઇ પડયું.

ડોસાની ઉમર વધતી ગઇ તેમ નિરાશા પણ વધતી ચાલી. ચોથું ને પાંચમું બાળક પણ અણગમતું જ હતું. ચોથી વારની દીકરી નસીબદાર તે કળજગનું પાણી સુદ્ધાં ચાટયા વગર ચાલતી થઇ. હવેનું બાળક તે દીકરો હશે એમ શાંતારામને શ્રદ્ધા હતી. ‘ અમારા વંશમાં એમ જ બનતું અવ્યું છે !’ કહીને તે વંશાવળી ઉખેળતા. ખરી વાત તો એ હતી કે માત્ર એમને ત્યાં જ પાંચ દીકરી કેડે કિસન અવતર્યો હતો. બાકી એમના વંશાવળીના જ્ઞાન પ્રમાણે પણ પહેલાં ચાર પેઢી ઉપર અને બીજું સાત પેઢી ઉપર

એ પ્રમાણે બન્યું હતું. છતાં આશા અમર છે કહીને કોઇ ડોસાની વાતમાં અણવિશ્વાસ બતાવતું નહિ.

શાંતારામને કોઇ કોઇ વાર થઇ આવતું કે પોતે ભરસુખમાં હતા ત્યારે જિંદગીનો અંત આવ્યો હોત તો કેવું સારું ? અત્યારે આમ ભવિષ્યની મૂંઝવણથી પીડાવાનું તો ન રહેત. અત્યારે તો જાણે આખી ઉમરની ઉઠવેઠ એળે ગઇ એમ એમને લાગતું હતું. છોડીઓ છે તે તો કાલ ઊઠીને પારકાંનાં ઘર સંભાળશે. આ ઘરબાર ને સાહ્યબીનું તો કિસન પછી કોઇ જ નહિ ને ?

પડોશીને ત્યાં લીલાલહેર હતી. પડોશીએ કદી શાંતારામની છૂપી ગ્લાનિથી હરખાઇને ડોસાને ગુસ્સાનું કારણ આપ્યું ન હતું. પણ મારી લાચારીથી એ રાજી થાય છે એમ માની લઇને શાંતારામ ઘણી વાર ધુંધવાઇ જતા ને ન બોલવાનું બોલી પણ બેસતા: “મારી પૂંજી તમારે ખાવી છે, તમારે !” અને બહુ કોપાયમાન થઈ જાય ત્યારે, ‘મારા કિસનને કહીશ કે તારી પછવાડે ઘરમાં તણખો મૂકતો આવજે, પછવાડે !’ પોતાના બોલવામાંથી એકાદ શબ્દને ભારપૂર્વક છેવાડે લાવીને દાંતના કચકચાટ સાથે વાક્ય પૂરું કરવાની આખરના દિવસોમાં એમને ટેવ પડી ગઇ હતી. ન હોય ત્યાંથી દુઃખી થવાનું કારણ એમને મળી આવતું. એમાં પડોશીના છોકરાની પાંચ દીકરા વચ્ચે ખોટની, ‘જોઇતી’ એવું લાડકું નામ પામેલી દીકરી કોકવાર નમતા બપોરે અજબ મધુરા કંઠે ગાઇ બેસતી કે

**લીંપ્યું ને ગુંપ્યું મારું આંગણું**
**પગલીનો પાડનાર દ્યો ને......**

ત્યારે ડોસા એકદમ ખિજાઇ જતાં અને રડી પડતા. જોઇતી એની મેળે ગાયે જતીઃ

**ધોયો ધફોયો મારો સાળુડો**
**ખોળાનો ખુંદનાર દો ને......**

શાંતારામ એક વાર તો એટલા ધુંવાપુંવાં થઈ ગયા કે એમણે અડધું ગામ સાંભળે એવી બૂમ પાડીઃ જો, આ ધોયકાણું દેખ્યું છે, ધોયકાણું ?'' પણ જોઇતી એનું નિર્દોષ ગાણું ઓછું બંધ કરવાની હતી ? કંટાળીને શાંતારામ એમના ખાટલા પર પરશાળમાં બેઠાબેઠા મનશું ગણગણતાઃ 'શું સમજે છે એ કાળમુખી ? કાંઇ મારા કિસનને વાંઝિયા-મેણું ઓછું છે ? દીકરીએ દીવો રહેશે, દીકરીએ !'

કિસનની વહુને બાળક અવતર્યું ત્યારે રાત પડી ગઇ હતી. કોઇએ પડોશમાંથી થાળી વગાડી ને આખા ફળિયામાં વધાઈ ફેલાઇ ગઇ કે શાંતારામને ત્યાં દીકરો આવ્યો. 'લે બાપ, જોઇતી !' કહીને ડોસા દોડી આવતી જોઇતીને, તાકડે પોતાના હાથમાં હતી તે, સોનાની સાકળીમાં ગૂંથેલી રૂદ્રાક્ષની માળા આપવા જતા હતા તેવામાં અંદરથી એમની મોટી દીકરી ગોમતી બહાર આવી અને ખિજાઇને બરાડી ઊઠીઃ 'કેઇ રાંડે થાળી પીટી એ ?'....અને પછીનાં એના લાખલાખના અકેકાં વેણ તે તો ન સંભાર્યાં જ સારાં. શાંતારામનો હાથ થંભી ગયો. હૃદય પણ થંભી ગયું કે શું એવી ક્ષણભર ભ્રાંતિ થઇ. જોઇતી ડઘાઇ જઇને દોટ મૂકીને નાઠી.

ત્યાર પછી શાંતારામની સ્થિતિ વધુ કથળી. વિધાતાએ ડોસાનું મોત બગાડવાની જ પેરવી કરી હોય એમ લાગતું હતું. હવે તો ડોસાના બોલવામાં પણ ધડો રહેતો નહિ. કિસનની વહુને સાધેસીધું

સુણાવતા : 'કભારજા, વંઠ્યાં તારાં વેતર !' રસ્તે જતું કોઇ સાંભળતું તો કાનમાં આંગળી નાખી દેતું. કોઇ ડોસાને કદી છેડે કે 'કાકા, વંશવેલાનો અમરપટો લખાવવો એ તે ઓછી આપણ માણસના હાથની વાત છે ?' તો શાંતારામ એને સામેથી ચાંપતા: 'હા, હા. હું જાણું છું. મેં કાંઇ ઓછા શિયાળા ઉનાળા જોયા નથી ! પેલા ગોરધનને ત્યાં છછ છોકરીઓ પછી દીકરો કયાંથી ઉતરી આવ્યો ? ભૂરી ઢાકરડીની સાથે અદલાબદલી કરી હતી એ જ કે બીજો ? મારી પાસે તે શીદને બધું બોલાવો છો ? એના ડીલનો રંગ જુઓ, કાળો શાહી જેવો. અને મોઢાની મોકલાશ જુઓ ! ગોરધનનાં એકકે એંધાણ છે ? કયાં બધું અત્યારે મારી કને ઉખેળાવો છો ? અમારે એવું નથી કરવું એટલે જ તમારા જેવાને અમારી નાનમ ભણી આંગળી ચીંધવાનું મન થાય છે ને ? થાય ભાઇ, થાય !'

ડોસાની તબિયત લથડતી ગઇ. ઉમર પણ હવે ઓછી થઇ ન હતી. પણ એ તો કહેતા કે: 'અમારામાં કાચાં મરણ થયાં જ નથી.' અને દવાદારૂ લેવાને બદલે 'અમારે અમારી જૂની વૈદીયા-શાહી દવા ભલી !' કહી ભૂવાજતિને બોલાવતા. અને પોતાની બિમારીને મસે કિસનની વહુને દીકરો અવતરે એ માટે ભૂવાઓને અને જતિઓને કાકલુદીપૂર્વક વીનવણી કરતા.

ધીમે ધીમે શાંતારામના જીવનનો અંત પાસે ને પાસે આવવા લાગ્યો. કોઇ ભલી લાગણીનો ભૂવો કે જતિ એમને માટે કંઇ કરવા જતો તો એ બોલી ઊઠતા: 'મને તો શું થયું છે ? હું એમ કાંઇ ઓછો મરવાનો છું. મારા કિસનનું રૂડું જોયા વિના ? એની વહુનું કાંઇ કરો, વહુનું !'

પણ ધીમે ધીમે શાંતારામને પણ મનમાં વસી ગયું કે પોતાને ખરેખર કુળદીપકનું મોં જોયા વગર જ ચાલ્યા જવું

પડશે. અને આંખો મીંચાઇ જાય એવાં સર્વનાશનાં ચિત્રો એમની દૃષ્ટિસમક્ષ તરવરવા લાગ્યાં. કિસનની પછી આ બધું પરંપરાનું ઘરબાર, પાઇ પૈસો, વગેરે ફનાફાતિયા થઇ જશે, અને એ એવું થઇ જશે એનું ચિત્ર જોવા પોતાને જીવવું પડશે, એ વિચારે એમના મોતની બધી મજા બગાડી દીધી. એના કરતાં તો કિસને ન હોત, હું ય ન હોત, બાપદાદા ય ન હોત તો સારું એમ એમના મનમાં ઘોળવા લાગ્યું. ભૂતકાળ સાથે સંકળાયેલાને પોતાની જોડે સારું ભવિષ્ય ગંઠાય એવી વૃત્તિ જાગે છે એનો શાંતારામનું મન પૂરાવો બની રહ્યું.

નાથુભૂવો ડોસાના કાનમાં એના જાડા હોઠ વચ્ચેથી ગણગણતોઃ 'જીવી જાઓ, રામજી, ને કનૈયાકુંવરનું મોઢું ભાળીને કળજગનાં સો પૂરાં કરો! નાથુની ફૂંક હજી લગણ તો માતમજી મારી માએ પાછી ઠેલી નથી.'

પણ શાંતારામની મનોદશા બધી બાજુથી પીલાતી હતી. હવે જો કોઇ આવીને કહેશે કે કિસનને દીકરી આવી તો ગાંડા થઇ જવાશે એમ એમને—અર્ધા ગાંડા હતા એ સ્થિતિમાં પણ—દહેશત લાગતી હતી. એમના મનમાં જેટલી તીવ્ર વેદના હતી તેટલી બીજા કોઇનામાં ન હતી એટલું જ નહિ, પણ એમની વેદના સમજવા પૂરતી પણ ઓછામાં સૂઝ હશે. પણ એમ તો દુનિયામાં ઘણી યે વેદનાઓ અણબૂઝી ને અણપંપાળી શમી જાય છે.

નાથુભૂવાએ એક દિવસે ડોસાના કાનમાં મઝાનો ફફડાટ રેડ્યોઃ

'આઠમો જાય છે, રામજી! મહિનો જીવી જાઓ, તો તમારું મોત સુધરશે, બીજું શું? માજીએ મને શમણું દીધું! કે મારી ડાંગ તમારા કનૈયાએ સંતાડી દીધી!'

શાંતારામ અરધું સંભળાય, અરધું ન સંભળાય એમ લવ્યા: 'એ કનૈયો સ્તો! ક્યાં જસોદાનો પેટનો જણ્યો હતો? દુનિયા તો કે'દાડાની સૌની આંખોમાં ધૂળ નાખતી આવી છે, ધૂળ.' નાથુભૂલાએ એક પયગંબરને છાજે એમ ભવાં ઊંચાં કરીને પોતાના મનશું જ કહ્યું: 'એવું હતું તો ડોસા, પહેલેથી બોલતાં શું થતું હતું? અત્યાર પહેલાં તો ત્રણવાર જોગવી દીધું હોત તો!' અને આ ટાંકણે બાજી હવે હાથમાં ન હોય એમ હથેલી વડે એણે કપાળ લૂછ્યું.

કિસનની વહુને દિવસ પૂરા થતા આવતા હતા ને બીજી બાજુ ડોસાની તબિયત સાવ બગડતી જતી હતી. ખબર જોવા આવનારૂં ડોસાની સુખભરી જુવાની ને જિંદગીભરની સાલસી વિશે વાતો કરી, 'એક કિસનનું સારૂં જોવા ન મળ્યું' એટલો અમથો અફસોસ કરતું. બીજાને શું ખબર પડે કે શાંતારામના મનમાં છૂપી શી વેદના હતી? પોતાની અંદરથી ઉદ્‌ભવેલો પ્રાણ-પ્રવાહ થોડેક જઈને થંભી જતો જોવો એ મરતી વખતે કેવું વ્યથાકર છે એ સ્વાનુભવ વગર બીજાને શી રીતે સમજાય?

ડોસાને ભોંય પર ઉતારે એવી સ્થિતિ હતી. સૌ સ્તબ્ધ થઈને બેઠાં હતાં. ત્યાં અંદરના ઓરડામાંથી કોઈ આવીને ટોળામાંથી ચાર અનુભવી બાઈઓને અંદર બોલાવી ગયું. કોઈક ગણગણ્યું: 'કેમ, કિસનની વહુને ઠીક નથી?'

શાંતારામના હાથની નાડી ઝાલીને વૈદ્ય બેઠા હતા. 'બસ!' એમ નાડીપારખુ બોલે છે ત્યાં એક બાઈએ આવીને વધાઈ આપી: 'રામજી, કિસનની વહુને દીકરો આવ્યો!'

કોઈ કહે છે કે એ વખતે નાડી પળવાર ઝટકાને ઠેકાણે આવી

અને શાંતારામના હોઠમાંથી અર્ધસ્ફુટ શબ્દો આવ્યા કે 'શીદ ને મારી, મરતી વખતે, દુખિયારાની મશ્કરી કરો છો ?'

પણ અર્ધશોક અને અર્ધઉલ્લાસના એ વાતાવરણમાં નીચેની ટીકાઓ તો ઘણાંએ સાંભળી હશે :

'હ્યો, આ આટલું સુખ ક્યાં હતું તે ય ડોસા પામીને મૂઆ !' કોકનો અવાજ આવ્યો. બીજું કોઇ બોલ્યું : 'ડોસાએ ખોળિયું બદલ્યું, સારા ભાઇ ! આગલા ખંડમાંથી અંદરના ખંડમાં ગયા એટલું !'

# શામળશાહનો વિવાહ

શ્રી. કનૈયાલાલ મુનશી

પ્રિય વાચક ! જરા ધીમેથી ઉપરનું નામ વાંચી સાક્ષરતાની સીડીએ ચઢી, મહાકાવ્યની આશા રાખતો હો, કવિરત્ન નરસિંહના પુત્રનો ઇતિહાસ સાંભળવા લલસતો હો, ભક્તિનો સ્વાદ ચાખી ઈશ્વરનું નામ સાંભળવા તને ઉલ્લાસ થતો હોય—તો મારો લેખ વાંચવો બંધ કરી દે. મારે સાક્ષરમાં ગણાવું નથી. ગરીબ બિચારા શબ્દોનું સત્યાનાશ વાળવું નથી; કવિ થઈ રવિ ન પહોંચે તેવા અંધારામાં જવું નથી; ભક્ત થઈ, સ્વર્ગે જઈ, તેત્રીસ કોટિ દેવતાઓને જોઈ, અહોનિશ નમસ્કાર કરી ટાંટીઆ તોડવા નથી. મારે તો એક સાદી વાત કહેવી છે. વાત ભલે સાદી હોય; પણ શ્રેષ્ટ-તામાં ઉતરે એમ નથી. શું નરસિંહ મહેતાના પુત્રે પુણ્ય કરેલાં

અને મારા શામળશાએ ગુનેહગારી ? નહિ જ. આ તો પ્રજા સત્તાના દિવસો છે. ગરીબ ભિખારી ઉમરાવના સરખો છે, દારૂ પી લથડતા મજૂરોની વિચાર શક્તિ પરથી ગ્લેડસ્ટનો જેવાની લાયકાત નક્કી થાય છે, તો શા સારૂ મારા શામળશા નરસિંહ મહેતાના દીકરા સમાન નહિ. ?

ગયા મહા મહિનામાં હું મુંબઈથી અમદાવાદ જતો હતો. શું કામ તે કહેવામાં સાર નથી. ગાડીમાં મારી સાથે એક મારો જૂનો મિત્ર બેઠો હતો. કયાં સુધી તો અમે ટોળ ટપ્પાં માર્યા–પાન ચાવ્યાં–જૂની નવી સંભારી હસ્યા. મારો મિત્ર રૂની દલાલી કરતો હતો એટલે લેબાસમાં કૈં ઊતરે એવો ન હતો. ધીમે ધીમે આગગાડી–એક સ્ટેશન પાસે આવવા લાગી એટલે મારા મિત્રમાં જાદુઈ ફેરફાર થવા માંડયો. બગલાની પાંખ જેવું પહોળી કોરનું ધોતીયું, કડકડતો કસવાળો અંગરખો, કસબી કોરનો દુપટ્ટો, અને લાલ કુસુંબી પાઘડી ધીમે ધીમે નીકળ્યાં, અને ગાંડાભાઈના શરીર પર ચઢવા માંડયાં.

" કેમ ગાંડાભાઈ ! સાપ કાંચળી ઉતારે તેમ તમે પણ—"

" હા ભાઈ ! આ ગામના શેઠ શામળશાના લગ્ન છે. તેનો હું આડતીઓ એટલે કૈં છુટકો છે ? ચાલો તમે પણ."

" કોણ હું !" અચંબાથી મેં પૂછ્યું. " હું તો તમારા શેઠને ઓળખતોએ નથી. તેનું નામ તો આજે સાંભળ્યું."

" તેમાં કે નહિ. શેઠે તો બધાને કહ્યું છે, કે મિત્રમંડળ સહિત આવજો. ચાલો તો ખરા, જરા મોજ આવશે. અમદાવાદમાં એટલું બધું શું કામ છે ?"

"ના રે ! કામ તો કૈં નથી; પણ નકામા પારકે ઘેર—"

"અરે પારકું શું અને પોતાનું શું ભલા માણસ ? ક્યાં લાંબી વાત છે ? આજે સાંજનાં ગોધાં લગ્ન છે. લગન જોઇને સવારે જજો."

"ગોધાં લગન" શું હશે તેના વિચારમાં હું હતો એટલામાં સ્ટેશન આવ્યું. અને ગાંડાભાઇને તેડવા માણસો આવ્યા.

"રણછોડભાઇ ! ના મારા સમ ! અમારા શેઠને ખોટું લાગશે." ગાંડાભાઇએ કહ્યું. આખરે મેં પણ હા કહી અને વગર નોતરે શામળશાના લગનનો લહાવો લેવા ઊતર્યો.

પોટલાં ઉતાર્યાં અને અમે સ્ટેશનથી બહાર નીકળ્યા. "આ ગાલ્લી તમારે હારૂ હોં કે" કહી તેડવા આવનાર માણસે એક નાનું, ઉઘાડું ગાડું દેખાડ્યું. તેમાં ચાર જણ તો બેઠેલા હતા. અમે બે, તેમ જ ગાડીવાળો કયે ખૂણે બેસીશું એ મને વિચાર થયો. આખરે અમે સાત જણ ગમે તેમ સીંચાયા. ગાડીવાળાએ હાથમાં પરોણી લઇ, બળદીઆનું પૂંછડું આમળી, "તારો પાળતો મરે"ની શુભાશિષોથી ગાડું હંકાર્યું. સંકડાઇને બેઠા એ તો ઠીક, પણ અવાર નવાર રસ્તાની અવનવી ખુબીઓ આવતાં અમે એક-મેકના ખોળામાં જઇ પડતા, અને નાક પર સરી પડતી પાઘડીઓ મહામુશ્કેલીએ સીધી કરતા.

આખરે મહેમાનોને ઉતારવાની વાડી આવી અને અમારી "ગાલ્લી" ઊભી રહી. અમને ત્યાં ઉતારી ગાડીવાળો ચાલ્યો ગયો. એટલે બબ્બે હાથમાં પોટલાં લઇ ચારે બાજુએ આવકાર દેનારની વાટ જોતા, કઇ દિશામાં જવું તેનું નિરાકરણ કરવાની શક્તિ વગર અમે ઊભા. અવાર નવાર વાડીમાંથી કોઇ અબોટીઉં

પહેરી, તો કોઇ પાઘડી પહેરી, જતું આવતું; પણ કોઇ ઓળખીતું નીકળ્યું જ નહિ.

"ગાંડાભાઇ, આમ તપ ક્યાં સુધી કરવું છે ? મારા તો હાથ રહી ગયા. ચાલો તો ખરા, અંદર."

"હા, ચાલો" કહી મને નોતરી આણી, માનભંગ થએલા ગાંડાભાઇ અને હું વાડીમાં પેઠા. વાડીમાં પેસતાં નીચેના ખંડમાં એક હીંચકા પર ૭ સાત ગૃહસ્થો હા–હા–હી–હી કરતા બેઠા હતા અને ગાયન ગાતા હતા. ચાર પાંચ જણ ભોંય પર પથારી પાથરી બપોરની નિદ્રાને માટે તૈયારી કરી રહ્યા હતા. ત્યાં અમે પોટલાં મૂકયાં અને કોઇક નવરો ખૂણો ખોળવા માંડયો. બાજુની નાની ઓરડીમાં પાંચ જણાનો સામાન પડયો હતો, ઉપર માળ પર વીશેક ગૃહસ્થો–કોઇ ગપ્પાં મારતા તો કોઇ ઝોકા ખાતા–પડયા હતા. વાડીમાં જાણે કીલ્લાં ઊભરાતાં હોય તેમ લાગતું. એક માણસ સૂવે એટલી પણ જગ્યા મળવી કઠણ લાગી.

આખરે અમે પાછા નીચેની ઓરડીમાં આવ્યા. અમે આમતેમ ફરતા; પણ કોઇને પૂછવાની પરવા નહોતી.

"ગાંડાભાઇ ! અહીંઆ તો બધા જ મારા જેવા ભાડુતી લાગે છે."

"હા ભાઇ !"

ગાંડાભાઇ બિચારા શું બોલે ?

"ત્યારે એક કામ કરીએ. આ ઓરડીમાં જ ધામા નાખીએ. બધા જ ભાડુતી છે, એટલે કોઈ પૂછનાર નથી." કહી મેં એકની પથારી, બીજાની ટ્રંક, ત્રીજાની ઝોયણી ઊંચકી એક ખૂણામાં

નાખ્યાં, અને જગ્યા કરી. ચપોચપ બહાર બેઠેલા ગૃહસ્થો આવ્યા અને અમારી હિંમત જોઇ, અમને વધારે હકદાર ધારી રસ્તો કરી આપ્યો. પછી મેં અને ગાંડાભાઇએ મસલત કરી અને પેટની પરોણાગત માટે પણ આ જ કાયદો લગાડવો શરૂ કર્યો. એક જણને પકડ્યો. થોડે દૂર રસોઇની તજવીજ હતી ત્યાં તેને લઇ જવા કહ્યું. સામે કૂવા પર નાહ્યા અને જમવા બેઠા. પચ્ચીશ જમી ગએલાની જગ્યા પર, ઉંકડા ઉંકડા, સારો મજાનો ટાઢો ભાત, શી વસ્તુ છે તે ન સમજાય એવી આછી પાણી જેવી દાળ, માથાના વાળ ઊભા થાય એવું તીખું શાક અને ગંધાતા ઘીથી લચપચતો લાડુ ખાઇ અમે પરવાર્યા. પછી ગાંડાભાઇ મને શેઠ પાસે લઇ ગયા.

શામળશા જાડા, વૃદ્ધ, કાળા અને ગોળમટોળ ગૃહસ્થ હતા. પરસેવો અને પીઠીના મિશ્રણથી જાણે વાર્નિશ દીધું હોય એવા લાગતા. ઘરેણાંના ગાંસડા ઠાલવી એમની ડોક, હાથ અને કાન શણગારવામાં આવ્યાં હતાં. તેમના મોં પર સુખ દેખાતું હતું. કારણ કે હાથમાં આરસી લઇ તે મૂછો તપાસતા હતા. હમણાં જ હજામ એમની મૂછોને કલપ લગાવી ગયો હતો.

“ઓહો ? કોણ ગાંડો ?—આવની ભાઇ તારી જ ખોટ હતી.”

“ના જી ! એમ તે હોય, હું તો ખરો સ્તો. આ મારા મિત્ર રણછોડભાઇ.”

“પધારો પધારો ! સારા માણસો છે ક્યાં દુનીઆમાં ? આ વખતે તો પ્રભુની મહેર છે. ગઇ વખત હું પરણ્યો—આ કીલ્લાની માને—ત્યારે તો બાર જણ પણ નહોતા. એ તો જીવ્યા કરતાં જોયું ભલું.” જેમ ડૉક્ટર મરી ગએલા દર્દીની વાત કરે તેવી બેદરકારીથી જૂની સ્ત્રીને સંભારતાં શેઠ બોલ્યા.

"ખરી વાત છે શેઠ સાહેબ ! લગ્ન સાંજના છે ?"

"અરે આ સમરથ જોષીને કહીને થાકયો. દર વખતે આમ ને આમ વાર તે કેટલી !"

સમરથ જોષી ઘરડા ઘૂવડ જેવા દૂર બેઠા બેઠા દક્ષિણા ગણતા હતા તેમણે ઊંચું જોયું. "શેઠ ? એ તે કૈં મારા હાથમાં છે ? તો પણ, હવે ફરી વખત જોઇ લઇશ—આ વખતે ભૂલ થઇ તે થઇ."

"કેમ રે સમરથ ! આ પાંચમાં વહુ તો આણીએ છીએ. હજુ કેટલાં બાકી છે ?"

"હવે યજમાન રાજા એમ બોલીએ નહિ. લલાટે લખ્યા લેખ તે કૈં મિથ્યા થાય ?" જરા હસતાં સમરથ જોષી બોલ્યા.

એટલામાં બહાર સૂરતથી મંગાવેલું "બેંડ" આવ્યું અને અમે કલાકને માટે રજા લીધી.

"ગાંડાભાઇ ! શેઠને કેટલા થયાં ?"

"પચાસ કે ઉપર એક બે—કૈં વધુ નથી. એમના બાપ સાઠ વર્ષે ઘોડે ચઢયા હતા."

હજુ શામળશાએ બાપની બરોબરી કરી નહોતી તો સવાઇ તો કયાંથી જ ? પણ હાલની સ્ત્રીને, ન કરે નારાયણ, અને કૈં થાય તો બાપ દાદાની આબરૂના રક્ષણાર્થે સવાઇ કર્યા વિના આ શેઠ રહે એમ લાગતું નહોતું.

" વહુની શી ઉંમર છે ? " મેં પૂછ્યું.

" હશે પાંચ છ વર્ષની. અહીંના દેશાઇની છોકરી છે. કુંટુબ ઘણું ખાનદાન ને આગળ પડતું છે. "

“ એમ, ” કહી હું ચૂપ રહ્યો. વાડીએ આવી અમે કપડાં બદલ્યાં. હું પણ જરા દુપટ્ટો બોપટ્ટો અડાવી શેઠના માનમાં શણગારાયો, અને પાછા અમે હવેલીએ ગયા. ત્યાં વરઘોડાની ધામધૂમ ચાલી રહી હતી. કોઇ નાટક કંપનીની હરરાજીમાં ખરીદેલા કટાઇ ગએલી જરીના પહેરવેશમાં શોભતાં વાજાંવાળાઓ ગમે તે બહાને વધારેમાં વધારે કાન ફોડે એવો ઘોંઘાટ પેદા કરી, પોતાની હોંશીઆરી દેખાડતા હતા. બીજી તરફ સ્વદેશી “ બેંડ ” હતું. આઠ દશ તાસાંવાળા તાનમાં વગાડતા હતા. બે હીજડા બે ત્રણ શરણાઇના તીણા અવાજે ફાવે તે તાલમાં નાચતા હતા. લોકોની ઠઠ તે તરફ વધારે જોઇ મને લાગ્યું, કે આપણો સ્વદેશ પ્રેમ હજુ ચુસ્ત છે–આપણું જ સંગીત આપણને ગમે છે. એટલામાં એક પાસે ઉભેલો ગૃહસ્થ બોલ્યો : “ સાબાશ ! શેઠે ઠીક કર્યું. ચાલીશ ગાઉથી તો હીજડા બોલાવ્યા છે. ” સાબાશ ! શેઠની હવેલી આગળ નાના સરખા ચોગાનમાં આવી સુરપૂર્ણ હવામાં–દરેક ઘર આગળથી નીકળતી, બદબો મારતી ગંગા–જમનાઓ આગળ પાડોશીના ઓટલા પર અમે બેઠા. શેઠ કૈં ક્રિયા કરતા હોય એમ લાગ્યું, કારણ કે “ બ્રાહ્મણોના થોડી થોડી વારે “ હો–હા–હા ” ના અવાજો આવતા હતા. ધર્મ પ્રમાણે શેઠ લગ્ન કરવા લાયક થઇ ચૂક્યા એવી ખાત્રી થાય તેટલા માટે પૈસા મળ્યા એટલે ક્રિયા પૂરી થઇ જણાઇ. થોડા ઘણા પુરૂષો હતા તે બહાર નીકળ્યા અને વરરાજાના ઘોડાને બોલાવ્યો.

ઘોડો મહા મહેનતે ખોળી કાઢ્યો હોય એમ લાગતું. સીકંદરના “બ્યુસેફેલસ”, કે નેપોલીઅનના જગજાહેર ઘોળા ઘોડાને લાયકાતમાં શરમાવે એવો આ હતો. ડોન ક્વીક્ઝોટના “રોઝીનાંત”થી પણ એ ચઢતો લાગ્યો. તેને આંખ એક હતી, અને જીર્ણતાને લીધે

લબડતા હોઠોમાંથી સતત લાળ ટપકતી. તેની ખાંધે સાજ અને પગે ઘુઘરીઓ હતી; પણ 'આ પળે મરૂ કે બીજી પળે મરૂ.' એવો ઇરાદો તેની કાઠી અને તેની ઉભા રહેવાની ઢબ પરથી દેખાઇ આવતો. થોડી ઘણી માખીઓ પણ બિચારાને પજવતી; છતાં દૃઢતાથી, શાંતીથી, સ્થિરતાથી, શામળાશા જેવાનો ભાર વહેવાના ગર્વમાં જાણે, એક પૂરી દેખાતી આંખ મીચી, તે ઉભો. શેઠ આવ્યા. મોઢામાં પાનનો ડુચો, આંખમાં કાજલના બિલાડા, ભૂગોળની ભવ્યતાવાળું પણ જરીનાં જામા પાઘડીમાં ઝગમગતું શરીર, મોઢા પર ખુંપ અને હાથમાં નાળીએર? શું સૌંદર્ય? શી છટા? પરદેશીઓને કહીએ, કે આવો અને જુઓ–છે તમારે ત્યાં આવો કલાનો આદર્શ? ગમે તેવા પણ અમે શ્રેષ્ઠ તે શ્રેષ્ઠ.

શેઠ ઓટલાની કોર પર ઉભા–ઘોડાને ઓટલાની કોર પાસે આણ્યો. પણ કાંતો શેઠનું સ્વરૂપ જોઇ કે કાળકા માતાના સ્મરણથી ઘોડો ચમકયો હોય–કે કાંતો જાનવરની લગ્નની પવિત્ર ભાવનાની દૃષ્ટિથી શેઠના કૃત્યને ઠપકો આપી, સુધારાનો હીમાયતી થયો હોય કે કાંતો સંન્યસ્ત અવસ્થામાં રહ્યો હોઇ શેઠને પણ તેમ સૂચવતો હોયઃ ગમે તે કારણ હોય, પણ જ્યાં શેઠ ઓટલા પરથી પગ ઉંચકે, કે ઘોડો ફું કરે, ડોકી હલાવે, કે ખાંધ ખંખેરે. શેઠ તો બિચારા જ્યારે જ્યારે પરણવા જતા ત્યારે જ ફક્ત ઘોડે બેસવાનો મહાવરો રાખતા હોવાથી ઘોડાની આ દગલબાજીથી બીને, તરત પગ પાછો ખેંચતા. શેઠે એકવાર–બેવાર–સાતવાર મહાન ભગીરથ પ્રયત્ન આ ઘરડા ઘોડાને પલાણવા કર્યા; પણ હતા ત્યાંના ત્યાં! આખરે બે જણે અશ્વરાજને મોઢા આગળથી ઝાલ્યો, બે જણ પૂછડાની તપાસ રાખવા પીઠ પાછળ ઉભા રહ્યા, અને શેઠને કહ્યું, "ચાલો શેઠ! હવે ફીકર નથી."

લોકો બધા એકીટશે જોઇ રહ્યા. અર્જુને મત્સ્ય વીંધ્યું ત્યારે પણ આટલી એકાગ્રતા દ્રુપદના રાજદરબારમાં નહિ દેખાઇ હોય. બેફીકર થવાનાં વચનોથી શેઠે હિંમતને બે હાથે પકડી. અરે હા ! પણ બંને હાથમાં તો નાળીએર હતું—શેઠે પગ ઉઠાવ્યો—હંમેશ કરતાં વધારે—અને મૂકયો અશ્વરાજની વૃદ્ધ પીઠે; પણ જાત ઘોડાની અને તેમાં પુરાણો, પછી પૂછવું શું ? તરત ફરી ગયો, મોઢું શેઠ તરફ કર્યું—કાન ઉંચા કર્યા. શેઠ ગભરાયા—જીવ બ્રહ્માંડની લગોલગ જઇ પહોંચ્યો—પાછળ હઠયા—હાથ જોડી જીવ બચાવવા નાળીએર જતું કર્યું. પાછળ હઠતાં એકદમ પાઘડી ભીંતમાં અથડાઇ, ખસી આગળ આવી—પડી ગઇ. વરરાજા તાજનષ્ટ થયા. લોકોમાં હાહાકાર કે પછી હ—હ—હકાર વ્યાપ્યો. શેઠે ઉંચું જોયું—દયાર્દ્રતાથી લોકો તરફ જોયું—તિરસ્કારથી ઘોડા તરફ જોયું—ગૌરવથી કીચડમાં પડેલી પાઘડી સામું જોયું, ઠપકામાં, બીજામાં આકાશ તરફ ઇશ્વર સામું જોયું. કોણ જાણે શું દેખાયું. પણ એકદમ હોઠ ખેંચાયા અને આખી મેદનીમાં પહોંચે એવો સૂર તેમના ગળામાંથી નીકળ્યો:

"એં—એં—એં."

લોકો બધા વીંટાઇ વળ્યા. ઘણા ખરાએ મોઢે રૂમાલ કે ખેસ દીધો. મને લાગ્યું, કે તે શરમમાં હોવું જોઇએ. શેઠ કેમ રડયા તે કોઇ સમજ્યું નહિ. શેઠે રડતે રાગે કહ્યું, કે "ફીલ્લાની બા સાંભરી." પછી મહા મહેનતે શેઠને ઠીક કર્યા અને ચાર મજબૂત સાજનીઆઓએ ઉંચકી અશ્વરાજ પર બેસાડયા. મને ઘોડાને દ્વેષબુદ્ધિ થઇ હોય એમ લાગ્યું. તેની આંખો ઘડપણના પાખંડથી ભરેલી લાગી.

શેઠને ઘરડે ખભે, નીકળતાં નીકળતાં, વળી એક તલવાર મૂકી

રખે ઘોડા પરથી પડી જાય, કે મ્યાનમાંથી નીકળી તલવાર વાગે–કે હાથમાંથી નાળીએર સરી જાય; એવી અનેક ફીકરમાં વરરાજા કેમે કરીને બેઠા. આખરે બેંડના અવાજથી અને હીજડાના નૃત્યથી, તાલબદ્ધ થઇ વરઘોડો નીકળ્યો.

આખરે અમે વેવાઇને ઘેર આવ્યા. વેવાઇનું ઘર જરા નિચાણમાં હતું એટલે ત્યાં જતા પહેલાં ઢોળાવ ઉતરવાનો હતો. તાસાંવાળા તાનમાં, હીજડાઓ ગાનમાં, અને સાજનીઆઓ ગુલતાનમાં ઢોળાવ ઉતર્યા–ઉતર્યા અને પાછા ફર્યા. ઉપર ઢોળાવ શરૂ થાય ત્યાં–કોઇ પર્વત પર ફીરસ્તો ઉભો હોય તેમ–શેઠ અને એમનો ઘોડો ઠમકીને ઉભા હતા. ઘોડો બળવો કરવાની તૈયારી કરતો હોય તેમ, જાણે તેના મનમાં તે કરવાનો સર્વાનુમતે ઠરાવ થયો હોય તેમ, નિશ્ચલતાથી, એક જ પગ ઢોળાવ પર મૂકી–દુનિયાને દબાવતો શેઠને ગભરાવતો, ઉભો હતો. અરે ઘોડા જમાનાની અસર તારા પર પણ !

બે ચાર જણ દોડી ગયા અને ઘોડાને પકડી ખેંચવા માંડયો. પણ તે વળી એકનો બે થાય ! શેઠ કહે, કે ઉતરી પડું. લોકો કહે, વળી એમ તે ઉતરાય ? બે ત્રણ જણે લગામ ઝાલી અને બે કે પાછળથી બે ત્રણ સપાટા ઘોડાને અડાવી દીધા. ઘોડો હિંમત હાર્યો, બળવો કરવાનો ઇરાદો છોડયો. ત્યાગ વૃત્તિથી–માર ન સહન થવાથી–તેણે ગતિ સ્વીકારી, ડગલાં લીધાં એક, બે, ત્રણ ઉપર શેઠ ગભરાયા–ઢોળાવને લીધે ઘોડાની ડોક પર નમ્યા–ઘોડાના આગલા પગ ધ્રૂજ્યા–તેણે જોખમદારી છોડી–તેના આગલા બે પગ મરડાયા–વળ્યા અને ગુરુત્વાકર્ષણનાં પ્રભાવે તે સર્યો, નીચે અમે ઉભા હતા ત્યાં એ અને ડોકે વળગેલા શેઠ એમ ઝપાટાબંધ ઉતર્યા–આખરે નીચે અટક્યા. સ્વાર્થી સાજનીઆઓ જોઇ રહ્યા–મદદે દોડતા પહેલાં આ

દૃશ્ય ફરી નહિ જોવા મળે એવા વિચારે તેને હૃદયમાં ઉતાર્યું. આખરે શેઠને ઉંચકયા, અને હવે વેવાઈનું ઘર આવ્યું હતું એટલે પગે જ તે ત્યાં પહોંચ્યા.

વરરાજા પોંખાયા—વહેવાણો રિસાઇ—અને આપણા પુરાણા શિરસ્તાઓ મુજબ વરરાજા ચોરીમાં પધરાયા. નાનું સરખું પાનેતરમાં વીંટાળેલું ઢીમચું હોય તેવી કન્યાને તેના મામા ઉંચકી લાવ્યા અને ચોરી સામે બેસાડી. શ્લોક પર શ્લોક ભણાવા માંડયા; દૂર જ્યાં હું ઉભો હતો ત્યાં સમરથ જોષી તપેલામાં જોઇ ઘડી ગણતા હતા અને ગમે તે શ્લોકની લીટીઓ ભેગી કરી શેઠને "સાવધાન" કરતા હતા. મને જોષીની સ્થિતિ વિચિત્ર લાગી. તેમની આંખોમાં કૈં જુદું જ તેજ હતું અને તેમની જીભ જરા લથડાતી. મને લાગ્યું, કે જોષી બુવાએ "વિજયા"ની આરાધના કરી હતી. દૂર એક લીલા પાણીનો ભરેલો હોય એવો લોટો જોઇ ખાત્રી થઈ. પ્રસંગની મહત્તાના માનમાં અને મહાદેવને પ્રસન્ન કરવાના સ્તુત્ય હેતુથી, જોષીજી ચકચૂર થયા હતા. મેં પાણીથી ભરેલા તપેલામાં જે તરફ જોષી એકી નજરે જોઇ રહ્યા હતા તે તરફ જોયું. પાણી પર કૈં ન હોતું. જોષી જોતાં હતા ખરા—પણ ઘડી માંડી જ નહોતી. ભાંગની ધુનમાં કાલ્પનિક ઘડીઓ જ ગણતા. આખરે જોષીએ થાળી લીધી, વગાડી—વાજાં વગાડ્યાં—શામળશા સજોડ થયા. તેમની હોંસ પૂરી પડી.

થોડીવારે જગ્યા થઈ એટલે હું ચોરી પાસે ગયો. કન્યા ઉંઘી ગઈ હતી અને તેની મા તેને ખોળામાં લઇ બેઠી હતી.

સપ્તપદી, અમારા શાસ્ત્રના કહેવાતા અમરકૉલ, જેની મહત્તા પર અમારા લગ્નની પવિત્રતાના બુરજો ચણાયા છે તેનો વારો આવ્યો. મને ધાર્મિક લાગણીઓએ પુનિત કર્યો.

હું તો આઠ વર્ષે પરણ્યો હતો અને ઘરવાળી હજુ તેની તેજ હતી; એટલે તે વખતની મારી શી લાગણીઓ હતી તે મને યાદ ન હોતી; મને આજે અનુભવ થયો. પાટલા નીચે હાથ મૂકી–ટેકવી, શેઠ ઉઠયા; કન્યા કેમે કરી જાગી જ નહિ. આખરે તેની મા ઉઠી, હાથમાં દીકરીને લીધી–અને શેઠની સાથે ચોરીની આસપાસ ફરી. આખરે પવિત્ર સપ્તપદી પૂરી થઇ.

લખવાનું હજુ બહુ છે; પણ સ્થલનો અભાવ છે. હું બહાર નીકળ્યો તો જાણે ભીલડીઓ, નીશામાં ગાળો ભાંડતી હોય તેમ, લૂગડાં કે અવાજ કે ચાળા કે શબ્દોની મર્યાદા અને છટા રાખ્યા વિના–દરોજ વહેંત આધું ઓઢી, ડાહી ઠકરાણી ગણવા ધીમે ધીમે બોલતી સ્ત્રીઓ ગાઇ રહી હતી. બહુ જોવાની હવે મારામાં અભિલાષા રહી નહોતી. અમે વાડીએ ગયા અને રાતની ગાડીનો વખત થયો એટલે મેં ગાંડાભાઇની રજા લીધી કે " હવે તો હું જઇશ જ"

"પણ, રણછોડભાઇ! શેઠને મળીને જાઓ. નહિ તો તેમને ખોટું લાગશે કાલે મને વઢશે."

" ઠીક ભાઇ, " કહી હું પાછો વેવાઇને ત્યાં આવ્યો. શેઠની ભાળ પૂછી તો મને જણાવવામાં આવ્યું, કે માતાના ઓરડામાં વર કન્યા પૂજા કરે છે. લોકો જમણની ખટપટમાં હતા એટલે ઘર સુનું લાગતું, હું દેખાડેલા ઓરડા તરફ ગયો અને ત્યાં જઇ જોયું અને ઉભો.

ભીંતને રંગી, માતા કરી, તેની પૂજા કરવા અને ભટનું તરભાણું ભરવા, ચોખા અને ઘઉંના ઢગલા મારેલા હતા. સામે શેઠ અને નવાં શેઠાણી–અત્યારે જાગતાં હતાં–બેઠાં હતાં; ગોર કૈં લેવા બહાર ગયા હોય એમ દેખાયું.

હું અંદર પેસવા જતો હતો અને ઠમક્યો—મર્યાદાનો બાધ આવ્યો. શેઠ સંવનન (wooing) કરતા હતા. ધીમે ધીમે ૭ વર્ષની કોડીલી કન્યાનો ઘૂમટો તાણતા હતા. હું જોઇ રહ્યો. કોણ કહે છે કે આપણે ત્યાં સંવનન નથી? હું તો ચિત્રવત્ થઇ ઉભો—જોયાં જ કર્યું. શેઠે ઘૂમટો કાઢ્યો ને તેમની ઝીણી, ઘરડી આંખે કટાક્ષ માર્યું. શેઠ ધીમે રહી શેઠાણીની હડપચીને અડકવા ગયા. તેણે કહ્યું; "ના—હી," અને જરા આઘી ખસી ગઇ, શેઠ જરા પાસે ગયા, શેઠાણીએ ધસકી દીધી; "બાને બોલાવીશ." શેઠ હિંમત હાર્યા નહિ—"હવે બેશની" કહી હાથ લંબાવ્યો, શેઠાણીને ગલીપચી કરી. શેઠાણીનો તીણો ધાટો ગાજી ઉઠ્યો.

"ઓ બા! બા! આ ડોસો મને મારે છે."

* * *

શું કહું? મેં—રણછોડે રણ છોડ્યું; હું મૂંગે મોઢે નાઠો. જતાં જતાં બૈરાંઓનો બેસી ગએલો પણ દૂર સંભળાતો સ્વર આવ્યો.

"એ વર નહિ પરણે, નહિ પરણે."

"અમે જીત્યા રે જીત્યા."

# ખુલખુલ

શ્રી. કેશવ હ. શેઠ

ગામને સીમાડે રઘુનું ખેતર હતું. આજ તેણે પોતાના દિલોજાન દોસ્ત જગુને ઉંધિયું ખાવા ન્હોતર્યો હતો.

સીમની સ્વચ્છ ને સુગન્ધવાહી હવા, સીમની શાન્તિ, સીમનો લીલોતરીપૂર્ણ નિલમલીલો પ્રદેશ અને પ્રકૃતિદેવીનું પરમ આહ્લાદક સૌન્દર્ય; એ સૌનો મિઠોમધુરો આનન્દ માણતા બન્ને મિત્રો, કોઠાની ચટણી સાથે ગરમાગરમ ઉંધિયાનો આસ્વાદ લઈ રહ્યા હતાં.

પ્રહરેક વીત્યા પછી જગુ ઘેર જવા ઉઠયો, ત્યારે રઘુએ કહ્યું: 'ગૂંગળાવી મારતા ઘરના વાતાવરણ કરતાં અહીં જ બેસની; ઘેર જઈને ક્યાં મોતી પરોવવાં છે ?'

'મોતી નથી પરોવવાં......' જગુએ જરા માથું ખંજવાળતા કહ્યું,

'ત્યારે ?'

'ત્યારે શું વળી ? હમણાં સંધ્યાકાળ થશે; તને તો મોતી પરોવવાનું સૂઝે છે ! ભઠિયારખાનાને તો ભૂલી જ જાય છે ! રૂચિ પ્રમાણે ખાઇ લઇશું, બે એંઠાં વાસણ પડયાં હશે તે અજવાળી દેશું; હજી તો સવારનું ભીનું ધોતર પડયું છે તે ધોવું છે; એમ કરતાં સૂવાનો વખત થશે. પથારી પણ હાથે જ પાથરવાની છે ! ખોટી ન કર. મારે જવું જ જોઇએ.'

'જગુ, બેસ તો એક વાત પૂછું.' રઘુના મુખ પર ગંભીરતા છવાઈ. જગુ બેઠો. રઘુએ 'વાત' કહીઃ 'જો, તું વહુવાળો થઇ જાય–' સાંભળતાં જ જગુ જેમ દાઝતો હોય તેમ ઉછળ્યો.

'વહુ ? દુનિયામાં તારા જેવો અક્કલનો દુસ્મન કોઇ હશે ? સ્ત્રીનું નામ શું કામ સંભળાવ્યું ? મ્હારે ઉપવાસ કરવો પડશે.'

'લગ્નને દિવસે ઉપવાસ કરવો જ પડે છે !'

'હવે લૂલીની લગામને કાબુમાં રાખવી છે કે લવારો જ કરીશ ? આજ વળી તને લગ્નની લગની કયાંથી લાગી ?'

'કે' દહાડાનો પૂછવાની તક શોધતો' તો—'

'પણ મારે નથી પરણવું–બસ નથી જ પરણવાનો. મારા ઘરમાં સ્ત્રીનાં પગલાં નહિ જોઇએ.'

'પણ એ તો કહે, સ્ત્રીજાતિ પર આટલો બધો અણગમો શાથી થયો છે ?'

જગુ બત્રીસે દાંત દેખાય એવું ખડખડાટ હસ્યો. તેણે તોછડાઈથી કહ્યું: 'દમયંતીની ખાતર નળરાજા 'બાહુક' થયો, દ્રૌપદીની ખાતર પાંડવોના પ્રાણ કંઠે આવ્યા, સીતાની ખાતર રામ રોયા ને કૈકેયીના વચનની મોકાણે દશરથે પ્રાણ ખોયા ! બોલ, શું સમજીને સ્ત્રી-જાતિને છાપરે ચડાવે છે ! સ્ત્રી એટલે જ કલેશકંકાસનો અવતાર ! માટે તું તારું કામ કર. આજ પછી મારી આગળ જો ફરી આવી વાત કહાડી, તો આપણે દોસ્ત મટીને દુશ્મન થવાના.'

'નથી સમજી શકતો કે સ્ત્રી જાતિને તું દુશ્મન રૂપે કેમ દેખે છે ! જગુ, દમયંતી વગેરે દેવીઓ વિષે તું એક તરફી મત બાંધી બેઠો છે. એમનાં આખરી પરિણામ જાણવા સુધી બુદ્ધિને તેં તસ્દી આપી લાગતી નથી. જગતમાં જો સ્ત્રી એક બીન જરૂરી અથવા તું કહે છે એવી અપશુકનીઆળ ચીજ હોત, તો ઈશ્વર એને સર્જત જ શું કરવા ? સ્ત્રી જાતિ જ ન હત, તો તું ને હું પણ ક્યાંથી હત ? જરા સમજીને વાત કર; ઈશ્વરનો ગુન્હેગાર ન થા.'

'ત્હારો ઇશ્વર...! એ વળી કઇ જાતનું પ્રાણી છે !' જગુ તિરસ્કારથી હસ્યો અને ઈશ્વરના અસ્તિત્વ વિષે નાસ્તિકતા દર્શાવનાર જગુને, રઘુ કાંઇક ઠપકો દેવા જતો હતો એવામાં પાસેના ખેતરમાંથી કારમી ચીસ સંભળાઈ. બન્નેનું ધ્યાન તે તરફ ખેંચાયું.

'રઘુ !' જગુ બોલ્યો: 'કોઇક ચુડેલ જેવી નિર્દય બાઇ બિચારી છોકરીની બોચ્ચી ઝૂડી રહી છે...'

'આપણે એને છોડાવવી જોઇએ' રઘુ દયા ભાવે બોલ્યો.

'આપણે ! શા માટે ? ત્હારો ઇશ્વર ક્યાં ગયો ? એ શું નિર્દય છે કે આવું સાંખી રહે છે !' જગુએ આબાદ ટાણો લગાવ્યો.

'ટીખળનો વખત નથી. જલ્દી ઉઠ.'

બન્ને જણ દોડયા. પેલી બાઇનું ધ્યાન છોકરીને મણની છ પાંચશેરીઓ કરવામાં રોકાયલું હોવાથી તેણે જગુ–રઘુને જોયા નહિ. ત્યાં પછવાડેથી આવતાંવેંત જ જગુએ એ નિર્દય બાઇના બરડા પર લોખંડી મુક્કો એવો લગાવ્યો કે બાઇ ત્યાંથી મુઠીઓ વાળીને નાઠી; અને મારથી અધમુઇ થઇ ગયેલી છોકરી અચેતન અવસ્થામાં પડી રહી.

* * *

'એ શંખણી ત્હારી શી સગી થાય?' શુદ્ધિમાં આવેલી બાલાને જગુએ પૂછ્યું.

'સાવકી મા.': બાલા રોતલ અવાજે બોલી.

'શા વાંકે તને અધમુઈ કરી નાખી?'

'મા બાપ મરી ગયાં એ વાંક...' બોલતાં બોલતાં બાલાનું હૈયું ભરાઇ આવ્યું. એની આંખમાંથી આંસુ ઉભરાયાં. જગુ તેની અડોઅડ આવ્યો અને બોલ્યો: 'તું રો ના; એ ચાંપલી હવે તારૂં નામ સરખું નહિ લે. બોલ, શાથી તને આટલી બધી ઝૂડી નાખી?' મારથી પડેલા સોળ સામે, દયાભીનો દૃષ્ટિપાત કરતા જગુના મુખ પર ગંભીરતા છવાઇ રહી.

'ભાથુ આપવા આવતાં જરા વાર થઇ...શું કરૂં, મરૂં? વીંછી કરડયો, તેથી વાર થઈ...' બાળાનો ડુમો હજુ શમ્યો ન્હોતો. તે રોઇ પડી.

'જગુ ત્હારે ઘેર જવાનું હવે મોડું નથી થતું?' અત્યાર સુધી જગુની સૂક્ષ્મ લાગણીને બારીક નજરે નિહાળતા રઘુએ મિઠો ટાણો ઠોક્યો.

જગુ બત્રીસે દાંત દેખાય એવું ખડખડાટ હસ્યો. તેણે તોછડાઇથી કહ્યું: 'દમયંતીની ખાતર નળરાજા 'બાહુક' થયો, દ્રૌપદીની ખાતર પાંડવોના પ્રાણ કંઠે આવ્યા, સીતાની ખાતર રામ રોયા ને કૈકેયીના વચનની મોકાણે દશરથે પ્રાણ ખોયા ! બોલ, શું સમજીને સ્ત્રીજાતિને છાપરે ચડાવે છે ! સ્ત્રી એટલે જ કલેશકંકાસનો અવતાર ! માટે તું તારું કામ કર. આજ પછી મારી આગળ જો ફરી આવી વાત કહાઢી, તો આપણે દોસ્ત મટીને દુશ્મન થવાના.'

'નથી સમજી શકતો કે સ્ત્રી જાતિને તું દુશ્મન રૂપે કેમ દેખે છે ! જગુ, દમયંતી વગેરે દેવીઓ વિષે તું એક તરફી મત બાંધી બેઠો છે. એમનાં આખરી પરિણામ જાણવા સુધી બુદ્ધિને તેં તસ્દી આપી લાગતી નથી. જગતમાં જો સ્ત્રી એક બીન જરૂરી અથવા તું કહે છે એવી અપશુકનીઆળ ચીજ હોત, તો ઈશ્વર એને સર્જત જ શું કરવા ? સ્ત્રી જાતિ જ ન હત, તો તું ને હું પણ કયાંથી હત ? જરા સમજીને વાત કર; ઈશ્વરનો ગુન્હેગાર ન થા.'

'ત્હારો ઇશ્વર...! એ વળી કઇ જાતનું પ્રાણી છે !' જગુ તિરસ્કારથી હસ્યો અને ઈશ્વરના અસ્તિત્વ વિષે નાસ્તિકતા દર્શાવનાર જગુને, રઘુ કાંઇક ઠપકો દેવા જતો હતો એવામાં પાસેના ખેતરમાંથી કારમી ચીસ સંભળાઈ. બન્નેનું ધ્યાન તે તરફ ખેંચાયું.

'રઘુ !' જગુ બોલ્યો: 'કોઇક ચુડેલ જેવી નિર્દય બાઇ બિચારી છોકરીની બોરડી ઝૂડી રહી છે...'

'આપણે એને છોડાવવી જોઇએ' રઘુ દયા ભાવે બોલ્યો.

'આપણે ! શા માટે ? ત્હારો ઇશ્વર કયાં ગયો ? એ શું નિર્દય છે કે આવું સાંખી રહે છે !' જગુએ આબાદ ટાણો લગાવ્યો.

'ટીખળનો વખત નથી. જલ્દી ઉઠ.'

બન્ને જણ દોડયા. પેલી બાઇનું ધ્યાન છોકરીને મગની છ પાંચશેરીઓ કરવામાં રોકાયલું હોવાથી તેણે જગુ–રઘુને જોયા નહિ. ત્યાં પછવાડેથી આવતાંવેંત જ જગુએ એ નિર્દય બાઇના બરડા પર લોખંડી મુક્કો એવો લગાવ્યો કે બાઇ ત્યાંથી મુઠીઓ વાળીને નાઠી; અને મારથી અધમુઇ થઇ ગયેલી છોકરી અચેતન અવસ્થામાં પડી રહી.

* * *

'એ શંખણી ત્હારી શી સગી થાય?' શુદ્ધિમાં આવેલી બાલાને જગુએ પૂછયું.

'સાવકી મા.' : બાલા રોતલ અવાજે બોલી.

'શા વાંકે તને અધમુઈ કરી નાખી?'

'મા બાપ મરી ગયાં એ વાંક...' બોલતાં બોલતાં બાલાનું હૈયું ભરાઇ આવ્યું. એની આંખમાંથી આંસુ ઉભરાયાં. જગુ તેની અડોઅડ આવ્યો અને બોલ્યો : 'તું રો ના; એ ચાંપલી હવે તારૂં નામ સરખું નહિ લે. બોલ, શાથી તને આટલી બધી ઝુડી નાખી?' મારથી પડેલા સોળ સામે, દયાભીનો દૃષ્ટિપાત કરતા જગુના મુખ પર ગંભીરતા છવાઇ રહી.

'ભાથુ આપવા આવતાં જરા વાર થઇ...શું કરૂં, મરૂં? વીંછી કરડયો, તેથી વાર થઈ...' બાળાનો ડુમો હજુ શમ્યો ન્હોતો. તે રોઇ પડી.

'જગુ ત્હારે ઘેર જવાનું હવે મોઢું નથી થતું?' અત્યાર સુધી જગુની સૂક્ષ્મ લાગણીને બારીક નજરે નિહાળતા રઘુએ મિઠો ટાણો ઠોકયો.

'છોકરી ! કહેતી હોય તો મૂકવા આવું, ને જઇ શકે તો એકલી જા. ચાલ, રઘુ' બાલાને વિદાય આપીને જગુ ઘેર જવા ઉઠયો.

બાલાની છાતી ધડકવા લાગી. કાંઇક દયા, કાંઇક રાહત, કાંઇક આશ્વાસન યાચતી તેની કીકી જગુ તરફ ખેંચાયલી રહી. જગુ અકથ્ય ભાવે તેને જોઇ રહ્યો. બાલાએ અનન્ત આકાશ ભણી નજર ફેંકી.

'ઉંચે શું જુએ છે. છોકરી ?'

'એક અસહાય જીવને રાહત દેનાર ક્યાંય હશે કોઇ ? એ શોધું છું: પાછું એ જ ઘર ને એ જ મા ! ક્યાં જાઉં ! શું કરૂં ! ઇશ્વર! દીનાનાથ !' નિઃશ્વાસ નાખતી બાળા જમીનપર પટકાઇ પડી. જગુ અને રઘુ વિલક્ષણ લાગણી અનુભવતા એકમેકની સામે જોઇ રહ્યા.

'ઇશ્વર, પ્રભુ, દીનાનાથ એ બધાં એક જ ભગવાનનાં નામ છે, જગુ !' રઘુએ પાછી ચર્ચાસ્પદ વાત છેડી.

'અને તું જોઇ રહ્યો છે કે એ અવતાર વિનાના અદ્ધર પ્રાણીનું નામ લેનાર કેવાં રીબાઇ રીબાઇને વગર મોતે મરી જાય છે !'

'ભૂલે છે; ઇશ્વરના નામસ્મરણે જ આ છોકરી તેની શંખણી માના વધુ મારથી બચી ગઇ...'

'એટલે તું કહેવા શું માગે છે ?' જગુના મગજનો પારો ચડવા લાગ્યો: 'તારી દુનિયામાં ઇશ્વર જેવું કોઇ જાનવર જીવતું હોય તો એક કામ કર; કેટલીયે વાર મારી સ્થિતિને સારી ને સમૃદ્ધ કરવા સારૂ ત્હારા ઇશ્વરને મેં પ્રાર્થનાઓ કરી હતી. તે તેને કાને પહોંચી છે કે નહિ, પ્રાર્થનાઓ તેણે ન જ સાંભળી હોય તો મનના મનોરથની

ફળપ્રાપ્તિ માટે ત્હારા એ ઇશ્વરને નામે કરેલી બાધા આખડીએ પાછળ ખર્ચાયલા પૈસા મને એની પાસેથી પાછા મેળવી આપ. બાકી ખાલી ઇશ્વર–ઇશ્વર કરીને માથું ન પકવતો. મારે એની સાથે કશું જ સ્નાનસુતક નથી–એમ તને લાખવાર કહી દીધું છે ત્હોય જ્યારે ને ત્યારે 'ઇશ્વર'ની લવરીએ ચઢે છે!'

બાલા શુદ્ધિમાં આવતી હતી. તેણે જગુનો નાસ્તિકવાદ સાંભળ્યો. ભરદરિયે ડૂબતો માણસ તરણાને વળગીનેય તરવા ચ્હાય તેવી હાલત ભોગવતી બાલાનું ડામાડોળ મન વધુ વ્યાકુળ બન્યું. હતાશ, અસહાય, નિરાધાર, છોકરીને જીવતર સાવ અકારૂં લાગ્યું અને તેમાં વળી ઇશ્વરની દયાળુતા વિષેની રહીસહી આસ્થાના અવશેષ જગુના સંભાષણથી નષ્ટ થતા હોય એમ તેના ગરીબ મુખારવિંદપરથી લાગતું હતું. બાલાને આવી અકારી જીંદગી કરતાં મોત જાણે મીઠું લાગતું હોય એમ, તેણે હળવે રહીને જગુના ગજવામાં હાથ નાખ્યો અને અંદરથી ડોકીઉં કરતો ચપ્પુ કહાડી લીધો.

'ઠીક ત્યારે; ત્હારા વતી ભગવાનને ભલામણ કરવા હવે રજા લઉં?' રઘુએ જગુને અહીં એકલો જ રાખવાની યુક્તિ રચી.

'અને છોકરી, તું ત્હારે ઘેર જા.' કહીને જગુ પણ ઉઠયો. રઘુ એનાથી છૂટો પડી, પોતાને રસ્તે વળ્યો, જગુ થોડીકવાર ઉભો હતો ત્યાં જ થોભ્યો. વળી પાછો ધીમે પગલે ચાલવા લાગ્યો. થોડેક ગયા પછી, તીરછી આંખે, પૂઠ ફેરવીને તેણે બાલા સામે જોયું. અને એોહ! બાલા, જગુના ચપ્પુ વડે આપઘાત કરવાની અણીપર હતી! જોતાં જ જગુ ગભરાયો, તે બાળા પાસે દોડી ગયો, એના હાથમાંથી ચપ્પુ ખેંચી લીધું ને બરાડી ઉઠયો: 'મારા ચપ્પુથી ખૂન કરીને મને જ ખૂની ઠરાવવો છે? ગજવામાંથી કઇ વખતે કહાડી લીધુ'તું?'

'તમે પેલા ભાઇ સાથે વાત કરતા'તાને, તે વખતે.'

'તે તું મરી જવાનું કેમ પસંદ કરે છે?'

'ત્યારે બીજું શું કરૂં?' જગતમાં મા ન હોય, બાપ ન હોય, સાવકી માને પનારે પડી, રીબાઇ રીબાઇને મરવાનું હોય, તમ સરખા દયાળુ જીવ પણ સુખશાંતિનો રસ્તો ન બતાવે ને ભગવાન જો ખરેખાત હોય જ નહિ, તો પછી...' વાક્ય પૂરૂં ન થયું. બાલા ડૂસકે ડૂસકે રોવા લાગી. એની આંસુધારે જગુની નાસ્તિકતા કાંઇક ધોવાવા લાગી. તેણે બાલાના મૂલાયમ લલાટ પર ઉડતી અલકલટને ઠીકઠાક કરી. તેના સ્કંધપ્રદેશે માયાળુ હાથ ફેરવ્યો, અને એ બધું થયું કેવળ નિર્દોષ–નિર્વિકારી ભાવે; ફક્ત મનુષ્યસ્વભાવસર્જિત દિલની દાનાઇ ને દયાળુ લાગણીથી જ દોરવાઇને:

'તું અમથી અકળાય છે. આ જગુની હયાતિ હશે ત્યાં સુધી તારો કોઇ વાળ સરખો વાંકો નથી કરવાનું. છાની રહી જા; બોલ, શું નામ ત્હારું?'

'જસુ.' જસુએ જગુ પ્રત્યે આશાભરી નજર કરી. અને તે વખતે, માથાપર છાયાનો શીળો શેરડો પાડતા સુગન્ધવાહી બોરસલીના વૃક્ષ ઉપરથી બે બકુલફૂલ ખર્યાં: એક જસુના ખોળામાં; બીજું જગુના ખોળામાં.

* * *

'જો ત્યારે, જસુ! ઘેર જવાનું મારે મોડું થાય છે અને તુંય અહીં ક્યાં સુધી બેસી રહીશ?'

'જગુભાઇ, મને આશરો ન આપો?' જસુ જગુના અંગ-પર ઝૂકતી વેલ પેઠે ઝૂકી પડી.

'આશરો ? હું આપું ?' હળવેકથી જસુને છૂટી કરતાં જગુ બોલ્યો: 'મારી એવી સ્થિતિ નથી. પણ ચાલ, તને ત્હારે ત્યાં સહીસલામત મૂકી આવું; ફરી એ શંખણી તને સ્વપ્નેય ન સતાવે એવી ગોઠવણ કરી આપું.'

જસુ લથડતે ચરણે ઉઠી. બન્નેએ ખેતર વટાવી, જસુના ઘરની કેડી લીધી. થોડેક સુધી ઉભયનાં હૃદયે જે અકથ્ય–મુરૂભાવ ઉભરાતા હતા, તે એકબીજાથી અણઉકલ્યા જ રહ્યા. જસુ અન્તરની આશાને ઉકેલવા જતી હતી, તેવામાં સામેથી ગામનો મુખી, ઉતાવળા પગલે આવતો જણાયો.

'અલ્યા જગુ !' મુખીએ લગોલગ આવીને રાડ પાડી. બન્ને જણ ત્યાં જ થંભી ગયાં. મુખીએ સત્તા ચલાવી: 'કહે છે કે તું કોઇ બદમાશ છોકરીની સોબતે ચડયો છે !' અને મુખીએ તેની કાતીલ કીકીથી જસુ સામે જોયું. ભોળી મૃગલી સરખી જસુ ભડકી ઉઠી. તે જસુની છાતીએ નત મસ્તક નાખી, લપ્પાઇ ગઇ.

'મુખીસાબ !' જગુનો આવેશ જોવા જેવો હતો: 'આવી બેઅદબ બાતમી આપનાર કયું ભૂત છે ?'

'ભૂત નથી; જીવતી–જાગતી એક બાઇ છે. કહ્યું કે ગઇ કાલે ગામમાં જે ચોરી થઇ'તી, તેમાં તારી સાથેની આ છોકરીનો પણ પક્કો હાથ હતો. મારે એ વિષે ચાંપતી ચોકસાઇ કરવી પડશે.'

સાંભળીને જગુ ડઘાઇ ગયો. 'જસુ પર આવું આળ !'

જગુને વિચારમાં પડેલો જોઇ મુખી વધારે વહેમાયો. તેણે જસુનો કબજો દેવા ફરી રાડ પાડી. ત્યારે ધીરા શ્વાસે જસુએ જગુના હૃદયને સંભળાવ્યું:

'કહો ને, કે એ તો મારી વહુ થાય !'

અને જગુએ કશા પણ વિચાર વગર એજ પ્રેરણાનો પડઘો પાડયો:

'મુખીસાબ ! મે'રબાની કરી તમારી તલ્વારને મ્યાનમાં રાખો તો સારું. નથી જાણતા ? એ તો મારી વહુ થાય !'

મુખી ઝંખવાણો પડયો.

'તમને કાળદૂત જેવા દેખીને બાપડી બ્હી મરી ! અમે ખેતરમાંથી આવીએ છીએ. તમે જે છોકરી વિષે કહો છો એવું તો કોઇક પે...લ્લે ટીંબે અમને મળ્યું હતું.' જગુએ દૂરદૂર અંગુલિનિર્દેશ કરતાં 'તોપ' છોડી.

'ઠીક છે; આ છોકરી તારી વહુ જ છે કે તું જુઠું બોલે છે તેની ખાતરી કરવી પડશે; હમણાં તમે જાવ, મ્હારે એ ટીંબાની આસપાસથી બદમાશ છોકરીને શોધી કહાડવી પડશે.'

કર્મચંડાળણી સાવકી માનાં જ કારસ્થાન હોવાં જોઇએ. પોતાના રખાત મુખીને ભંભેરીને તેણે જ દમદાટી દેવા અહીં તેને મોકલેલો હોવો જોઇએ એમ જગુને લાગ્યું. બન્ને મુખીના પંજામાંથી છૂટયાં ખરાં; પણ જગુનો ચ્હેરો લેવાઇ ગએલો લાગતો હતો.

'તમને શા વિચાર થાય છે ?' જસુએ ચાલતાં ચાલતાં પૂછ્યું.

'તારા કપાળના ! ઘેલી છોકરી ! હું તો હવે પૂરો ફસાયો. મારે તો વહુ છે જ નહિ; મુખી આવીને તજવીજ કરશે તો પૂરી કમબખ્તી ! તેં તો 'લેને ગઇ પૂત ઓર ખો આઇ કસમ' જેવું કરાવ્યું ! બોલ હવે, શું કરવું મ્હારે ?'

'જગુભાઇ, તમે જરાય આકળા ન થાવ; તમારે પગે પડું. જુઓ, એક રસ્તો જડે છે...'

'ભસી મરની; કયારની કહેતી કાં નથી ?'

'સાંભળો ભસી મરૂં છું.' જસુએ જરાક લાડથી ને લ્હેરથી વાત કરવા માંડી : 'જુઓ, સુખી ખાતરી કરવા આવે, ત્યાં સુધી તમારે ત્યાં હું પડી રહું, તો પછી 'કમબખ્તી' ન થાય ને ?'

જગુને આ વાત ગળે ઉતરી. તે બોલ્યો : 'એ તો ઠીક પણ હું ખરેખર વર નહિ, ને તું મારી ખરેખરી વહુ નહિ. સમજી ? બાકી વળગી પડવાની વાત કરે તે નહિ ચાલે.'

'ભૂખથી આંખે એવા અન્ધારાં આવે છે ! જલ્દી તમારે ત્યાં લઇ જાઓની.' જગુની શરતને ગળી જતાં જસુ બોલી.

* * *

'આ તે ઘર કે ધર્મશાળિયુ !' એકલવાયા જગુના ઘરમાં પગ મૂકતાં જ જસુ મનોમન બબડી. તેણે જોયું કે એક ખૂણે ચ્હાની કિટલી ને કપ–રકેબી અજવાળવાનાં પડયાં હતાં; વાસીદું તો વાળેજ કોણ ? વાસણ કાળાં ઠીંકરા જેવાં ! આખું ઘર જાણે રખડતી ચીજોનું પ્રદર્શન ! ઊંચે જુએ તો જાળાં ? નજર નાખે ત્યાં નરી અવ્યવસ્થા ! સુઘડતા કે સ્વચ્છતાનું નામોનિશાન ન મળે.

જસુ માટે, જગુ પોતાના પાડોસી મિત્રને ત્યાંથી કપડાં બદલવાનાં લઇ આવ્યો, તે જસુએ પહેર્યાં અને જગુ–નળેથી પાણી ભરીને ઘરમાં આવ્યો, ત્યાં એણે જોયું કે સાદા વસ્ત્રોમાં લપેટાયલી જસુ–વડે ઘરમાં જાણે દીવા જેવું ઝાકઝમાલ થઇ રહ્યું છે ! જસુએ પાણી વડે હાથ મ્હોં ધોયાં. તે ઠીકઠાક થઇ. જગુએ રાંધણીનો ખંડ ઉઘાડી આપ્યો. અંદર જે કાંઇ નાસ્તા પાણી હતાં તેમાંથી

બન્નેએ કોઠાને ઠંડો પાડયો: પણ એ બધું યંત્રવત; અબોલપણે: એક બીજા વચ્ચે નહિ વાત કે નહિ ચિત્ત !

'આમ આવ, જસુ !' ઘંઘોલિયા સરખા ઘરને મનોહર મંદિર જેવું બનાવવાના કામે મંડી પડેલી જસુને, જગુએ બ્હારી આગળ બોલાવી. ઝાડુ વાળતી જસુ જગુ પાસે ગઇ. જગુએ આંગળી ચીંધીને કહ્યું:

'સ્હામે દેખાય છે ને, એ મારા દોસ્તનું ઘર, ત્હારે જે કંઇ જોઇતું હોય, કે કંઇ કામ હોય તો ત્યાં જવું.' અને જસુએ ચળકતી કીકી જગુ પર નાખી. જગુને એ કમનીય કીકીનાં કામણ થયાં હશે ? મુદ્દલ નહિ.

બન્ને મોડી રાતે સૂતાં. પોતાનો એકનો એક ખાટલો જસુને સ્વાધીન : ખાટલા પરનાં ગાદલાં ને ઓઢવાનો ડુંસો પણ જસુ માટે: અને પોતે આંગણાને અઢેલીને પડયો ફાટી તૂટી ચટાઇ પર.

જસુની ઉંઘ આજ અલોપ થઇ હતી. તે વારંવાર ઉઠીને ખાટલામાં બેસતી. છેક આઘે ભર ઉંઘમાં પડેલા જગુને તીરછી નજરે જોઇ લેતી. અધર પર અંગૂલિ ટેકવી, અને ખુલ્લી બ્હારી વાટે દૂર દૂર દૃષ્ટિપાત કરતી વિચારતી : 'કેટલો ભલો ! જગુ કેવો પર-ગજુ ! મને એ કેટલો બધો વ્હાલો લાગે છે !' જસુનાં વિચાર-મગ્ન પોપચાં આકાશગમ વળ્યાં. તે બબડી : 'ત્યારે હવે હું સુખી થઇ ?' વળી નિઃશ્વાસ નાખતાં બોલી:–'જગુ તો કહે છે કે આપણે તો અમથાં અમથાં વરવહુ ! ઓ ભગવાન !' પણ તરત જ એક નવીન તરંગે તેને સહજ સતેજ કીધી : 'આખું જગત અમથું અમથું નથી શું ? જગુ ! જગુ ! તેં તત્ત્વજ્ઞાનની ભાષામાં તો એવું નહિ કહ્યું હોય ?'

—અને આવી મિઠ્ઠી મૂંઝવણમાં જસુની રાત વીતી.

*          *          *

બીજા દિવસનો ઉઘડતો પ્હરોડ ! ન્હાઇ ધોઇ, પરવારી, ચ્હા બનાવ્યા પછી જસુએ જગુને જગાડ્યો: 'કેવું એ ગુલાબી પ્રભાત !

જગુએ આંખો ચોળતાં જોયું; આજ એની સુદામાની ઝૂંપડીમાં સ્વર્ગનાં સુન્દર અજવાળાં લીંપાઇ રહ્યાં છે. જન્મારામાં પહેલી જ વાર તેણે ઘરની અજબ સુઘડતા જોઇ; જીંદગીભરમાં પહેલી જ વાર એક અણવીંધાયલી રૂપયૌવનાને તેણે નયણાં ભરીભરીને નિરખી. એને લાગ્યું કે જસુ એટલે જાણે સૌન્દર્યનો, સરળતાનો, સદ્‌ગુણનો, ચિત્તને એકદમ આકર્ષી લેતો જાદુઈ અવતાર !

તે ઉઠ્યો. બારીએ ગયો. જસુએ દાતણ ને પાણીનો લોટો હાજર કીધાં. જગુ દાતણ કરી રહ્યો. તરત મ્હોં લ્હોવાનો રૂમાલ લઇ જસુ ખડી જ હતી ! દાતણ કરીને તેણે સૌથી પ્હે...લ્લું જસુનું મ્હોં જોયું અને એ મનોમુગ્ધકર મુખારવિંદ ! મીટ માંડ્યા સિવાય કેટલાએ ક્ષણો પર્યંત જગુ તેને અનિમિષ આંખે જોઇ જ રહ્યો. એ 'જોવું' જસુને મન મિઠું લાગતું.

'ચાલોની; ચ્હા ઠંઠો પડી જાય છે !' જસુ પોતાના મુલાયમ હસ્તે જગુના હાથે વળગી તેને બિછાના પાસે લઇ ચાલી. જગુના અન્તરમાં કોઇ અગમ્ય યુદ્ધ જામવા માંડ્યું હતું. એના હૃદયમાંથી અજબ ' શીલાજીત ' ઝરવા માંડ્યો હતો. પણ સ્ત્રીજાતિનો અનાદર કરનાર એ જડસા જેવા જગુને જસુનું લોહચુમ્બક ધારી અસર કરી શક્યું હોય એમ હજી ન્હોતું લાગતું.

ચ્હા પીવાઇ રહ્યો. જસુએ સોપારીની કાતળીવાળી તાસક જગુ

સામે ધરી. ' આ વિધિ ! આ વ્યવસ્થા ! આ વિવેક !' જગુ એક 'નવા મનુષ્ય'ના સહવાસથી ડગલે ને પગલે કાંઇક નવું નવું અનુભવી રહ્યો. તેણે સોપારી લેતાં લેતાં કહ્યું :

' જસુ ! તું આવા સુન્દર રીતે વાળ હોળતાં ક્યાંથી શીખી !' અને કટિપ્રદેશ સુધી પહોંચતી જસુની રેશમ સરખી સુંવાળી–શ્યામ અલકલટોને હાથમાં લઇ તે રમાડવા લાગ્યો.

' કહેતા હો તો તમારીયે ગુચ્છી એવી ફક્કડ બનાવું–એવી બનાવું...'

જગુ ક્ષણભર થોભ્યો. વિચારમાં પડયો, અને તંદ્રામાંથી સ્વસ્થ થતો હોય એમ એકદમ ઉછળ્યોઃ 'ચાલ ત્યારે, માથામાં તેલ નાખ જોઉં.'

—અને સ્મિતભર્યા મુખડે જસુ એના વાળ હોળવા બેઠીઃ

'લ્યો આ અરીસો, મ્હોં સામે ધરી રાખો.' જસુએ બુલબુલ જેવો ટહૂકો કર્યો. જગુએ આયનો લીધો. આયનામાં પડતું જસુનું પ્રતિબિમ્બ જોયું. એ મદભર નયણાં ! એ ચન્દ્રવદન ! એ મુખ-મંડળ પર તરતા સ્નેહસ્નિગ્ધ, સરળ ને સુકુમાર ભાવ ! એ રમતિયાળ–નિર્વિકારી–નિર્દોષ–ચકચકિત કીકી !

'કાં, આમ પાંથી લઉં ને ?' જસુએ પૂછ્યું ત્યારે જ જગુએ પોતાના હોળાતા વાળ સામે જોયું.

'બસ્સ ! હવે કેવા ફક્કડ દેખાઓ છો ?' વાળ હોળીને ઉઠતાં ઉઠતાં જસુએ કહ્યું.

'તે એમ કાંઇ છેતરાવાનો નથી ! મુખી તપાસ કરી જાય ત્યાં સુધીસ્તો. પછી તું મારી વહુ નહિ; મારે ઘેર નહિ...'

—અને પ્રભાતના હીમથી પ્રફુલ્લ કમળપુષ્પ એકદમ વીલાઈ જાય, તેમ જસુનો હસુહસુ થઈ રહેલો ચ્હેરો વીલાઈ ગયો. જસુ સિયાવિયા થઈ ગઈ. જગુને એવો દેખાવ ઠીક ન લાગ્યો. તે એને મનાવવા જતો હતો, તે જ ક્ષણે બારણું ઠોકાયું.

આવનાર મુખી હતો. તેણે ઘરમાં આવીને જોયું, તો ખાટલાને અઢેલી, 'જીવન–મૃત્યુનો કઠિન કોયડો ઉકેલતી જસુ શ્વેત સાડીમાં સજ્જ થઇને ઉભી હતી; અને 'સમય વર્તે સાવધાન' બની, તે પોતાની જ વહુ છે એવી અવાક્ ખાતરી આપતો જગુ મુખીને સત્કારતો બીજી બાજુ ખડો હતો.

'સોગન્દપૂર્વક કહે છે કે એ ત્હારી વહુ છે?' જસુને જોઇ પાણીપાણી થઇ જતા મુખીએ પૂછ્યું.

'મુખીસાબ, સોગન્દ ખાય તે સદાય જુઠા! કહો, બીજી શી રીતે ઠસાવું કે સાચેસાચ એ મારી વહુ છે?'

'સોગન્દને ન માનતો હોય તો એને બચી કર જોઉં.'

'બચી? ને વળી તમારા દેખતાં?'

'તું બચી કર; હું આડું જોઇશ.'

જગુ મૂંઝાયો. પણ જસુની હસતી આંખો એને ક્યારની ન્હોતરી રહી હતી. તે જગુ સામે જોઇ હસી પડી.

'લ્યો ત્યારે, આ...' જગુ જસુ તરફ વળ્યો, તેણે ધીમે રહીને જસુને કાનમાં કહ્યું: 'બચી તો કરું છું. પણ અમથીઅમથી હોં! ખરી વહુ તરીકે નહિ.'

—અને જગુએ ચુમ્બનના રસામૃતનો આજ પહેલી જ વાર અનુભવ લીધો. મુખીની શંકા ટળી, કચવાતે કાળજે તે પણ ટળ્યો.

'મુખીને કેવા ઠગ્યા?' જસુએ કહ્યું.

'પણ તારાથી હું નથી ઠગાવાનો. આપણો કરાર હવે પૂરો થયો. જસુ, તારા લબાચા લઈને અહીંથી વદાય થા.'

જસુ હતી ત્યાં જ આરસની પૂતળી પેઠે થંભી ગઈ.

'કેમ? સ્ત્રીહઠ અજમાવવી છે કે? કહ્યું તે સાંભળ્યું કે નહિ?'

'સાંભળ્યું, જગુભાઈ!' કુંઠિત થતા કંઠે જસુએ પોતાનાં વસ્ત્રો બદલવા માંડયાં. બેપરવાહ જગુ બેઠો બેઠો બીડી ફૂંકી રહ્યો હતો. જસુ તેના ચિંથરેહાલ દિદારપર આવી ગઈ. છતાં તેની અંદરથી સાન્દર્યનાં ફૂટતાં કિરણ છૂપાતાં ન હતાં.

તે ચાલી ઠેઠ બરણા સુધી ગઈ—ભારે પગલે, ભારે હૈયે, ભીની આંખે, પ્રાણની જાણે તૂટેલી પાંખે. જસુએ દ્વાર ઉઘાડયું. દ્વારની બહાર પગ મૂકતાં પહેલાં છેલ્લીવાર તેણે જગુને, અને જગુના ઘરને જોઈ લીધું. તેની પૂઠ ભરી અને...અને જગુથી ન રહેવાયું. ઉઠયો. તેણે બૂમ પાડી: 'જસુ'!

જસુએ એની સામે જોયું.

'પાછી આવ, ત્હારે ગયે આ ઘર ધંધોલિયું થઈ જશે.'

જસુને આ શબ્દો આગળ દેવોના મહાન વરદાનની કિંમત તૃણવત્ લાગી. તે દોડી: ધડકતી છાતીએ, હર્ષોન્માદ અનુભવતી સ્થિતિએ જગુની કોટે વળગી પડી—વૃક્ષને વીંટળાતી જાણે અમ્મરવેલ!

'જગુ! મારા જગત!' અને ક્ષણોપર્યંત એ સ્નેહયુગલ એક-મેકની સાથમાં બાથ ભીડી રહ્યું. બન્નેનાં અંગ પ્રેમની ઉષ્મા સાથે એકમેકમાં તદાકાર થયાં.

* * *

'પણ આ તો લગન વખતે પ્હેરવા જેવાં લાગે છે!' જસુએ કપડાં જોઇને કહ્યું.

'લગન વખતે જ આવાં કપડાં પહેરાતાં હશે? કોણ જાણે:' કહીને રોફમાં ને રોફમાં બીડી સળગાવીને ચૂસવા મંડયો અને જસુએ કડકડતાં વસ્ત્રો સજવા માંડયાં.

પિરોજી રંગની સાડીમાં જસુ આજ આકાશી હૂર જેવી લાગતી હતી. અન્ધકારઘેરી ઓરડીમાં મહામૂલ્યવાન કોહીનૂરના નૂરથી કેવો પ્રકાશ પથરાઈ રહે! એમ જગુના ઘરમાં જસુની જ્યોતે અજબ અજવાળાં પ્રકટી રહ્યાં અને તે સાથે જ જગુને અન્તરમાં આજ પહેલવહેલી પ્રેરણા પ્રકટી. તે જસુની છેક પાસે આવીને, તેનો જમણો હાથ પોતાના હાથમાં લેતો અને દૃષ્ટિએ દૃષ્ટિનું સન્ધાન કરતો બોલ્યો:

'જસુ: તું મારી વહુ થશે!' ખરેખાત!'

'કોઇ દહાડો નહિ ને આજ તને આ વિચાર કયાંથી સૂઝયો, જગુ? સાચું કહે.' જોબનનાં જાદુ અજમાવતી જસુએ ટહૂકો કર્યો. જગુ વિચારમાં પડયો. પ્રેરણા કયાંથી પ્રકટી, તે તેનાથી સમજાયું ના. જસુએ સમજણ પાડી: 'ના સમજ્યો? જગુ! તને 'વિચાર' અણદીઠ શક્તિએ સૂઝાડ્યો—જેને લોક ઇશ્વરને નામે ઓળખે છે!' સાંભળીને જગુ બાઘા જેવો બની ગયો. તેની વાચા જાણે બન્ધ થઇ ગઇ હોય, તેમ બોલ્યા સિવાય જસુ સામે જોઇ રહ્યો. જસુએ અધૂરી વાતને પૂરી કરી: 'જગુ, મારા જગત!' આપણે એ જ ઇશ્વરની સાક્ષીએ આજ વર–વહુ થઇએ. આવ, હજુ પાસે; જરા વધારે પાસે...'

—અને અમૃતપુરની અણમોલ બક્ષીસ સમાં ચુમ્બનથી એકબીજાના અધરોષ્ટ ભીંજાયા; આંખેઆંખ મળી હાથેહાથ મળ્યા; હૈયેહૈયા મળ્યા....

આવનાર જગુનો દિલોજાન દોસ્ત રઘુ હતો. જસુએ જડસા જેવા જગુને ' મનુષ્ય ' બનાવ્યાની ખબર પોતાની પત્ની માર્ફત ક્યારની પડી ચૂકી હતી; એટલે આજના ' કેલિ ' વિધિથી રઘુને તાજુબી ન થાય એ સ્વભાવિક છે. વળી રઘુ આજ એવા કામે આવ્યો હતો, કે બીજી કશી જ પંચાતમાં કે વાતમાં પડવાને તૈયાર ન હતો. આવતાં જ શ્વાસભર્યા સ્વરે બોલ્યો:

' જલ્દી પરવારી જા, બિરાદર! બરાબર બારને ટકોરે ટુકડી ઉપડવાની છે.' જસુ દિગ્મૂઢ બની રહી.

' પણ છે શું, એ તો કહે?' જગુ પણ તાજુબ થયો.

' આખા ગામમાં ડંકો વાગ્યો છે ને હજુ મને પૂછે છે? નથી જાણતો? મીઠાના અગરો પર ધાડ પાડવા ધરાસણા જવાનું છે. મારી સાથે ત્હારું નામ પણ સમિતિમાં નોંધાઇ આવ્યો'તો. ખબર મળી કે તરત તને તૈયાર થવાનું કહેવા આવ્યો. જો, દસ તો વાગી ગયા છે; ટીકીટ લઇ રાખીશ. સ્ટેશન પર વેળાસર આવી પહોંચજે. હજી તો ઘેર જઇને મ્હારેય પરવારવાનું છે.' રઘુ વદાય થયો. જસુ ને જગુ મૂગાં મૂગાં એકબીજાને જોઇ રહ્યાં.

' કેમ બોલતી નથી, જસુ?' જગુથી ના રહેવાયું.

' મને મારી મા સાંભરી આવી.' રુંધાતાં કંઠે જસુએ કહ્યું.

' ભારતમાતા?'

' ના; મારી જનેતા.'

' શાથી?'

' એક દહાડો તેણે મને કથા સંભળાવેલી.'

'શી?'

'કે મીંઢળે ન્હોતાં છૂટયાં, ને જંગેમર્દ મહૂરતિયો રણમેદાને ચઢયો'તો.'

'કોની ખાતર?'

'એના દેશની ખાતર.'

'અને એની પરીણિત પત્ની?'

'પત્ની તેને પ્રોત્સાહન દઇ રહી'તી.'

'જસુ? મ્હારી મિઠ્ઠી! આજ તું મને...'

'મર્દ છો; તમારે પ્રોત્સાહનની જરૂર શી? મારા જગુ! સુખે જાવ; દેશની ખાતર જનની જન્મભૂમિની ખાતર;'

'અને ત્હારૂં શું થાય?'

'હવે તો તમે ઇશ્વરને માનતા થયા છો; આપણા સર્જનહાર ઉપર આસ્થા રાખો. તમને ને મને એ જ સંભાળી લેશે. ફરી આપણો સુખી-વિજયી ભેટો એ જ કરાવશે.'

'જસુ! મારા જીવન! અરેરે!' જગુ ગળગળો થતો બોલ્યો: 'એકવાર આ જગુનો અવતાર ઉજડ વનવગડા સરખો હતો. તેની જીન્દગીની વસન્ત મ્હોરી, તે ત્હારે જ પ્રતાપે; મારી જસુ! વસંતના મ્હારા મ્હોરતા બગીચે બેહિસ્તની બુલબુલ સરખી તું મળી અને જીવનમાં-સારા સંસારમાં કેવો કલરવ થઇ રહ્યો! અને અહા, તું વિલાસની જ પૂતળી નથી: ફૂલ સરખી મૃદુ મારી જસુ, કર્તવ્યપંથે કેવી વજ્રહૈયાની છે! પ્રભો! પ્રભુએ મારી પ્રાર્થનાઓનો સામટો ખંખ વાળી આપ્યો! જાઉં ત્યારે જસુ?'

જગુ અને જસુ ક્ષણોપર્યન્ત એકમેકને વળગી રહ્યાં—પાંખેપાંખ ભીડીને વળગી રહેલાં પંખેરુ પેઠે; સજળ નેત્રે ને હૃદયના વધતા જતા ધડકારે. જસુનો હેતાળ હાથ જગુના મસ્તક પર ફરતો હતો. જાણે આશીર્વાદ ન દેતી હોય !'

ગાડી સવાબારે ઉપડતી હતી. પડોસીના ઘરમાંથી બારના ટકોરા સંભળાયા. એકએક ટકોરે બન્નેની નસો તૂટું તૂટું થતી હતી. બહારથી વીરહાક સંભળાવા માંડી: 'યે શિર જાવે તો જાવે, પર આઝાદી ઘર આ...વે.' સ્વતંત્રતાના સૈનિકોની ટુકડી સ્ટેશનને રસ્તે કૂચ કરી રહી હતી.

'વ્હાલી !' જગુ સ્વસ્થ થયો: જવા તૈયાર થયો: 'વદાય ?'

જસુના મુખમાંથી અક્ષર સરખો નીકળવો અશક્ય હતો. તેણે આંખોની ભાષામાં ઉત્તર વાળ્યો.

જગુ ચાલ્યો. પાછળ જસુ ચાલતી હતી. બન્ને ઠેઠ બારણાં સુધી પહોંચ્યાં. જગુ બારણાને અઢેલીને ઉભો રહ્યો બોલ્યો: 'ત્યાં જ થોભ, વ્હાલી ! તારો દિલભર દિદાર મને નયણાં ભરીભરીને નિરખી લેવાદે. અત્યારે બાર વાગ્યા છે, જ્યાં હઇશ ત્યાં હરકોઇ સ્થિતિમાં પણ, બરાબર બારને ટકોરે ત્હારી મનભર મૂર્તિને, એક ધ્યાનથી પ્રાણે પધરાવતો રહીશ.'

દિલભરનાં છેલ્લાં દર્શન, છેલ્લાં ચુમ્બન; અને બારણાં ભીડાયાં. જગુ ગયો: જસુ વ્હલોવાઇ જતા ઝિગરે સૂના ઘરમાં સોરતી પડી રહી.

*　*　*

દિવસો પસાર થતા હતા. દેશના પડકારને વધાવી લઇ, એકલવાઇ જસુએ ઘેર રેંટિયો વસાવ્યો હતો, અને ઉંચા નંબરનું

સુતર કાંતવામાં નિષ્ણાત નીવડી હતી. બરાબર બારનો ટકોરો થયો અને હાથમાંથી પુણી હેઠળ મૂકી રેંટીયા પરથી હાથ ઉઠાવ્યો. કરસંપૂટ કરી, પોપચાં બીડી, નયનમાં જગુની પ્રેમપ્રતિમા પધરાવતી, પ્રભુને નામે તેનું કલ્યાણ વાંછતી–ક્ષણોપર્યંત સ્થિર થઇ રહી;

તે જ વખતે કર્મચંડાળણ તેની સાવકી મા, સુખીની દોરી દોરવાઇને ફૂટી નીકળી ! જસુના એકાગ્ર ધ્યાનમાં વિક્ષેપ પાડવાથી તે ધૂંધવાઇ ઉઠી. છતાં મન મારીને મૂંગી મૂગી બેસી રહી; પણ તેની સાવકી માએ આવતાં જ લબડધક્કે લેવા માંડી:

'રાંડ ચિબાવલી હવે ટળવું છે કે નહિ?'

'ક્યાં ?' જસુ આસ્તેથી બોલી.

'તારા માટીને ત્યાંસ્તો.' સાવકી માએ જસુના બાપને માટી બનાવ્યો !

'મ્હારા માટીનું તો આ ઘર.'

'મેર રાંડ નકટી ! ક્યા ભડવાને ઘેર દામ બેઠી છું તે...'

'ભડવો તો જેને હોય તે. જો બા, જીભને સખની રાખ.'

'ને નહિ તો ?'

'નહિ તો ઉભાં રહેવું ભારે થઇ પડશે.' જસુ વિફરતી હતી.

'ભારે પડશે ? કમબખ્ત ક્યાંની !' કહીને સાવકી માએ જોરથી એક ધોકા એવો લગાવ્યો, કે જસુથી કારમી ચીસ પડાઇ ગઇ. સાવકી માની નજર, જસુના કંઠે ઝૂલતા તેના વ્હાલા પ્રિયતમના લોકિટ પર પડી. જસુના બેધ્યાનપણામાં તેણે તે ખેંચ્યું. લોકિટ

તૂટ્યું. જસુ સફાળી ઉઠી અને તૂટેલા લોકિટને લઇ લેતાં વાઘણ પેઠે ઘૂરકીઃ

'જીવતરસી કુબ્જા! લોકિટ તોડવાથી તારા હાથમાં શું આવ્યું–ઇટાળા?'

'કુબ્જા? મને કુબ્જા કહે છે!' કહીને સ્ત્રીના લેબાશમાં પેલી 'કુબ્જા' ફરી તેને પીટવા જતી હતી, પણ જસુએ હવે માઝા છોડી દીધી હતી. પોતાના પ્રિયતમની ચીરસ્મરણીય ભેટ–પેલું લોકિટ–તૂટ્યા પછી તે એવી છંછેડાઇ હતી, કે તેની સાવકી માને તેણે મરઘીની પેઠે પીંખી નાખી. જસુ રણચંડિકા બની હતી. લાતો હુસ્સા, તમાચા, ગડદાપાટુ–જેમ ફાવ્યું તેમ મારીમારીને એવી અધમુઇ કરી નાખી, કે જસુએ કહ્યું હતું તેમ આ ઘર છોડીને ન્હાસતાં ભોંય ભારે જ પડી.

* * *

મીઠાના અગરને મોરચે જગુ પોતાની ટુકડી લઇને મેરૂ જેવો ખડો હતો. ટુકડી ફરતી લાઠીધારી ફોજ ઉભી હતી. પોલિસનું કોર્ડન તોડીને હરકોઇ ભોગે દરિયાદેવીની મહાપ્રસાદી મેળવવાની મથામણમાં જગુ પડયો હતો, અને એમાં તે આબાદ ફાવ્યો. ઇશારાની રાહ જોતા સ્વયંસેવકોને ચેતવણી મળી કે તરત જ ભૂખ્યા કેસરીની પેઠે તેઓ તૂટી પડયા. પોલીસ લાઠી ચલાવે તે પહેલાં ફોજનું કોર્ડન તૂટ્યું અને મરજીવા મર્દોએ અગર પર યાહોમ હલ્લો કીધો.

—પરંતુ સ્વયંસેવકો સત્યાગ્રહી હતાઃ અહિંસાવાદી હતા. પોલિસની સામે થવાની એમને આણ હતી, પરિણામે પોલિસ ફાવી. નિઃશસ્ત્ર સેવકો પર તેણે લાઠીનો જબ્બર મારો ચલાવ્યો. એટલેથી જ તેને ધરપત ન વળી. મજબૂત લાગતા જવાંમર્દો પર છૂટ્ટા ઘોડા

છોડા મૂકયા ! મારપ્રહારથી કોઇની છાતી રંગાઇ, કોઇના પગ તૂટયા, કોઇના હાથ ભાંગ્યા, કોઇની ખોપરીનાં કાચલાં ઉડયાં; લોહીની છોળોથી અગરતું મેદાન રંગાઇ રહ્યું.

બરાબર એ જ વખતે બાર વાગ્યા. મધ્યાહ્નતપતા સૂર્ય સામે જોઇ, જખ્માયલો જગુ પડયો હતો ત્યાં જ ધ્યાનમગ્ન થયો. શ્વેત સાડીમાં સજ્જ થએલી જસુ, સુંદર જસુ, શીલગુણવતી જસુ, સરલહૃદયા જસુની ઝાંખી પોતાનાં બીડેલાં પોપચાની ભીતર કરવા લાગ્યો; અને તેની બીજી આંખમાં સાક્ષાત્ ભારતમૈયાને ચતુર્ભુજ સ્વરૂપે નિરખી રહ્યો. તેના ઉષ્ણશ્વાસમાંથી ટૂંકા, ધીમા, આહ્લાદક સ્વરો સરતા હતા: 'પત્નીનો પ્રેમ ! દેશનું કર્તવ્ય ! જીંદગીનો વિજય: ધન્ય ! જીવન, ધન્ય !'

—અને એનું 'ધન્ય જીવન' જાણે એટલેથી જ ખતમ થવાનું હોય, તેમ દોડતા એક ઘોડાની લોખંડી એડી એકાએક આંખમાં અફળાઇ અને ઘોડાના પગની કચડી નાખતી અડફટમાં આવતાં તે નિશ્ચેતન થઇ જમીન પર પટકાઇ પડયો.

* * *

જસુ મધ્યાહ્ન–પ્રાર્થનામાં એકતાર થઇ હતી, ત્યાં માઠા સમાચાર લઇને એક સ્વયંસેવક આવ્યો: 'જગુભાઇ ભારે ઝખ્મી થઇને સંગ્રામ હોસ્પીટલમાં પડયા છે.' કહેતાં કહેતાં સ્વયંસેવકની છાતી વધુ ને વધુ ધડકતી હતી. તેના મ્હોમાં હાંફ માતો ન હતો: 'આંખ પર અતિશય ઇજા થઇ છે. મને આ રૂમાલની નિશાની દઇને મોકલ્યો છે, કે...'

'કે શું ? મારા ધરમના ભાઇ ! કહી નાખોને ! કેમ બોલતા નથી ?' જસુની અધીરાઇ અપાર હતી.

'કે...' સ્વયંસેવકે છેલ્લો બોલ ઢોળી દીધો; 'કે હવે ભેટો ન થાય, તો...' કહેનારની આંખો આંસુથી છલકાઇ રહી. તેનાથી ત્યાં ઉભા ન રહેવાયું. 'જસુબ્હેન, જાઉં છું.' કહી તેના હાથમાં રૂમાલ પધરાવી, ચાલ્યો ગયો.

—અને જસુની કલ્પાંત, તેની વ્યાકુળતા ને વેદના રાક્ષસના હૃદયને ય રડાવે એવી હતી. અપશુકનીઆળ સન્દેશાથી તેના મગજને ચક્કર આવવા લાગ્યાં. ઘર ખાવા ધાતું હોય તેમ લાગ્યું. દિશાઓ સળગતી ભાસી. હૈયું હમણાં જ ફાટી પડશે એમ લાગ્યું; દેશને ખાતર જગુ જો શહીદ થશે, તો તે માટે પોતે ગૌરવાન્વિત છે, એટલી જ પ્રેરણાના સૂક્ષ્મ તંતુએ તેનો પ્રાણ ટકી રહ્યો.

જસુએ લોકિટમાંથી પેલું બકુલફૂલ કહાડયું. સુંઘી જોયું. એ પૂષ્પની ખુશ્બો હજુ કાયમ હતીઃ 'જગુ! મારા જગત્, ઇશ્વર નિર્દય નથી. પુષ્પ સુવાસિત છે; તું સાજોસમો જરૂર પાછો ફરીશ...' એમ બબડતી, ઘવાયલી મૃગલી પેઠે ટળવળતી, બેફામ પડી રહી.

* * *

આજ એ પ્રસંગ હતો, જયારે હોસ્પીટલમાં જગુને મળવા જવા જસુ તયાર થઇ હતી; પણ બારણું ઉઘાડીને બહાર નીકળતાં જ મુખીને અંદર આવતો દીઠો. એના 'કયાં જાય છે, જસુ !, અંદર ચાલ' મુખીએ કહ્યું.

'એમનો શો સંદેશો લાવ્યા છો ? હવે સાજા થઇ ગયા ને ?' ઘરમાં પાછી ફરતાં જસુએ પૂછવા માંડયું.

'ટુકડીમાંના ત્રણ જણ શહીદ થયા, વાંચ,' મુખીએ જસુ આગળ છાપું ધર્યું-

'મારો જગુ તો નહિ ને!'

'નામો નથી છપાયાં એટલે શું કહેવાય! પણ પ્રથમના રિપોર્ટ પ્રમાણે એની સ્થિતિ તો સૌના કરતાં વધારે...'

'ઓ ભગવાન!' કારમી ચીસ સાથે જસુ બેશુદ્ધ થતી હોય એમ લાગ્યું. મુખીએ તે તકનો લાભ લઈ, જસુના મુલાયમ શરીરે હળવો હાથ ફેરવી, તેને સ્વસ્થ કીધી; 'આમ ગભરાતી ના. થનાર ઓછું મિથ્યા થાય છે!'

'થનાર ને મિથ્યા ને આ તમે શું બકી રહ્યા છો? મુખી, ટળો અહીંથી! આવી ખબર કહેવા શું કરવા આવ્યા? કોણે મોકલ્યા? ઓ નાથ! ઓ પ્રભુ! મારો જગુ...જગુ ખરું કહેતો હતો. ઈશ્વર જેવી કોઈ ચીજ જ નથી! અને હશે તો તે દયાળુ તો નહિ જ હોય!' જસુમાં નાસ્તિકવાદે પ્રવેશ કર્યો અને તે જ વખતે લંગડાતા પગે રઘુનો પ્રવેશ થયો. નિરાશ થતો મુખી ચાડિયા જેવા ડાચે વદાય થયો.

'મારા જગુને ક્યાં મૂક્યો? રઘુભાઈ, બોલોને.' રઘુને જોઈ જસુ જાણે ગાંડીઘેલી બની ગઈ!

'હું બીજી હોસ્પીટલમાં હતો, એ નથી આવ્યો?' સાંભળીને જસુ ઢગલો વળી ગઈ.

'જસુ–મારા જિગર!' લથડિયાં ખાતો ને બાથડીઆં મારતો મારતો જગુ એ જ પળે ત્યાં આવી પહોંચ્યો. 'મારો જગુ...રઘુભાઈ, મારો જગુ આવ્યો!' જસુ ઘેલી બની ગઈ.

'આવ્યો તો ખરો, પણ આંખોના ડુબતા સિતારા સાથે,'

જસુ તેના જગુની કોટે વળગી પડી. એનો દિદાર જોઇ રહી–જલતા જીગરે.

'ત્હારા વિના હૈયાફાટ વલોપાત કરતી હતી.' જસુએ કહ્યું.

'હવે હૈયાને ફફડાવતી ના, મારી કોકી!' જસુને અદ્ધર ઊંચકી તેને મિઠ્ઠી ચૂમી લીધીઃ જગુએ કહ્યુંઃ 'આવ્યો તો ખરો, મારા બુલબુલ, પણ જુએ છે ને? આંખો જાય કે રહે, એવી હાલત છે.' જગુ ગળગળો થયોઃ

'એમ ગભરાતો ના. આંખો સારી થઇ જશે, ને નહિ થાય તો મારા જગુ, હું જ તારી આંખો થઇશ.'

શ્રી. ગુલાબદાસ બ્રોકર

વસંતને એ ભાઈઓને બા બહુ લોભી લાગતાં. દરેક નાની નાની બાબતમાં પણ બાનો લોભ તરી આવતો દેખાતો. રસોઈ કરતાં કરતાં વસંતને હાથે જરા પણ ઘી ઢોળાઈ જાય તો તે બાથી અજાણ્યું રહેતું નહિ. અને તેને ઠપકો આપવાનું પણ બા ચૂકતાં નહિ.

'આવી રીતે ઘર ચલાવશો એ કેમ કામ લાગશે? મારા દીકરાને દેવાળું કઢાવશો.'

શરૂ શરૂમાં તો આવું આવું સાંભળી વસંતને રોવું આવતું, પણ પછી તો તે એ બધાથી ટેવાઈ ગઈ હતી. અને એવી જ રીતે મોટા ભાઈની પત્નીને પણ બા ખીજાઈ લેવાનું ચૂકતાં નહિ. રસો-

---

આ પુસ્તકની કિંમત રૂપિયો એક છે.

ડામાં બહુ ગરમી થઈ હોય અને પરસેવાથી કપડાં ભીંજાઇ ગયાં હોય તો તેમને તરત જ પકડાં બદલી નાખવાની ટેવ હતી. બા તરત જ કહેતાં :

'ઇ આંહીં ન ચાલે, બાઇ? એમ વારે ઘડીએ કપડાં બદલ્યે રાખીએ તો પછી કપડાં કેટલાં જોઇએ?' અને ગાડીવાળાને કે એવા કોઇ બીજાને, બાએ યોગ્ય ધાર્યું હોય તેથી વધારે પૈસા અમે આપી દઇએ તો તો અમારા ભોગ લાગ્યા સમજવા. અમારા ઉડાઉપણા વિષે, વ્યાવહારિક અજ્ઞાન વિષે, અને અમારા સદ્‌ગત પિતાજીની મહેનતનો અમે લેતા ગેરલાભ વિષે અર્ધા કલાક સુધી અમને કૈં ને કૈં ન કહે તો બા જ નહિ.

અમે જાણતા હતા કે બાએ બિચારાંએ આખી જિંદગી ખૂબ જ દુઃખ સહન કર્યું હતું. નાનપણથી ગરીબ ઘરમાં આવ્યાં હોવાથી તેમને ખૂબ જ કરકસરપૂર્વક ઘર ચલાવવું પડતું હતું. આવક ઘણી ટૂંકી હોવા ઉપરાંત અમારા પિતાજી વારે વારે માંદા પડતા. તેમની માંદગીનો ખર્ચ પણ બાને જ બીજા બધા ખર્ચોમાં કાપકુપ કરી કાઢવો પડતો. એ બધી વ્યવસ્થામાં એક પાઇની કિંમત પણ એક રૂપિયા જેટલી તેમને મન થઇ પડતી. અત્યારે, વસંતને—કે ખરું કહું તો ભાભીને પણ, થીગડાવાળું કપડું પહેરવાની કલ્પનાથી પણ સૂગ ચડે, પણ બે ત્રણ થીંગડાં ન લાગ્યાં હોય એવા સાડલા તો બાને મન સારાં કપડાંમાં ખપતા. વરસ છ માસે એકાદ વાર, બાપુ જો કૈંક બચાવવા પૂરતું ભેગું કરી શક્યા હોય તો, તે બાને ગાડીમાં બેસાડી, ગાડીવાળાને ચાર આના જ આપવાનું ઠરાવી, થોડે સુધી ફરી આવતા અને બા કહેતાં કે તે તો તેમને મન મોટો આનંદનો વિષય બની જતો.

ધીમેધીમે વર્ષો પસાર થતાં ગયાં અને બાપુની કમાણી વધવા લાગી. ત્રણચાર થીગડાવાળાં કપડામાંથી બાને એકાદ થીગડાવાળું કપડું પહેરવાનો વખત આવ્યો, અને પછી તો થીગડા વિનાનું જ કપડું પહેરવા મળવા માંડયું. છતાં ઘરની રીતિનીતિ તો એજ રહી. બહુ મહેનતે થોડી થોડી એકઠી થયેલી લક્ષ્મીને એમ ઉડાવી કેમ દેવાય ?

બા કહેતાં કે બાપુને કમાતાં ખૂબ મહેનત પડેલી. રાતના બારબાર વાગ્યા સુધી તો તેમને નામું માંડવું પડતું અને જ્યારે એ બધું પરવારી કરી તે ઊઠતા ત્યારે તેમની કમર તો બેવડી વળી જતી.

'આટલી આટલી મહેનત કરી મારા ધણીએ બિચારાએ ભેગો કરેલો પૈસો તમને પાણીની ધાફક ઉડાવતા જોઉં છું. ત્યારે મારી તો છાતી જ બેસી જાય છે?' બા અમને ઘણીવાર ઠપકો દેતાં.

આ બધું અમે જાણતાં, બાએ ભોગવેલાં દુઃખો માટે અમારા હૃદયમાં પણ દુઃખ થતું, છતાં હજી પણ તેમનો ખૂબ જ જતનપૂર્વક જાળવી રાખેલો લોભી સ્વભાવ અમને વારંવાર પજવતો.

બા અમારે મન કારુણ્યની મૂર્તિ સમાં હતાં. તેમની સામે બોલાય તેવું તો હતું જ નહિ. તેમણે બિચારાંએ પાંત્રીસેક વર્ષની ઉમરમાં તો પતિ ગુમાવ્યો હતો. જીવન આખું ગરીબાઈ અને દુઃખમાં જ ગાળ્યું હતું. અને અમને ખીજાતી વખતે પણ તેમની આંખોમાં અમારાં પ્રત્યે જે ભાવ દેખાઈ આવતો તે અમને મૂક કરી દેતો.

પણ એક વાત અમને નહોતી સમજાતી, નહોતી પસંદ પડતી. તેમની જુવાનીમાં સંજોગો જ એવા હતા કે તેમને ખૂબ જ

કરકસર કરવી પડે, પાઇ પૈસાનું જતન કરવું પડે. પછી સ્થિતિ સુધરતી ગઇ પણ જૂની ટેવ ભૂલાઇ નહિ. પછી તો બાપુ પણ ગયા અને અમને મોટા કરવા માટે તેમનાથી કરકસર કર્યા વિના ચાલે તેમ નહોતું. એ બધું બરોબર હતું, પણ હવે શું હતું ? અમે બન્ને ભાઇઓ વેપારમાં લાગી ગયા હતા. પ્રભુની કે ગમે તેની કૃપાથી કમાયા પણ સારૂં હતા. લોભ કરવાને હવે કશું કારણ નહોતું. છતાં બા લોભ કર્યે રાખતાં, અને નજીવા કારણસર અમને—અમને તો ઠીક પણ અમારી ફૂલ જેવી નાજુક પત્નીઓને પણ–ટોકી લેતાં. અત્યારની કેળવણીએ અમારામાં આધુનિક વિચારો ખૂબ પ્રેર્યા હતા. જીવનની દૃષ્ટિ જ બદલાઇ ગઇ હતી. આવક પ્રમાણે શા માટે ન રહેવું ? આપણે કમાનાર બેઠા છીએ, ઘરમાં કશાની ખામી નથી, તો પછી ઘરનાં બૈરાંઓએ પણ શા માટે લહેર ન કરવી ? અને એકને બદલે બે ત્રણ વખત કપડાં બદલાવ્યાં તોયે કયું નુકસાન થઇ ગયું ? માણસ છે, કોઇ વાર આડું અવળું મૂકવા જતાં ઘીદૂધ ઢોળાઇ જાય તો તેમાં કયો મીર મરી જવાનો હતો ? વગેરે વિચારો વારંવાર અમારા મગજમાં ઘોળાતા. કોઇ કોઇ વાર મશ્કરીરૂપે બાની આગળ આવી વાતો અમે કરતા પણ ખરા, પણ તેમને સામો જવાબ આપી દુભવવાનું તો અમારૂં જીગર જ નહોતું ચાલતું.

બા નાની નાની બાબતોમાં આવી આવી ઝીણી ઝીણી કચકચ કરતાં, પણ બાકી તો અમારા ખર્ચ તેમને નિભાવી લેવા પડતા. અમે અમારા પોતા ઉપર ખૂબ ખર્ચ કરતાં. અમારી સ્ત્રીઓનાં કપડાં તથા દાગીના પણ સારૂં એવું ખર્ચ માગી લેતાં. પણ તે વિષયમાં કહેવાથી કદાચ અમે દુભાઇએ તેમ માનતાં હોય કે ગમે તેમ, પણ તે વિષે બા અમને કશું કહેતાં નહિ. અમારે

સરખી રીતે રહેવા માટે, અને અમારા વર્ગના માણસોથી જરાપણ નીચા ન દેખાઇએ એવો દમામ રાખવા માટે, એટલું બધું ખર્ચ કરવું પડતું કે બીજા કશામાં વાપરવા માટે ખાસ ઝાઝું બચતું નહિ. અને એકઠી કરેલી મૂડીમાંથી તો કે વપરાય જ કેમ! એતો દરેક આર્થિક સિદ્ધાંતનો ભંગ કર્યો ગણાયના ?

કોઇ કોઇવાર અમને અજાયબીમાં ગરકાવ કરી દેતાં દેતાં, બા અમને કોઇ ફંડફાળામાં પૈસા ભરવાની સૂચના કરતાં. આટલો આટલો લોભ કરનાર, અને અમારા જીવનક્રમ અને તેમાં થતા ખર્ચ ઉપર આટલી નાખુશી બતાવનાર બા આવી રીતે પૈસા ખર્ચવાની વાત કેમ કરી શકતાં હશે તે અમને સમજાતું જ નહિ. અમે હસીને એવી વાતો ઉડાવી દેતાં.

કદાચ બાને વૃદ્ધાવસ્થામાં કીર્તિ કમાવાનું મન થતું હોય અને આવી સૂચનાઓ તે કરતાં હોય એવો વિચાર અમને કોઇકવાર આવતો અને અમે એમને પોતાને નામે અમુક રૂપિયા ફાળાઓમાં ભરાવવાની છૂટ આપતાં, અને આગ્રહ પણ કરતાં. બા બિચારાં અમને કોઈ કોઈ વાર આમ એમનાં ફંડફિતુરોમાં પૈસા ભરવાનું કહે છે પણ પોતે પોતાને હાથે જશ નથી લઈ શકતાં એ વિચારે અમને ખરેખર દયા આવતી.

વળી અમને ચીડ ચડે એવી એક બીજી ચીજ પણ બા કરતાં. અમારી સ્ત્રીઓ તો અમારા મોભાસર સારાં સારાં કપડાં પહેરતી, પણ બા તેમની અંતર્ગત લોભી પ્રકૃત્તિને અંગે કપડું ફાટે કે તરત જ તેનો મોહ દૂર નહોતાં કરી શકતાં. તે તો સાંધી સુંધીને પણ તે કપડું ચાલે ત્યાં સુધી ચલાવતાં. એ કેટલું ખરાબ લાગે ? કોઈ આવે તોય અમારે માટે શું ધારે ? કહેશેઃ

એવી વાતો કરી બનાવી જાય. બાકી અમે વેપારીઓ બધું સમજીએ. ભાંગ્યું તોય ભરૂચ કૈં ને કૈં તો હશે જ. બાકી તો હવે બધાંને ભીખ માગવાની ટેવ પડી છે.'

'અરે હારે હા ! એ સાલાં ગરીબો પણ હવે તો બદમાશ થઇ ગયાં છે. તેમને માટે કૈં ઉપાય જ નથી. ગજા ઉપરવટનો વેપાર કરવાનું એને કહ્યું તું કોણે ?' હું બોલ્યો: 'ને ભાઇ આપણા ખર્ચાને જ આપણે માંડ પહોંચીએ છીએ ત્યાં બીજાને ક્યાં આપવા જવાય ?' 'એતો છે જ. આપણને વ્યાજ પણ ક્યાં પૂરું છૂટે છે ? છતાં બાની ખાસ ઇચ્છા હોય તો આપણી ના નથી. મોટાભાઇએ કહ્યું.

'ના ભાઇ, તો કાંઇ નહિ. આ તો તમારી ઇચ્છા હોય તો હું પૂછવા આવી'તી.' કહી બા અંદર ચાલ્યાં ગયાં. કદાચ પહેલી જ વાર અમારા તરફ અણગમાની નિશાનીઓ અમે તેમના મોં ઉપર જોઇ શક્યા. આ વાત થઇ ગયા પછી પંદરેક દિવસ પછી મોટાભાઇ પાસેથી બાએ પોતાના હિસાબમાંથી હજાર રૂપિયા ઉપાડયા.

* * *

અમે બન્ને ભાઇઓ થોડું ઘણું ભણેલા ખરા; વળી છાપાંઓ પણ હંમેશના વાંચનારા; એટલે વાતો કરવાને વિષયો ઘણા મળે.

વળી અમારા જેવા ચાર પાંચ મિત્રો પણ ઘણી વાર અમારે ઘેર આવે અને ત્યારે તો મંડળી બરોબર જામે. ન્યુ થિયેટર્સના કે ગ્રેટા ગાર્બોના છેલામાં છેલા ચિત્રથી માંડી સમાજવાદ, હિંદુસ્તાનની મુક્તિ, અને મુસોલીની તથા રૂઝવેલ્ટની રાજ્યનીતિ વગેરે દરેક વિષય ઉપર અમે ગંભીરતા પૂર્વક ચર્ચા કરતા. બાતો એ બધામાં ઝાઝું સમજે નહિ એથી મૂંગા બેઠાં બેઠાં સાંભળ્યા કરે. કોઇવાર કોઇ

સમાજિક પ્રશ્ન છણાતો હોય તેમાં પોતાનો મત તે બતાવે ખરાં, અને તેના સમર્થનમાં વાગ્યુદ્ધમાં પણ ઊતરે ખરાં.

એક વાર હિંદુસ્તાનની ગરીબી છતાં તેના વ્યવહારોમાં થતા નકામા ખર્ચો વિષે અમો વાતો કરતા હતા. 'દેવું કરીને પણ આવી રીતે વ્યવહાર સાચવવો એમાં મૂર્ખાઈ નહિ તો બીજું શું ?' મેં કહ્યું.

બધા મિત્રોએ જાત જાતનાં વાકયોથી એમાં સાક્ષી પૂરી 'પણ તમે છતે પૈસે તમારા ખરચામાંથી એક પાઈ પણ બચાવી, કોઈને કે આપતા નથી. એનાથી તો એ લોકો સારા હતા ના ?' બા ઓચીંતા જ ચર્ચામાં જોડાયાં.

'પણ એ તો રૂઢિની ગુલામી ખાતર એ લોકો એવું કરતા, કૈં દાન કરવાની ભાવનાથી નહિ.'

'એ લોકો તો કેવાં દાન કરી શકે તે તમને ખબર પણ ન પડે. તમારે મન તો ફક્કડ થઈને ફર્યા એટલે બસ પોતે ઉદાર અને બાકીના લોભી ! પોતા ઉપર ક્ષોભ કરી પારકાંને મદદ કરે, જમણો હાથ આપે ઇ ડાબો જાણે પણ નહિ, ઉદારતા તો એનું જ નામ કહેવાય.' બાએ જવાબ વાળ્યો. અમે બધા મૂક થઈ ગયા. બા આ રીતે વાત કરે ત્યારે તેમને જવાબ વાળવાનું રહેતું જ નહિ.

અમે તેમની સામે જોઈ રહ્યા. થોડી પળો પછી બા ફરી ઉશ્કેરાયેલાં હોય તેવી રીતે બોલ્યાં: 'ફાટેલ સાંધેલ કપડાંથી માણસે લાજવાનું નથી, પણ સામો હાથ ધરીને કોઈ માગવા આવે તેને પાછું વાળવાથી લાજવાનું છે.' એટલું કહી છીંકણીનો સબડકો લેતાં લેતાં ઓચિંતા જ બા અંદર ચાલ્યાં ગયાં.

અમે તેમના ઉશ્કેરાટનું કારણ ન સમજી શક્યાં. તેમની

પાછળ અમે જોઇ જ રહ્યા. ફાટેલ, સાંધેલ કપડાં બા પહેરતા હતા, પણ કોઇને તેમણે એક પાઇની પણ મદદ કરી હોય એ અમારા ખ્યાલ બહાર હતું.

એ તો બા એ રીતે પોતાના લોભનો બચાવ કરી જતાં હતાં; પણ એમ કૈં એ છાપ ભૂંસાય તેમ હતી ?

* * *

બા આમ લોભી ખરાં, પણ બીજી રીતે સ્વભાવનાં બહુ સારાં હતાં. અમારા બાળકોને તો માજી પાસેથી હઠવું જ ન ગમે. વસંત રસોઇમાં કૈં ભૂલ કરે અને બાળક કૈં માગવા જાય તો તેને ધમકાવી કાઢે પણ બા એ સહન ન કરી શકે.

'એમ ખોટેખોટું છોકરાંને ન ધમકાવીએ.' કહી તેમની સ્નેહાળ આંખોથી અને પ્રેમળ સ્પર્શથી બા બાળકને નવાજે. બાળક બધું દુ:ખ વિસરી જઇ બાના ખોળામાં રમવા લાગે. અને એમ કૈં વહુરોને બા ખીજાયા જ કરે એમ પણ નહોતું, તેમને કૈંક મુશ્કેલી આવી હોય અને અમે દાદ ન દેતા હોઇએ તો તે દાદ મેળવવાનો તેમણે નવો ઉપાય શોધી કાઢયો હતો.

બાની પાસે વિજ્ઞપ્તિ કરવાથી તેમનું માગ્યું મળી જતું.

'પારકા ઘરની દીકરીઓને હું મારા ઘરમાં હેરાન નહિ થવા દઉં, તમારે આમ કરવું જ પડશે.' બા અમને કહો, અને એમાં અમારી પત્નીઓ માટે એટલો બધો ભાવ ઊભરાઇ આવતો હોય કે અમારે તે કરવું જ પડે.

ઘણીવાર અમારી ઇચ્છા ન હોય એવી વસ્તુઓ પણ અમારે બાને રાજી રાખવા કરવી પડતી.

બા બિચારાં હવે કેટલાંક વર્ષ જીવી જીવીને જીવશે? અમારે તો તેટલાં વર્ષ માટે એમને પ્રસન્ન રાખવા જોઇએ જ ના?

બા અમને અમારા ઉડાઉપણા માટે, અમારા અણછાજતા ખર્ચો માટે અને નવાબજાદાશાહી માટે ગમે તેટલું ખીજાય, લડે ઝઘડે, પણ એ બધું છતાં એમનો અમારે માટેનો અદ્‌ભુત પ્રેમ છાનો રહેતો નહિ. અમારું માથું દુઃખવા આવે તો બાનો જીવ કપાઇ જાય, આરોગ્યના વૈજ્ઞાનિક નિયમોમાં માનનારો હું દશ પંદર દિવસે એક દિવસ ખાતો જ નહિ.

પણ એ તો બા દેશમાં હોય ત્યારે જ શકય બનતું.

બા અમારી સાથે હોય ત્યારે તો મને કદિએ ભૂખમરો કરવા દેતા જ નહિ. છતાં પણ શરૂઆતમાં હું સિદ્ધાંતને વળગી રહેવા મહેનત કરતો તો બાનુ મોં એવું થઇ જતું કે મારે ખાધા વિના છૂટકો રહેતો જ નહિ.

મને કે મોટાભાઇને જરા પણ તાવ આવ્યો હોય તો રાતે બે ત્રણ વાર બા અમારો ભાવ પૂછી જાય. વસંતને કે ભાભીને માંડમાંડ ઝોલું આવ્યું હોય ત્યાં જ બાનો અવાજ આવે;

'ભાઇ, હવે કેમ છે?'

'ઠીક છે.' એમ કહીએ અને બાના ભોળા, લાગણી પ્રધાન સ્વભાવ ઉપર અમને જરાતરા હસવું આવે.

અને અમારું તો બાને એવું લાગે જ, પણ વસંત કે ભાભી માંદાં પડે તો પણ બાને એટલું જ લાગતું. એ લોકો માંદા હોય ત્યારે બા દર્શન કરવા પણ નહોતા જતાં. કોઇ પૂછે તો કહેતા; 'ના બાઇ, ઘરમાં વહુ બિચારી માંદી હોય ને હું

ક્યાં બહાર આથડુ ? છોકરો માંદો હોય તો તો વહુ બિચારી એની ચાકરી કરે, પણ વહુનું કોણ કરે?' અને તેમની નિરંતર ટોકટોક છતાં, ઝીણી ઝીણી પઇ પૈસાની કચકચ છતાં, વસંત અને ભાભી પણ બાને ખૂબ ચાહતાં.

* * *

ચાહો કે ન ચાહો, અંતે તો સૌને સૌથી જુદા પડવાનું છે જ. અમારી બન્ને ભાઇઓની ગમે તેટલી સારવાર છતાં, મોટા મોટા ડોકટરોની ગમે તેટલી મહેનત છતાં, બાએ અંતે અમારાથી જુદાં પડવાનું જ નક્કી કર્યું અને જુદાં પડયાં. તે દિવસની તો રજેરજ બિના મને યાદ છે. બપોરે ચાર વાગે બા મૃત્યુ પામ્યાં. છેવટ સુધી યે બા બોલતાં હતાં. બે એક વાગે કોઇ અમારા સંબંધી ભાઇ તેમની ખબર કાઢવા આવ્યા હતા, તેમણે પણ જોયું કે સ્થિતિ વિકટ હતી, તેમણે કહ્યું.

'બા શ્રદ્ધા રાખજો હો ? હિંમત રાખજો ?' 'મારે શું બીવાનું છે, ભાઇ ? મેં કૈં પાપ કર્યાં નથી કે મારે બીક હોય. !' બાએ હસતાં હસતાં કહ્યું. બહેન બાની પથારી પાસે બેઠી બેઠી રોતી હતી, બાએ પેલા ભાઇને કહ્યું :

'આ મૂર્ખી છે તે રૂવે છે. હું મરી જાઉ તો યે મારા જેવું સુખી કોણ કહેવાય ?' તેમના ચહેરા ઉપર સુખનું, કૃત-કૃત્યતાનું અને બહેન પ્રત્યે અનુકંપાનું એક સ્મિત ફરી વળ્યું. ત્રણેક વાગે અમે બન્ને ભાઇઓએ બાને પૂછ્યું :

'બા, તમારે કૈં ધરમધ્યાન કરવું છે ? કૈં વાપરવું છે ?'

'તમને ઇચ્છા પડે તે તમે કરજો, દીકરા ! મેં તો મારે ખૂબ ધરમધ્યાન કર્યું છે.' બાએ કહ્યું.

અંત સમયે પણ બાને લોભ છોડતો નહોતો તે અમે જોઈ શક્યાં.

છેવટે બાએ કહ્યું:

'મને તમારામાં વિશ્વાસ છે. આ તમારી ગરીબ બહેનનું ધ્યાન રાખજો. તેનું બિચારીનું હું કૈ કરી શકી નથી.'

'એમાં તમે ગભરાવમાં, બા! અમે તેને મૂંઝાવા નહિ દઈએ. અમે બાને હિંમત આપી.

પણ બાનાં એ છેવટનાં વાક્યો અમને ખૂચ્યાં. વર્ષો સુધી અમારી પાસેથી રૂપિયા ઉપાડી ઉપાડી બાએ બહેનને આપ્યા કર્યા હતા, છતાં છેવટે ' એનું મેં કૈં કર્યું નથી.' એવું જુ બા શા માટે બોલી ગયાં હશે? તે તેમની પુત્રી હતી તો અમારી બહેન નહોતી? અમે તેને આપેલા પૈસાનો અફસોસ કરીએ તેવા ભાઈઓ પણ ક્યાં હતા?

* * *

બાએ એમનું અર્ધું જીવન અમારા જન્મના ગામમાં જ વિતાવ્યું હતું. વર્ષમાં છએક મહિના તે અમારી સાથે રહી જતાં, પણ છએક મહિના તો તે ગામમાં જ ગાળતાં. અમે આગ્રહ કરી જીવનભર અમારી સાથે રહેવાનું તેમને કહેતાં, પણ ' ત્યાં ગામમાં ધરમધ્યાન કરવું ફાવે.' કહી વર્ષનો અર્ધો ભાગ તો તે ત્યાં જ ગાળતાં.

બાના મૃત્યુ પછી એકાદ મહિને હું અમારા ગામમાં ગયો, હમણા હમણા મારી તબિયત સારી નહોતી રહેતી, અને બાના મૃત્યુનો ઘા પણ મને ખૂબ લાગ્યો હતો, તેથી થોડો વખત તો

આરામ લેવો જ તેવું મેં નક્કી કર્યું, અને હું વતનના ગામમાં ગયો. બ્હેન પણ મારી સાથે જ હતી.

અમે ગામમા આવ્યાં કે તરત જ ગામના લોકોનાં ટોળાં અમારી પાસે બાનો ખરખરો કરવા આવવા લાગ્યા. અમારા ગામમાં તો અમારૂં ઘર મોટું ગણાય અને અમે શ્રીમંત ગણાઇએ એટલે લોકો ખૂબ આવે તેમાં નવાઇ નહોતી. મારા હૃદયમાં ઉંડે ઉંડે બાને માટે, અમે આવડું મોટું પદ અમારી મહેનતથી સારા પૈસા કમાઇને પ્રાપ્ત કરી શકયાં તેનું, અભિમાન પણ સંતોષાવા માંડયું.

બે એક દિવસ પછી અમારાં સગાંવહાલાં અને ઓળખીતાંઓનાં ટોળા તો ઓછા થયાં. હવે કૈંક આરામ મળશે માની હું નિરાંતે બેઠો. પણ લોકો આવતાં તો કાંઇ ઓછાં થયાં જ નહિ! આશ્ચર્ય તો એ હતું કે હવે આવનારાઓમાંનાં ઘણાંખરાંને હું ઓળખતો પણ નહોતો. આ બધાં બાને કયાંથી ઓળખે? મને નવાઇ થઇ. અને તેમાંના ઘણાંને મેં તો પૂછયું પણ ખરું. હું જયારે આવું પૂછતો ત્યારે તે લોકો અજાણીમાં મારી સામે જોઇ રહેતાં. બાએ તેમને સેંકડો વાર જાતજાતની મદદ કરી હતી તેની મને ખબર પણ નહોતી? તે લોકો પૂછતાં. જયારે તેમને ખાસ મૂંઝવણ પડે ત્યારે તે બા આગળ આવતાં અને બા કદિ તેમને ખાલી હાથે પાછા વાળતા જ નહિ. આ બધી વાતોથી મારું આશ્ચર્ય વધતું ચાલ્યું. એક ટીપું ઘીનો કે મેલા સાડલાનો વિચાર કરનાર બા આ બધાને પૈસાની મદદ કરે એ મને અજબ લાગ્યું. ત્રીજે દિવસે પેલી ગરીબ બાઇ-જેને વિષે બાએ અમને વાત કરી હતી અને જે વાતને અમે હસી કાઢી હતી તે મારી પાસે આવી. બાને નિમિત્તે કૈં પુણ્ય કરવા પૈસા કાઢયા હોય તેમાંથી પોતે કૈં પૈસા પડાવવા આવી હશે એ

વિચાર મને આવ્યો અને મને તેના ઉપર ચીડ ચડી. એમ બાને બનાવી જવાય, અમારા જેવાને નહિ. તે બાઇ તો મને જોતાં વેંત જ રડી પડી. આ વળી નવું ધતિંગ! પણ એમ હું પલળું તેમ નહોતો. હું કડકાઇથી તેની સામું જોઇ રહ્યો. તે તો ખૂબ જ રોવા અને બા વિષે બોલવા લાગી. હમણા જ પોતા માટે પૈસા કઢાવવાની વાત ઉપર તે આવશે તેમ મને લાગ્યું.

'બાએ બિચારાંએ મારૂં તો કેટલું ધ્યાન રાખ્યું? કોઈ મારી વાત માનતું નહોતું ત્યારે મને એક હજાર રૂપિયા કાઢીને આપ્યા. તેના ઉપકારનો બદલો તો હું કયે ભવે વાળીશ?'

મારી આંખ ફાટી ગઇ. બાએ આને હજાર રૂપિયા આપ્યા હતા? એકસામટા એટલા બધા કાઢ્યા ક્યાંથી? અને મને યાદ આવ્યું. એ વાત થયા પછી પંદર દિવસમાં જ બાએ મોટાભાઇ પાસેથી·પોતાની મિલકતમાંથી હજાર રૂપયા ઉપાડ્યા હતા. હવે બધો ભેદ ખૂલી ગયો. અમારી ઇચ્છા ન જોઇ બાએ પોતાના પૈસામાંથી જ આને મદદ કરી હતી! વારે વારે બા પૈસા માગ્યા કરતાં હતાં અને હિસાબ નહોતાં આપતાં તેનું કારણ પણ આજ હશે? ત્યારે બહેનને કશું આપ્યું જ નહિ હોય! અમે બાને કેટલો ભયંકર અન્યાય કર્યો હતો! મેં બહેનને પૂછી જોયું:

'બહેન, તને બાએ કશું જ આપ્યું નથી?' આશ્ચર્યચકિત નયનોથી તે મારી સામે જોઇ રહી.

'મને કૈં આપ્યું હોય તો તમને કહ્યા વિના આપે? બાને તમે એટલાં પણ ઓળખ્યાં નહિ?'

મારી આંખોમાંથી આંસુની ધારા વહી રહી. અને છેવટના એક પ્રસંગે તો બાની ઉદારતા ખૂબ જ પ્રકાશમાં આણી. કૈં બીલ સંબંધી અમારા દાણાવાળાનો માણસ અમારે ત્યાં આવ્યો.

આરામ લેવો જ તેવું મેં નક્કી કર્યું, અને હું વતનના ગામમાં ગયો. બ્હેન પણ મારી સાથે જ હતી.

અમે ગામમા આવ્યાં કે તરત જ ગામના લોકોનાં ટોળાં અમારી પાસે બાનો ખરખરો કરવા આવવા લાગ્યા. અમારા ગામમાં તો અમારૂં ઘર મોટું ગણાય અને અમે શ્રીમંત ગણાઇએ એટલે લોકો ખૂબ આવે તેમાં નવાઇ નહોતી. મારા હૃદયમાં ઉંડે ઉંડે બાને માટે, અમે આવડું મોટું પદ અમારી મહેનતથી સારા પૈસા કમાઇને પ્રાપ્ત કરી શકયાં તેનું, અભિમાન પણ સંતોષાવા માંડયું.

બે એક દિવસ પછી અમારાં સગાંવહાલાં અને ઓળખીતાંઓનાં ટોળા તો ઓછા થયાં. હવે કૈંક આરામ મળશે માની હું નિરાંતે બેઠો. પણ લોકો આવતાં તો કાંઇ ઓછાં થયાં જ નહિ! આશ્ચર્ય તો એ હતું કે હવે આવનારાઓમાંનાં ઘણાંખરાંને હું ઓળખતો પણ નહોતો. આ બધાં બાને કયાંથી ઓળખે? મને નવાઇ થઇ. અને તેમાંના ઘણાંને મેં તો પૂછ્યું પણ ખરું. હું જ્યારે આવું પૂછતો ત્યારે તે લોકો અજાયબીમાં મારી સામે જોઇ રહેતાં. બાએ તેમને સેંકડો વાર જાતજાતની મદદ કરી હતી તેની મને ખબર પણ નહોતી? તે લોકો પૂછતાં. જયારે તેમને ખાસ મૂંઝવણ પડે ત્યારે તે બા આગળ આવતાં અને બા કદિ તેમને ખાલી હાથે પાછા વાળતા જ નહિ. આ બધી વાતોથી મારું આશ્ચર્ય વધતું ચાલ્યું. એક ટીપું ઘીનો કે મેલા સાડલાનો વિચાર કરનાર બા આ બધાને પૈસાની મદદ કરે એ મને અજબ લાગ્યું. ત્રીજે દિવસે પેલી ગરીબ બાઇ-જેને વિષે બાએ અમને વાત કરી હતી અને જે વાતને અમે હસી કાઢી હતી તે મારી પાસે આવી. બાને નિમિત્તે કૈં પુણ્ય કરવા પૈસા કાઢયા હોય તેમાંથી પોતે કૈં પૈસા પડાવવા આવી હશે એ

વિચાર મને આવ્યો અને મને તેના ઉપર ચીડ ચડી. એમ બાને બનાવી જવાય, અમારા જેવાને નહિ. તે બાઇ તો મને જોતાં વેંત જ રડી પડી. આ વળી નવું ધતિંગ! પણ એમ હું પલળું તેમ નહોતો. હું કડકાઇથી તેની સામું જોઇ રહ્યો. તે તો ખૂબ જ રોવા અને બા વિષે બોલવા લાગી. હમણા જ પોતા માટે પૈસા કઢાવવાની વાત ઉપર તે આવશે તેમ મને લાગ્યું.

'બાએ બિચારાંએ મારૂં તો કેટલું ધ્યાન રાખ્યું? કોઈ મારી વાત માનતું નહોતું ત્યારે મને એક હજાર રૂપિયા કાઢીને આપ્યા. તેના ઉપકારનો બદલો તો હું કયે ભવે વાળીશ?'

મારી આંખ ફાટી ગઇ. બાએ આને હજાર રૂપિયા આપ્યા હતા? એકસામટા એટલા બધા કાઢયા કયાંથી? અને મને યાદ આવ્યું. એ વાત થયા પછી પંદર દિવસમાં જ બાએ મોટાભાઇ પાસેથી·પોતાની મિલકતમાંથી હજાર રૂપયા ઉપાડયા હતા. હવે બધો ભેદ ખૂલી ગયો. અમારી ઇચ્છા ન જોઇ બાએ પોતાના પૈસામાંથી જ આને મદદ કરી હતી! વારે વારે બા પૈસા માગ્યા કરતાં હતાં અને હિસાબ નહોતાં આપતાં તેનું કારણ પણ આજ હશે? ત્યારે બ્હેનને કશું આપ્યું જ નાહ હોય! અમે બાને કેટલો ભયંકર અન્યાય કર્યો હતો! મેં બ્હેનને પૂછી જોયું:

'બ્હેન, તને બાએ કશું જ આપ્યું નથી?' આશ્ચર્યચકિત નયનોથી તે મારી સામે જોઇ રહી.

'મને કૈં આપ્યું હોય તો તમને કહ્યા વિના આપે? બાને તમે એટલાં પણ ઓળખ્યાં નહિ?'

મારી આંખોમાંથી આંસુની ધારા વહી રહી. અને છેવટના એક પ્રસંગે તો બાની ઉદારતા ખૂબ જ પ્રકાશમાં આણી. કૈં બીલ સંબંધી અમારા દાણાવાળાનો માણસ અમારે ત્યાં આવ્યો.

'હમણાં છૂટા પૈસા નથી. પછી લઇ જજે.' મેં તેને કહ્યું. 'કૈં ઉતાવળ નથી, શેઠ, બા આવશે ત્યારે તેમની પાસેથી લઇ જઇશ.' તેણે કહ્યું. એને ખબર હોય તેમ ન લાગ્યું. મેં કહ્યું :

'બા તો ગુજરી ગયા.'

'હેં! ક્યારે?' બોલીને જમીન ઉપર બેસી ગયો. સ્વજનના મૃત્યુથી જે શોક થાય તે શોક તેના ચહેરા ઉપર તરવરી રહ્યો. મને ખાતરી થઇ ગઇ કે બાએ તેને પણ કૈં ને કૈં મદદ કરી હશે. તેને મેં પૂછી જોયું.

તેની સ્ત્રી ક્ષયથી પિલાતી હતી. બા તેને વારંવાર પૈસાની મદદ તો કરતાં જ હતાં, પણ તેનાં દવાદારૂ વગેરેનો ખર્ચ પણ તે જ આપતાં. બે ત્રણ વખત તો બાઇની તબિયત બતાવવા ગામના મોટા ડોકટરને બાએ ખાસ બોલાવી મંગાવ્યો હતો. બા છેલ્લાં છેલ્લાં બહારગામ ગયાં ત્યારે પણ છએક મહિના દવા કરવામાં વાંધો ન આવે એવી તજવીજ તો તેને માટે કરી જ ગયાં હતાં.

'હવે શું થશે?' તેની આંખોમાં આંસુ આવ્યાં.

'બધું થઇ રહેશે. તું ચિંતા ન કરતો.'

મેં તેને ગળગળા સાદે આશ્વાસન આપ્યું.

જો એમ જ હતું, બા આટલા બધા ઉદાર હતાં, તો પછી પેલા સાંધેલ સુંધેલ સાડલા કેમ પહેરતા? જરા ઘી ઢોળાય કે કપડું બગડે એમાં કેમ ખીજાઇ જતાં? કે એ જીવન ફિલસૂફી જ જુદી હતી? તે દિવસની ચર્ચામાં બાએ કહેલું પેલું વાક્ય મને યાદ આવ્યું.

'પોતા ઉપર લોભ કરી પારકાંને મદદ કરવી, સાચું તો એ જ કહેવાય.'

અમે તો જીવનની જુદી જ ફિલસૂફી રચી હતી. તેમાં મોજ-શોખ હતા, બાદશાહી હતી, પોતા ઉપર લોભનું તો નામ પણ નહોતું. ફાટેલ કપડું અમે કે અમારી સ્ત્રીઓ પહેરીએ તો લાજી મરીએ. અને એ બધું ટકાવી રાખવામાં ખર્ચ એટલો કરવો પડતો કે કોઇને એક પાઇની પણ મદદ અમે નહોતા કરી શકતા. બાના ફંડ ફાળાઓને અમે હસવામાં ઉડાવી દેતા, તેમની કોઇને મદદ આપવાની વાતોને અમે મદદ માગનારની લુચ્ચાઇ અને બાના ભોળપણામાં ખપાવતા, અને તેથી જ કદાચ અર્ધાં અભિમાનમાં અને અર્ધાં ઉશ્કેરાટમાં બા બોલી ગયાં હશે !

'ફાટેલ સાંધેલ કપડાંથી માણસે લાજવાનું નથી. પણ સામો હાથ ધરીને કોઇ માગવા આવે તેને પાછું વાળવાથી લાજવાનું છે.'

બાને અમે જીવનભર કરેલો અન્યાય આંસુથી ધોવાય તેમ ન હોતો. છતાં દિવસો સુધી મારી આંખમાંથી આંસુ ન સુકાયાં.

# નવું રેલ્વે સ્ટેશન

ચુનીલાલ વર્ધમાન શાહ

સાંગલપુર ગામના પાધરમાં થઇને રેલ્વેના પાટા જતા હતા, અને દામુશેઠે ઘણીએ અરજીઓ કરી, પણ રેલ્વે કંપનીએ સાંગલપુર નામે નવું સ્ટેશન નાખ્યું નહિ. શેઠને અને ગામના બીજા વાણિયાઓને રૂનો બહોળો વેપાર હતો એટલે તેમને વીરમગામ અને અમદાવાદ બીજે ત્રીજે દિવસે જવું આવવું પડતું. ગામથી સાણંદનું રેલ્વે સ્ટેશન ત્રણ ગાઉ દૂર પડે, અમદાવાદથી સાંગલપુર સાત ગાઉ દૂર રહ્યું અને વીરમગામ તથા સાંગલપુર વચ્ચેનું છેટું પણ છ સાત ગાઉથી ઓછું નહોતું. આથી મુસાફરીની બહુ તકલીફ પડતી. ગામમાંથી બળદગાડીમાં કે માંદલા ઘોડાના ટાંગામાં બેસીને સ્ટેશન પર જવું પડે અને ત્યાંથી રેલ્વે ગાડીમાં બેસે તો અમદાવાદ કે

વિરમગામ જવાય. પાછા ફરતાં રેલ્વે સ્ટેશનથી ત્રણ ગાઉની કે ટાંગાની કે બળદગાડીની મુસાફરી ખરી જ. માલ-બાલ લાવવો હોય તોપણ ભારે અડચણ પડતી. સાંગલપુર ગામ જરા સારું રહ્યું, એક ગાડીએ રોજ પંદર-વીસ ઉતારૂ ઊતરે, પંદર-વીસ બેસે અને માલનાં ગાડાં તો અમદાવાદ, વીરમગામ કે રેલ્વે સ્ટેશન અને સાંગલપુરની વચ્ચે ફરતાં જ હોય. સાંગલપુરને રેલ્વે સ્ટેશન વિના ન જ ચાલે એવી દામુ શેઠની ગણતરી હતી, પરંતુ રેલ્વે કંપની એવી અવળચંડી હતી કે અરજીઓ ઉપર તે ધ્યાન જ આપતી નહિ! શેઠે ગામલોકો અને વાણિયાઓની સહીઓ કરાવીને અરજીઓ કરેલી, પણ કોઈ દાદ દેતું નહોતું. હવે તો શેઠ અરજીઓ કરીને થાકયા હતા અને પોતાને ગામે નવું રેલ્વે સ્ટેશન ઉઘડે એવી આશા મૂકી હતી.

શેઠના દીકરા રણછોડને એક યુક્તિ સૂઝી હતી. પાંચ-સાત હજાર રૂપિયા રોકીને બે ત્રણ મોટરના ખટારા લેવા અને અમદાવાદ તથા સાંગલપુરની વચ્ચે ભાડે ફેરવવા; તેથી મુસાફરીનું દુઃખ જાય, ઉતારૂઓ સારી પેઠે મળે, માલ પણ એક કલાકમાં અમદાવાદથી સાંગલપુરમાં પહોંચે એટલે ગામને પણ સુખ થાય. પણ શેઠને એ વાત ગમી નહિ. 'ભાડે ગાડીઓ ફેરવવાનો ધંધો કરવો એ આપણા જેવા મોટા વેપારીને શોભે નહિ.' એવો શેઠનો અભિપ્રાય હતો.

એક વાર દામુ શેઠ અને રણછોડ વીરમગામથી આવીને સ્ટેશને ઊતર્યા. સાંગલપુરનો અબરામ પોતાનો ભાડુતી ટાંગો લઈને આવ્યો હતો, તેને શેઠે ગાડીના ડબ્બામાંથી ઊતરતાં જ વરધી આપી દીધી: "અલ્યા અબરામ! તારી ગાડીમાં અમે બેસવાનાં છીએ. બે જણની જગ્યા રાખજે."

સ્ટેશન ઉપર ચાર બળદના એક્કા અને બે ઘોડાના ટાંગા હતા.

બધાં વાહન ખડખડ પાંચમ જેવાં હતાં. ઉતારૂઓ વાહનોમાં ગોઠવાયાં અને વાહનો સાંગલપુરની સડકે ચડયાં. અભરામના ટાંગામાં દામુ શેઠ અને રણછોડ ઉપરાંત એક બીજો ઉતારૂ બેઠો હતો; તે ઉપરાંત અભરામ તો ખરો જ."

ઘોડો ઘરડો હતો, થાકેલો હતો અને ચાર જણાનો ભાર ઊંચકીને ખદ્દક–ખદ્દક ચાલતો હતો. ટાંગાનાં હાડ–પાંસળાં ઠ્ચુક–ઠ્ચુક બોલતાં હતાં. શેઠનું ભારે શરીર ટાંગામાં હચમચતું અને હાંફતું હતું. ઘોડાને ઉતાવળે ચલાવવાને અભરામ મથતો હતો. ઘોડાને ચાબૂક મારે, ચાબૂકની લાકડીને છેડે નાખેલી આર ઘોંચે, ત્યારે પંદર-વીસ ડગલાં ઘોડો ઉતાવળો ચાલે; વળી પાછો ખદ્દક, ખદ્દક, ખદ્દક !

"અલ્યા અભરામ ! ઘોડાને ચંદી આપછ કે નહિ ?"

"આપું છું બાપા !"

"ત્યારે ઘોડો ધીમો કેમ ચાલે છે ?"

"ઘોડો જરા ખોટીલો છે બાપા ! માર્ગે પડશે એટલે પછી પવનવેગે ઊડયો સમજો." 'પવનવેગ' એ ઉતારૂઓને માટે અભરામનું રોજનું આશ્વાસન હતું.

અભરામ ટાંગા પરથી ઊતર્યો, ઘોડાને બે–ચાર ચાબૂક લગાવી દીધી, બે ત્રણ વાર આર ઘોંચી, પાંચ–સાત ગાળો દીધી અને ઘોડાની રેન પકડીને ટાંગાની સાથે થોડું દોડયો. ઘોડો જરા ઉતાવળો ચાલ્યો કે તુરત તે પાછો ટાંગા પર ચડી બેઠો. ભાર વધ્યો એટલે ઘોડો ધીમો પડયો અને ફરી પાછી અભરામની ચાબૂકબાજી ચાલુ થઈ. ઘોડાએ દોટ જરા વધારી એટલામાં તેને ઠોકર

વાગી, ઘોડો ઘૂંટણભેર થઈ ગયો, ટાંગો નમી ગયો, ગભરાયેલા દામુ શેઠના મોંમાથી રાડ નીકળી ગઈ; પણ અભરામે તુરત છલંગ મારી ચતુરાઈથી ઘોડાંને, ટાંગાને અને ઉતારૂઓને બચાવી લીધા.

"અરર!" શેઠ ફફડી ઉઠયા: "અભરામ, બિચારા ઘોડાને એક ફેરામાં તું આટલો માર મારેછ, ત્યારે ચાર ફેરામાં તો તું શું એ કરતો હોઈશ! જરા દયા રાખતો હોય, તો ખુદાય રાજી રહે.'

"પણ બાપા! મારું ને ઘોડાનું પેટ તો ભરવું ને!" અભરામે દલીલ કરી.

રણછોડ બોલ્યો: "બાપા! મોટર હોય તો આવું કશું જોવું પડે નહિ. નહિ ઘોડાને ચાબૂક મારવો કે નહિ બળદને આર ઘોંચવી. સાચું કહો તો ઘોડાની કે બળદની ગાડીમાં બેસવું એ જ આપણા જૈન ધરમ પ્રમાણે પાપનાં પોટલાં છે. આવાં કરમ આપણાથી જોયાં જાય?"

શેઠને લાગ્યું કે ઘોડાની ગાડીમાં બેસીને ઘોડાને માર ખવરાવવાનું પાપ કંઈ જેવું નથી. મૂંગાં પ્રાણીને માર ખવરાવવાનું પાપ મોટરથી ન લાગે એમ તો શેઠ સમજતા જ હતા.

રણછોડ આગળ બોલ્યો: "હું તો કહું છું કે સરકારે રેલ ને મોટર કાઢીને આ મૂંગા જનાવર ઉપર ભારે દયા કરી છે. મોટરનો શોધનારો કોઈ સાચો દયાળુ માણસ હશે."

દામુ શેઠે બળદગાડીમાં અને ઘોડાગાડીમાં બેસીને ઘણીએ વાર ભારવાહી જાનવરોનાં દુઃખ જોયાં હતાં. પેટ્રોલથી ચાલતી મોટર એ જાનવરોને દુઃખમાંથી છોડાવનારું વાહન હતું, એ મીમાંસા શેઠના અંતરમાં ઉતરી ગઈ.

એક અઠવાડીઆની અંદર દામુ શેઠની માલિકીની ત્રણ ભાડુતી મોટરો રણછોડની વ્યવસ્થા હેઠળ અમદાવાદ અને સાંગલપુરની વચ્ચે ફરવા લાગી ગઇ. શેઠને લાગ્યું કે બિચારા બળદ અને ઘોડાની ખાંધેથી ધૂંસરાં પોતે છોડાવવાનું પુણ્ય કર્યું હતું. શેઠને મન તેમાં ધંધા કરતાં વધુ તો ધર્મ માલુમ પડયો હતો.

૨

આજ સુધી સાંગલપુરની સમૃદ્ધિ ઠાવકી અને ગંભીર હતી તે હવે ચમકારા મારવા લાગી. રેલ્વે સ્ટેશને તો રોજ સાંગલપુરના પંદર–વીસ જ ઉતારૂઓ ચડતા ઊતરતા, પરંતુ અમદાવાદ અને સાંગલપુરની વચ્ચેની આવ–જા હવે ખૂબ વધી પડી હતી. ત્રણે મોટરો ખીચોખીચ ભરાઇને રોજ બે ત્રણ વાર આવ–જા કરતી. સગવડ વધી એટલે ઉતારૂઓ વધ્યા હતા. સ્ટેશને ઉતારૂઓ લાવવા–લઇ જવાનું કામ પણ હવે બળદના એક્કા અને ઘોડાના ટાંગાને બદલે શેઠની મોટરો કરતી હતી. દૂધ ત્રણ પૈસે શેર મળતું તેનો ભાવ વધીને છ પૈસા થયો. ઘી રૂપિયાનું બશેર મળતું તેનું સવાશેર થઇ ગયું; છાશનાં દોણાં પણ મોટરમાં ચડી ચડીને અમદાવાદની પોળમાં ઠલવાવા લાગ્યાં:પશી કણબણ પડોશણને મલકાતી કહેતી: “બા, રોજ ચાર ડોબાંની છાશ ઉકરડે ઢોળવી પડતી, પણ હવે દામુ શેઠની મોટર થઇ છે એટલે રોજ છાશનો જ દોઢ રૂપિયો ઉપજે છે. દશ આના ભાડાના જાય, તોય ચૌદ આના મળે ને !”

સાંગલપુર અને અમદાવાદ વચ્ચે ભાડાની મોટરો ફરવા લાગી તેની અસર સાંગલપુર ઉપર બે પ્રકારની થઇ. લોકોની મુસાફરીની અગવડ ગઇ; દૂધ–ઘીના વધુ પૈસા ઉપજવા લાગ્યા અને પહેલાં ત્રણ દિવસે મેળવી શકાતી ચીજ હવે સાંગલપુર બે કલાકમાં હાજર

પ્યાલા ઘેર ઘેર ખખડતા હતા અને મોટર શરૂ થયા પછી છએક માસે તો અમદાવાદના એક કણબીએ સાંગલપુરમાં હોટલ પણ નાખી દીધી.

૩

ચંદુ ત્રણ માસ સુધી મુદતિયા તાવથી પીડાઇને માંડ માંડ સાજો થયો હતો. શેઠને દવા-દાક્તર પાછળ પાંચસોક રૂપિયા ખર્ચવા પડ્યા હતા, પણ તેમ કરતાં ય ચંદુ સાજો થયો અને આજે તે જરા ઓસરીમાં આવીને બેઠો તેથી શેઠ આનંદમાં હતા. શેઠે ઉમળકાથી કહ્યું: "બેટા ! જરા દૂધ-ભાત ખાઇને આજ તો દુકાને ચાલ."

ઓરડામાંથી ચંદુની વહુએ ગુમાસ્તા પાસે કહેવરાવ્યું: "આજે ગાયે દોહવા દીધું નથી, તો ગામમાંથી દૂધ મગાવી આપો."

"માધા ! જા, પશી કણબણને ત્યાંથી દૂધનો લોટો ભરી આવ." શેઠે ગુમાસ્તાને ફરમાવ્યું. માધો એક કલાકે દૂધ લઇને આવ્યો. ચીડાઇને પૂછ્યું: "અલ્યા, આટલી બધી વાર ?"

"શું કરું બાપા ! પશી ડોશી કહે કે ઘરમાં દૂધ નથી. રાજી ભરવાડણ કહે કે દૂધ અમદાવાદ વેચાવા ગયું છે અને ઢોરાં સીમમાં ગયાં છે. મગન મહારાજ કહે મારી ગાય આજ વટકી છે એટલે દૂધ નહિ દે."

શેઠ સ્તબ્ધ થઇ ગયા. "ત્યારે તું દૂધ લાવ્યો ક્યાંથી ?"

"ત્રણ આના આપીને હોટેલમાંથી શેર દૂધ લાવ્યો."

શેઠ વિચારમાં પડી ગયા. દૂધ માટે ત્રણ ઘેરથી નકાર મળ્યા પછી હોટેલમાંથી વેચાતું દૂધ લાવવું પડ્યું તે તેમને મન સાલવા

લાગ્યું. જમી લઈને શેઠ ચંદુને લઈને દુકાને ચાલ્યા. માર્ગમાં ચાર ચમારને ઘોડાનું મુડદું ઉંચકી જતા જોઈને શેઠે પૂછ્યું : "અલ્યા આ કોનો ઘોડો મૂઓ ?"

"અભરામ મિયાંનો, બાપા ?"

"ગાડીવાળો અભરામ ?"

"હા, બાપા !"

દુકાને રણછોડ મોટરના ભાડાની આવકનું નામું લખતો હતો. દુકાનમાં પશી પટલાણી, રામો પટેલ, જગો મોચી અને અભરામ મિયાં બેઠા હતા. અભરામની આંખોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. શેઠ આવતાંવેંત બોલ્યા: "અભરામ ! તારો ઘોડો તો મરી ગયો !"

"હા બાપા ! તમે મોટર ફેરવવા માંડી, ત્યારથી જ હું એને મૂએલો તો દેખતો'તો; પણ આટલો મોડો મૂઓ અને હું ભીખ-બેગો થઈ ગયો."

"અલ્યા, તેમાં મારો શો વાંક ?"

"તમારો વાંક નહિ, તો મારા નસીબનો તો ખરો. ઘોડો કમાતો'તો ત્યારે હું તેને ખવરાવતો અને મારું પેટિયું ય નીકળતું. આ બાર મહિનામાં ઘરનાં વાસણ વેચીને મેં ને ઘોડાએ ખાધું. આજ હવે બે મણ બાજરી આપો. નહિ તો ઘોડાની પાછળ મારુંયે મોત."

શેઠ અભરામનાં આંસુ જોઈ રહ્યા, અને કશું બોલ્યા નહિ. પશી તરફ નજર કરીને શેઠ બોલ્યા : "પટલાણી ! તમે કેમ આવ્યા છો ?"

પટલાણીએ ઘૂમટાની આડેથી કહ્યું : "પચાસ રૂપિયા આપો, શેઠ ! વ્યાજ જોઈએ તે લેજો."

"તમારે વળી શી ખોટ પડી ? હવે તો દૂધ, ઘી ને છાશની બહુએ આવક થઇ છે ને ?"

"બળી એ આવક ! કરસનિયો ત્રણ વાર માંદો પડયો ને સો રૂપિયા ખરચ થઇ ગયું ! તેની વહુને આણું વાળીને લાવવી છે એટલે તમારી પાસે આવીને વેણ નાખ્યું છે, શેઠ !" પટલાણી બોલ્યાં.

"માંદગી આવે તેમાં શું કરીએ ? જેવા કરમના લેખ. અમારા ચંદુની માંદગી પાછળ પાંચસો રૂપિયા થયા."

"માંદગી પણ જેવી તેવી ? બાપલિયા ! પાણીના જેમ પૈસા ખરચ્યા. મારો રડયો રોજ અમદાવાદ જાય ને હોટેલમાં ભજિયાં પૂરી ખાય. અર્ધાં કાચાં ને અર્ધાં પાકાં. ઉપરથી રાતે નાટક જુએ ને ઉજાગરા કરે. ચાહનાં પવાલાંનો તો સુમાર નહિ. પૂછોને તમારા ચંદુને; બેઉ સાથે ફરતા ને ખાતા. પછી માંદા ન પડે તો બીજું શું થાય ?"

શેઠે ચંદુ સામે જોયું. ચંદુ શરમાઇને નીચું જોઇ રહ્યો. શેઠ બબડયા : "આપણા ગામને ય અમદાવાદનો ચેપ લાગ્યો."

"એમ કેમ? તારે વળી દેણું કરવાનું હોય?"

"કોઇ વરસ નહિ ને આ વરસે કરવું પડશે શેઠ! ખળાંમાંથી દાણો આવે કે ન આવે, પણ ઉનાળે અમે ભાડાં કરીને સારી રીતે ચલાવતા. હવે તમારી મોટરું થઇ એટલે ભાડું મળે નહિ. શું કરું શેઠ? મારો બળદ માંદો પડેલો, અને રાજો ગ્યારી કહે કે તેને ઘી પાઓ. પણ મારે ખાવા દાણો મળે નહિ, ને બળદને ઘી ક્યાંથી પાઉં? એટલે એને પાંજરાપોળે મૂક્યો ને બીજાને વેચી નાખ્યો."

શેઠે રણછોડ સામું જોયું. રણછોડ સરવાળો કરી રહ્યો હતો; તે બોલ્યો:

"બાપા! આ મહિને સાડાસાતસોની આવક થઇ અને સવા પાંચસોનું ખર્ચ થયું. સવાબસોનો વધારો વધ્યો."

જગો વચ્ચે બોલ્યો: "બાપા! હું ય પચીસ રૂપિઆ લેવા આવ્યો છું."

"અલ્યા, ગામમાં કોઇ જોડા પહેરતું નથી કે શું? તારે વળી શી તાણ પડી?"

"જોડા સૌ પહેરતા હશે, શેઠ? પણ આ વરસે મારો ધંધો બરાબર ન ચાલ્યો, કોણ જાણે શાથી."

"દાદા! હું જઉં છું, દવા પીવી ભૂલી ગયો છું" એમ કહી ચંદુ ઊઠ્યો. ક્રોમ લેધરના ચકચકિત બૂટ પહેરીને તે દુકાન પરથી ઊતર્યો. શેઠનું ધ્યાન એ બૂટ તરફ ગયું અને તેમને બહુ જ ગ્લાનિ થઇ આવી. શેઠ નિસાસો નાખીને તકિયા પર પડ્યા, અને બેઉ હાથે તેમણે મોઢું ઢાંકી દીધું.

૪

"ભોં ભોં ભોં" કરતી એક મોટર આવીને શેઠની દુકાન સામે થોભી. સાંહેથી એક યુરોપિયન અને એક પારસી ઊતર્યા. પારસીએ પૂછ્યું : "ડામોડર સેઠ આપનું જ નામ કે?"

"જી હા, કહો શું કામ છે?"

"તમે સાંગલપુરનું સ્ટેશન ખોલવા રેલ્વે કંપનીને અરજી કરી'તી કે?"

"જી હા, તેનું હવે શું છે?"

"તમારા ગામમાં વાનીઆનાં ઘર કેટલાં?"

"થોડાં."

"થોડાં એટલે કેટલાં?"

"પાંચ–સાત–દસ."

"બીજી ઊંચી કોમોનાં ઘર કેટલાં?"

"ચાર–પાંચ."

"બાકી બઢા ખેતીનો ઢંધો કટતા હોસે."

"જી હા."

"સાનંદને સ્ટેસને તમારા ગામના કેટલા ઉતારૂ–ચડતા ઊતરતા હોસે?"

"ઓક–બે."

"એમ કાંય ? તમો અરજીમાં લખો છો કે વીસ–પચીસ ઉતારૂ ઊતરે છે."

"એ દા'ડા વહી ગયા."

"તેનું કારન સું ?"

"અમારે ગામ મોટર ફરે છે."

"એમ ? તો હવે તમારે નવું સ્ટેસન ખોલવાની જરૂર નથી ને ?"

"જી, ના."

પારસીએ પેલા યુરોપિયનને મોટરમાં પાછા બેસતાં કાંઇ અંગ્રેજીમાં સમજાવ્યું અને મોટર પાછી ચાલી ગઇ.

રણછોડ ખુશ થતાં બોલ્યો: "બાપા ! તમે ઠીક જવાબ આપી દીધો. વધુ ઉતારૂ કહ્યા હોત, તો હવે કંપની નવું સ્ટેસન ખોલત અને આપણો મોટરનો ધંધો પડી ભાંગત."

"પણ મારે તો હવે મોટરે જોઇતી નથી ને નવું સ્ટેશને જોઇતું નથી. બસ, આજને આજ તું અમદાવાદ જા અને ત્રણે મોટર વેચી નાખ." શેઠ આવેશમાં આવી જતાં બોલ્યા.

રણછોડ આ અણધારી આજ્ઞાથી સ્તબ્ધ બની ગયો. તેણે પૂછ્યું: "એનું કાંઈ કારણ ?"

"મારે સાંગલપુરની ખરાબી થવા દેવી નથી."

"એમાં વળી ખરાબી શી ?"

"જોતો નથી? ગામને અમદાવાદનો ચેપ લાગે છે, રોગનાં ઘર ઘલાતાં જાય છે, લોક દેણદાર થાય છે, ગરીબોના ધંધા ભાંગી પડે છે, લોકોનાં મન શહેરીઓનાં જેવાં ચોર થતાં જાય છે: એ બધો તારી ભાડાની મોટરનો પરતાપ."

"બાપા, પણ આપણે છ હજાર ખર્ચ્યાં છે અને તેના હવે પૂરા ત્રણ હજાર પણ ઉપજશે નહિ."

"બે હજાર કેમ ઉપજતા નથી? મારે હવે એ ન જ જોઈએ. શહેરથી દૂર મારૂં સાંગલપુર વધારે સારૂં છે. અને હા, એ મોટરોના જે પૈસા ઉપજે તે ગામમાં વગર વ્યાજે ધીરવાના છે એ ધ્યાનમાં રાખજે."

"તમે ફરીથી બળદની ખાંધે ધૂસરાં નંખાવો છો?"

"અરે, એજ સારૂં છે ભાઈ! બળદની ખાંધે ધૂંસરાં નહિ હોય ત્યારે બળદ ભૂખે મરશે. એવું ખોટું દયાળુપણું મારે નથી જોઈતું. ઊઠ, અમદાવાદ જા!"

રણછોડ બાપાની સામે જોઈ રહ્યો. અભરામ આંસુ લૂછીને દોડતો શેઠના ખોળામાં માથું નાખીને પડ્યો અને બોલ્યો :"બાપા! સાચી દયા આજ મેં તમારામાં જ જોઈ!"

# કેતકી અને કિરીટ

શ્રી. જયદેવ દવે

"કિરીટ! તમારો હાથ રૂપાળો ધોળો છે, હો!—હું રૂપાળી નથી?"

"તું? તું તો બહુ જ રૂપાળી છો, બકુલ! તારા જેવી ગાંડી છોકરી મેં બીજી જોઈ નથી—ક્યાંય!"

કિરીટ નવનીતરાયના લગ્ન પ્રસંગે અનિચ્છાએ—પરાણે આવ્યો હતો. નવનીતરાય એના શ્વસુરપક્ષે કશાક સગા થાય ને એથી એનો અણવર પણ એને થવું પડ્યું હતું. નવનીતરાયને કિરીટ કેમે ચાહી ન શકતો; એટલું જ નહિ, પણ એના પ્રત્યે કિરીટને કશો જાણે કારણ વિનાનો અણગમો જ થતો. તેમાં એનાં લગ્ન પોતાના જ ગામના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની પુત્રી જોડે થવાનાં છે એવું

સાંભળ્યું. આ કન્યાને–કેતકીને–કિરીટે કદી પૂર્વે જોઇ નહતી; પણ એનાં વિધવિધ વખાણ થોડાં ઘણાં એને કાને પહોંચ્યા હતા. આથી આવી કન્યાનાં લગ્ન નવનીતરાય સાથે કંઈ નહીં તો એક 'સીધા સાદા ને બહુ ભલા માણસ સાથે, થવાના છે એ સાંભળી એને કંપારી છૂટી હતી. તેથી જ આ લગ્નમાં ભાગ ન લેવો એવી એની ઇચ્છા હતી. પણ ભાવિદોર્યો ને કંઇક પોતાની પ્રિયતમા પત્ની મધુરીના આગ્રહ ને આજિજિને વશ બની, એ આ લગ્નમાં ઢસડાઇ આવ્યો હતો. આમ હતું છતાં માંડવે આવ્યા પછી કિરીટને કંઇ રસ પડે–મજા પડે એવું બન્યું. કેતકીને બકુલા કરી એક ન્હાની પણ બહુ ચાલાકને સુંદર, બહેન હતી. પહેલ્લે જ દિવસે એણે કિરીટની ભારે દોસ્તી કરી અને ધીરે ધીરે કેતકીની સુવાસ પ્રસારી એમાં કિરીટને મુગ્ધ કર્યો. 'આ મંડપ મારી બહેને શણગારેલો–આ તોરણ મારી બહેને કરેલું–આ રૂમાલ મારી બેહેને ગૂંથેલો–પે...એલ્લો ઊંચે મૂકેલો મઝાનો ફૂંજો મારી બહેને ચીતરેલો–આ વીણા મારી બહેન બહુ સરસ વગાડે છેઃ ને ઓહો ! ગાય છે તો એવું સરસ કે ન પૂછો વાત !–આ મારો જલેબી અંબોડો જોયો ? કેવો સરસ વાળ્યો છે ? સાંજે મઝાની સરસ વેણી ગૂંથાવીશ ને મહીં ફૂલ મુકાવીશ, જો જો ને, હા !–ને અણવર છો, ને સવારે કોરડ કરાવવા નવનીતરાય સાથે કેમ નહોતા આવ્યા ? કાલે જરૂર આવજો. મારી બહેન કહેતી હતી કે જો એ–તું કહ્યા કરે છે તે અણવર આવશે તો મારે હાથે સરસ પૂરીઓ કરી મોકલીશઃ આવજો હોં, એ રસોઇ પણ ઘણી મઝાની કરે છે !–'આવી કંઇ કંઇ કાલાઘેલી વાતો બકુલ કિરીટ પાસે કરતી ને એને મંત્રમુગ્ધ શો કરી મૂકતી, એમાં અત્યારે તો બકુલે ખૂબ કરી. ચૉરી થતી હતી, અણવર તરીકે કિરીટ વરરાજા ને પવન નાખતો હતો, એની પાસે બેઠી બકુલ પણ વીંઝણો ફેરવતી હતી; અથવા કહીએ તો, વીંઝણા સાથે રમત કરતી હતી.

બકુલ માનતી હતી કે એ એની બહેનને પવન નાખે છે પણ આખરે, બાળક એક વાતમાં ક્યાં સુધી મન પરોવી રાખી શકે? થોડી વારમાં એ તો કૂદીને કિરીટના ખોળામાં પડી, ને કિરીટના હાથનો વીંઝણો સહસા ઝુંટવી લઇ કહેવા લાગીઃ “ મારી બહેનને યે પવન નહીં નાખો ! કિરીટ કુમાર ! “ બેઉને ય નાખીશ” ને તને યે, ગાંડી બકુલ ! “ બકુલાના સુંવાળા ગુલાબી ગાલે સહેજ ચૂંટી ખણી હસતાં હસતાં કિરીટે જવાબ દીધો. હું તો થાકી ગઇ” વીંઝણો કિરીટને પાછો સોંપતી બકુલા એટલું જ બોલી કિરીટના છૂટા હાથ સાથે રમતમાં પડી. વળી થોડીવારે કિરીટના કોટની એક બાંય ઊંચી કરી જોઇને બોલી.

“કિરીટ, તમારો હાથ રૂપાળો ધોળો છે, હો !—હું રૂપાળી નથી ?”

“તું ? તું તો બહુ જ રૂપાળી છો, બકુલ ? તારા જેવી ગાંડી છોકરી મેં બીજી જોઇ નથી—ક્યાંય !”

કિરીટ જરા હસ્યો. પણ પોતાનાં વખાણ સાંભળ્યાં-ન સાંભળ્યાં ને બકુલને વળી કાંઇ ત્રીજું જ સૂઝ્યું : “મારી બહેન પણ તમારા જ જેવી રૂપાળી છે, હોં કિરીટ ! આ જુવો તમારો હાથને જુવો પેલો એનો !—અરે, પણ આ શું કરે છે ! નવનીતરાયનો ને મારી બહેનનો હાથ કેમ બાંધે છે ?”

હસ્તમિલાપ થતો હતો. ‘ગોરજી’—શુક્લ મહારાજ કપડાં વડે વરવહુનો હાથ બાંધવાની તૈયારી કરતા હતા. નવનીતરાયે હાથ લંબાવેલ હતો. કેતકીનો અધ લંબાવેલ કંપતો હાથ ખેંચી શુક્લજી એ નવનીતરાયના હાથમાં સોંપતા હતા. એ હાથ નવનીતરાયના હાથ સાથે કાં બાંધે ?—એવો પ્રશ્ન બાળક બકુલાને થયો. પણ

એવો જ પ્રશ્ન કિરીટને યે આ પહેલાં થયો હતો. 'આમ ન થવું જોઇએ' એમ કિરીટને થયું હતું; 'પણ એ અઘટિત થતું અટકાવવા શું કરવું ?' એ પ્રશ્નનો ઉકેલ હજી એનાથી નહોતો થઇ શક્યો. તેને બકુલાના આ બાળકબોલમાંથી અત્યારે જાણે અંતરિક્ષમાંથી સૂક્ષ્મ આદેશ ઊતર્યા, કે લે તું એ હાથ લે–એ તારા જેવો રૂપાળો છે ને તારો છે. સ્વીકાર; ઝડપી લે !' પણ એ અંતરિક્ષના સૂક્ષ્મ આદેશ જાણે કોઇ સૂક્ષ્મ જગત માટે જ સર્જાયા હતા !

કિરીટ અને બકુલા આ વરવહુની પાછળ, પણ પાસે જ બેઠાં હતાં. "મારી બહેન પણ તમારા જ જેવી રૂપાળી છે, હોં કિરીટ ! આ જુવો તમારો હાથ ને જુવો પેલો એનો !–" કેતકીએ સાંભળ્યું. શુકલ મ્હોટેથી મંત્રોચ્ચાર કરતા હતા. સામે સ્ત્રીઓ બસૂરા સૂરે ગાણાં ગાતી હતી. ક્યાંય લગ્નની પુનિત શાંતિ ત્યાં નહતી. સંયમ નહોતો, વાતાવરણમાં સર્વત્ર ધોંધાટ–કકળાટ જેવું લાગતું હતું. પણ એ બધાને ભેદીને કેતકીએ બકુલાની મીઠી, કાલી વાણી સાંભળી. કાનમાં જાણે અમૃત રેડાયું ! પોતે વગાડતી એથી-ય મધુરી વીણાં શી હૃદય–સિતારી જાણે ઝણણી ગઇ !

કેતકીનું ધ્યાન લગ્નવિધિમાં નહોતું. ધ્યાનપૂર્વક તે તો કિરીટ અને બકુલાની વાતો સાંભળતી હતી. એનું હૃદય ખૂબખૂબ ધબકતું હતું. વાત એ હતી, કે બકુલાએ કેતકીને પણ કિરીટ પાછળ ઘેલી કરી મૂકી હતી,—કિરીટ સમક્ષ જેમ કેતકીનાં વખાણ, અથવા એની વાતો કરી એને મુગ્ધ કર્યો હતો, બરાબર તેમ જ બકુલાએ કેતકીને પણ કિરીટ ઉપર મુગ્ધ કરી હતી—ના, મુગ્ધ જ નહીં, ગાંડી કરી મૂકી હતી ! કિરીટ અને કેતકી—બંનેનાં હૃદય એકબીજા માટે એણે આમ અજાણતાં, અણધાર્યાં, ધડકતાં કર્યાં હતાં : અને ધીરે ધીરે, અદશ્ય રીતે, એ બંનેનાં પ્રેમહીરની ગાંઠ બાંધવી શરૂ

ફરી હતી તે અત્યારે સજ્જડ બાંધી દીધી ! કિરીટ અને કેતકીના કાનોમાં અનવરત ફૂંકાતાં પ્રેમમંત્રાક્ષમા વાક્યોમાં બકુલાનું આ વાક્ય—વાક્યનું તાત્પર્ય—એ છેલ્લો, પૂર્ણાહુતિનો, મંત્ર હતો ?

ને એ મંત્ર કેતકીના કાને પડ્યો. એના અવાજમાં, એના સ્વરમેળમાં, એના અર્થમાં 'કશુંક', પણ વાણીમાં ન ઊતરી શકે એવું 'કશુંક', હતું ! કેતકીએ એ પારખ્યું ને પૂજ્યું. એ પૂજન માટે જાણે નમન નમતી હોય તેમ એણે કિરીટ અને બકુલા—એ 'સુજન જૂના' દોસ્તો—ભણી મોં ફેરવ્યું, કુમુદદલ શા શ્વેત દુકૂલપટે ઢંકાયેલું કેતકીનું મોં કંઈક મલકાતું ઝાંખુંઝાંખું દેખાયું. એનાં હસતાં, ચમકતાં, સ્નેહચાંદની નીતરતાં, ઝલકતાં વિશાલ લોચન પ્રથમ બકુલા ઉપર ઝબક્યાં, ને પછી કિરીટ ઉપર. પણ ત્યાં તો 'મળી દૃષ્ટો દૃષ્ટ' ! કિરીટ પેલું 'મઝાનું'–બકુલાએ શબ્દની અતિ શોખીન હતી એટલે કિરીટ હસતાં હસતાં કેતકીના મોંને 'મઝાનું' એ વિશેષણફૂલે જ વધાવતો !–ગોળ, ચંદ્ર જેવું રૂપાળુ મોં, દેવની જેમ, એની અમૃતકલા પલકે પલક પીતો હોય તેમ, પુનિતભાવે નીરખી રહ્યો હતોઃ પણ ત્યાં તો પીયુષની ઝડીઓ વરસી ! અચાનકના આ ધોધવર્ષણથી કિરીટની આંખ પલકભર નમી ગઈ ને મીંચાઈ ગઈ. પણ અમૃતથી કોણ ધરાયું છે ? કિરીટે ફરી આંખ ઉઘાડી ઊંચી કરી, ને જોયું તો એને દેહહિંડોલે જ કેતકીનાં નયનનાવ ઝૂલતાં હતાં ! આંખથી આંખ ફરી ટકરાઈ; ને પીધેલાં પીયુષનાં પાન કિરીટે કેતકીને પણ કરાવ્યાં. કેતકીનું મોં જરા વધુ મલક્યું —અનેરા સ્મિતની પ્રભા એના આખા યે સુમુજ્જવલ મુખ દેશે ફરકી રહી. ભગવાન કુસુમાયુધે જાણે કમલનાં બાણ માર્યાં ! એમ એના કોમળ, ગૌર, આરક્ત ગાલ ફરક્યા, મહીં ઝીણી લહર પડી,

ને એની આસપાસ ને મ્હીં ગુલાલ છંટાયો ! પરિતૃપ્તિની લ્હેરમાં ઘડીક કેતકીની પણ આંખો ભારે થઇ નમી ગઇ.

આ વર્ણવતાં વાર લાગી એટલી બનતાં ન લાગી; ને દરમ્યાન પેલી બાજુ શુક્લજી હાથ બાંધી રહ્યા. હૈયું ને મોં એ વખતે આ બાજુ હતાં. ગૂંથાતાં હતાં તે હૈયાં પૂરાં ગૂંથાઇ રહ્યાં !

ચોરી પૂરી થઇ, કેતકી પરણી ઊઠી.

એનાં બિચારીનાં બે લગ્ન થયાં–હૈયાનાં ને હાથનાં, હૈયાનાં લગ્નની હૈયાનાં 'પતિ' 'પત્ની' સિવાય બીજા કોઇને પણ શંકા સરખી ન હતી. હૃદયદેવતા એક જ આ લગ્નના સાક્ષી હતા. પેલી બાજુ આખી દુનિયા હતી. કેતકી નવનીતરાયને પરણી એમ આખી દુનિયા સાખ પૂરતી હતી.

એ તો સ્પષ્ટ જ હતું કે કિરીટ અહીં 'પરણવા' નહોતો આવ્યો–તેને તો આ લગ્નસમારંભમાં આવવું યે નહોતું. આ બાજુ, કેતકીને માતપિતા તરફથી આ લગ્ન–મંડપમાં 'સ્વયંવર' કરવાની કે ઇચ્છાવર વરવાની છૂટ નહોતી–સ્વયંવરમાં કેતકી પૂરૂં સમજતી પણ નહોતી. માત્ર માતાપિતાની, દુનિયા પાળે છે તેમ, આજ્ઞા પાળવા એ અહીં આવી હતી. એ સમજતી હતી ફક્ત એક ' કુલીન, આજ્ઞાંકિત, વિનીત, મૃદુ હિન્દુબાલા'નો ધર્મ–બસ, બીજું કશું નહીં. ને એ સમયે એની અવસ્થા યે શી હતી ? કિશોરાવસ્થાનાં ભોળાં નિર્દોષ, રમતિયાળ પંદર વર્ષ પૂરાં કરી, રસભીની મુગ્ધાવસ્થાને પહેલે પગથીએ હજી બીતી, બીતી, સાળુ સંકેરતી, એ પગ માંડતી હતી.

તો આ બધું શે થયું ? કોણે કર્યું ? દેવે ? બ્રહ્માએ ? કોણે કર્યું ? કોણ કહેશે !

*  *  *  *

"ક્યાં ચાહવું તે દિલ માત્ર જાણે,
તેમાં ન કાંઇ બનતું પરાણે."
—કલાપી.

ચાર વર્ષ એ વાતને વીતી ગયાં. ઘણાંના સ્મરણપટેથી હવે તો આ લગ્નપ્રસંગની વાત ભૂંસાઇ ગઇ હતી. નવનીતરાયના મગજમાં પણ જે નવીનતાનું આકર્ષણ હતું તે ચાલ્યું ગયું હતું. માત્ર બે જણને જ—કેતકીને ને કિરીટને— ઘણીવાર એનાં સ્વપ્ન આવ્યાં કરતાં ને હૈયાં ઉથામી જતાં !

નવનીતરાય કેતકીને ચહાતા. એને રાજી રાખવા ચિન્તા પણ, કરતા. પણ કોણ જાણે કેમ—પછી એમને 'ચાહતાં' જ ન આવડતું, કે ગમે તેમ—કેતકીને એ કદી દિલથી પોતાની ન કરી શક્યા. એમનો, પરન્તુ, એમાં શો દોષ ! એમનામાં બિચારામાં કોઇ પણ રસભીનાં દિલના—કોઇપણ 'ઉરવારિધિ'ના ચન્દ્રમા બનવાની ગર્જિત સરખી પણ શક્તિ નહીં ! એટલે, એ શું કરે ? ને, કેતકી યે શું કરે ? એનો ઉરવારિધિ શાંત, મૃત્યુસાગર સરીખો, પડ્યો રહેતો. એમાં ન આવતી ભરતી કે ન થતી ઓટ. માત્ર સ્મરણાકાશે જ્યારે પોતાનો પ્રિય ઇન્દુ ઊગતો એ દેખાતી ત્યારે એનું હૈયું હાથ ન રહેતું. પણ ત્યારે યે, ચંદ્રમા વાસ્તવિક જીવનના ચિર વસન્તાકાશે ઊગી કદી પણ એના ભાગ્યદેશને ચંદ્રક બની ઝબકાવવાનો નહીં જ, એવો વિચાર આવતાં એ પાછી હતાશ બની જતી—ત્યારે એનું આખું જીવન નિરુત્સાહને નિવેદે ઘેરાઇ જતું, આ આસમાન હવે એનું નથી—એમાં એ ઊગવો ન જોઇએ : આ ભાગ્યદેશે હવે એનું સ્થાનક નથી—આ નિલવટમાં હવે એ ઝગમગવો

ન જોઇએ : થનાર થઇ ગયું–હવે તો એ નભાવી જ લેવું ઘટે –આવું આવું કાંઇ એને હૈયે 'કોઇ' કહી જતું. ત્યારે એ શાંત બની જતી, આભી થઇ જતી, અને ઉલ્લાસ વિનાની અચેતન, મૃત્યુ સમી શાંતિમાં ગરક થઇ જતી.

લગ્નજીવનના પહેલ્લા દિવસો કેતકી આમ ગુજારતી. ગુજારતી–માણતી નહીં. કેતકી સુન્દર જ નહીં, જો આ સમાજ એને સુશીલ કહેવા દે તો સુશીલ પણ ખરી. ભણેલી ને રસિક–ચતુર : એ એના દોષ હશે ! એને લઇને એની રસવૃત્તિ ઘણીવાર રસીલાને સુંદર કિરીટ ઉપર ઠરી આવતી. કદીક કદીક કિરીટની પત્ની મધુરી ઉપર પત્ર લખતી તો કિરીટને પહોંચે તેમ એમાં એનાં ઢાંકયાં–ન ઢાંકયાં સ્નેહનાં પ્રકાશ પાડતી ! ને કિરીટ ?

કિરીટ મૂળથી જ ગાંડા જેવો માણસોને લાગતો. જે જે કાંઇ તેની દ્રષ્ટિએ સુન્દર પડતું તેને એ ખૂબ ખૂબ ચાહતો. ને તેમાં યે કોઇ સુન્દર મનુષ્યને જોતાં તો એ ઘેલો જ થતો ! એકવાર કમલ શોભાની લ્હેમાં પોતાની જાતને એ કયાંય સુધી ભૂલી ગયેલો. ઘરની પછવાડે પોતાનો એક નાનો પણ સુન્દર બગીચો હતો ને તેમાં કમળની તળાવડી હતી. રોજ સવારના ત્યાં કિરીટ સ્નાન કરવા જતો. આ દિવસે પણ એ એમ જ ત્યાં ગયેલો. પણ આજનું પ્રભાત કાંઇ અનુપમ ખીલ્યું દેખાતું હતું. "અહો ! આજ કુંકુમ ઢોળાયેલ આભમાં !" એવું કશુંક–એથી યે અધિકું કશુંક આજે હતું. એ શોભાની છાયા ઝીલતી તળાવડીમાં આજે એ સ્નાન કરતો હતો ત્યાં એક હજી અધખુલ્યા કમળ ઉપર એની દૃષ્ટિ પડી, ને પડતાં વેંત જ ત્યાં જડાઇ ગઇ ! કયાંય સુધી એને સ્નેહઆંખે નિહાળતો એ ઊભો રહ્યો. વાર થઇ જાણી ગેવે મધુરી કિરીટની શોધમાં લતાકુંજે લપાતી છુપાતી ત્યાં આવી. ને જોયું તો કિરીટ

રહ્યું ? અમસ્તાં યે પ્રેમ માણસને અરધો પાગલ તો કરી જ મૂકે છે, ને તેમાં જો એને પ્રેમનો પ્રતિઘોષ મળતો લાગ્યો, તો તો પછી શું બાકી રહે ! "મર્કટ ને વળી મદિરા !" કિરીટની એ સ્થિતિ હતી.

કેતકીના લગ્ન પછી આમ દિવસો વીતતા હતા. એવામાં ચારેક વર્ષ પછી એવું બન્યું કે મધુરી બહુ માંદી પડી. એ એને પિયર હતી. હવે તે મરી જ જશે એવી એને ધાસ્તી લાગી ગયેલી, ને એથી કિરીટને ખૂબ ઝંખતી. મધુરીને પરણ્યાં છઠ્ઠું વર્ષ ચાલતું હતું. પણ એ દરમ્યાન કિરીટઅધરનો એણે અનંત પ્રણયરસ ચૂમ્યો હતો. એ લલિત લગ્નના લ્હાવા હવે શું આમ જ પૂરા થશે ?—આટલી વારમાં ?—તો એ પહેલાં મારા કિરીટને નયન ભરી નીરખી લઉં ! એવું એના હૃદયમાં થતું, ને ઉન્માદમાં લવતી. કિરીટ પણ એને બહુ પ્યાર કરતો. પ્રિયાની આવી માંદગીના સમાચાર મળ્યા કે ધડકતે હૈયે એ એની પાસે દોડયો.

કિરીટ થોડા દિવસ એની પાસે રહ્યો, ને મધુરીની તબીયત સુધરતી ચાલી. થોડા દિવસમાં હવે એ પાછો ફરવાનો જ હતો, ત્યાં એક અણધારી ઘટનાએ એને રોકયો.

મધુરીના પિતા અને નવનીતરાયના પિતા જૂના દોસ્તો હતા, ને અત્યારે બંને વાનપ્રસ્થ જીવન ગાળતા હતા, કેટલાક સમયથી નવનીતરાયના પિતાની તબીયત અસ્વસ્થ રહેતી હતી, ને તે બહાને તેમને મધુરીના પિતા આગ્રહ કરી ઘણા વખતથી તેડાવ્યા કરતા હતા, કે જેથી બંને મિત્રો થોડા દિવસ સહવાસનો આનંદ લઇ શકે, તેમ જ હવાફેર પણ થાય. આથી નવનીતરાયના પિતા નવનીતરાય તથા કેતકી સંગાથે આજ અરસામાં અહીં આવ્યા.

કેતકી અને કિરીટ આમ અણધાર્યાં અહીં મળ્યાં. કિરીટ નવનીતલાલથી જરા મોટો હતો એટલે કેતકીને એની 'લાય' કરાવી હતી. 'લાય'નો એ લ્હાવો હોય છે—'લાય' કરાવે, ને જેને માટે કરાવે, એ બેઉના માટે! ખરેખર, કોઈ સગાએ એવું કર્યું પણ હતું. પણ કિરીટને કે કેતકીને એ વાત પહેલેથી જ ગમતી નહોતી, હવે તે અસહ્ય થઈ. તેમાં, મધુરીની નાની બહેન મેનાની ઓથે રહી કેતકીએ કિરીટની આ વખતે થોડી એક મીઠી મશ્કરી કરી. કિરીટ ભારે હસમુખ ને આનંદી: એને એ મીઠપની મજાક ગમી. પણ 'લાય' કરાવનારની, કામની ઓથે રહી, મજાક કરવામાં કિરીટને બહુ મજા ન આવી. આથી કિરીટે ગમે તે યુક્તિ કરી. પણ એણે એકજ દિવસમાં જ પોતાની 'લાય' કરાવવાની અણગમની ફરજમાંથી કેતકીને મુક્ત કરી. કિરીટ એમ સાથીઓમાં બહુ આગળીઓ હતો.

હો તો હજોઃ પણ રસના–પ્રેમરસના સાયરને માઝારશી? પાળશી? ને શાની? એવું કાંઇ એ બે દિલ હસતાં!'

એકવાર, આ દરમ્યાન, કેતકી ગળાનો ચંદ્રહાર માથાના ગુચ્છાળા વાળ સાથે ક્યાંક અર્ધ છૂટેલી વેણીમાં ગૂંચાયો હશે તે સમો કરતી હતી. પાસેના ખંડમાં કિરીટ હશે એમ શંકા કરવાનું એને કશું કારણ નહોતું. એટલે અસ્તવ્યવસ્ત ઉઘાડે માથે, અર્ધ ઉઘાડે ઉપસતે વક્ષઃ સ્થલે, ને નાજુક કમર સુધી એક બાજુ સરકી ગયેલ પાલવને લીધે અર્ધઉઘાડી પીઠે, અરીસા ભણી જવા એણે એ ખંડમાં પ્રવેશ કર્યો, કેતકીએ બારીક વાયલની ખુલ્લા ગળાની, સુંદર આછા-કુસુમ્બી રંગની ચોળી પહેરી હતી. ખીલતાં અવયવો ઉપર એ તસતસતી શોભતી. એ દેખાવ જ અતિ મોહક હતો. તેમાં ખુલ્લી બારીમાંથી દર્પણ ભણી જતી કેતકી ઉપર એક લહરિ આવી, ને કિરીટને બતાવવા જ જાણે પેલો અર્ધઉઘાડો દેહ જરા વધારે ઉઘાડી આંખમીંચામણામાં બતાવી ગઇ!

બિચારી કેતકીઃ એને કશી યે ખબર જ નહીંઃ ને જોઉં–નજોઉં કરતો કિરીટ, ન જાણે કેમ, એ લાવણ્ય ઉપરથી આંખ ઉપાડી ન જ શકયો!

કેતકી અરીસા સામે આવી હાર છૂટો કરવા જતી હતી; પણ ત્યાં તો અરીસામાં એની એને પલંગ ઉપર પડેલા કિરીટની દૃષ્ટિ મળી! ચૉરીમાં, ચાર વર્ષ ઉપર, એકવાર આમ જ સહસા નયનમિલન થયું હતું. એ વખતે દુકૂલપટે આંખો ઢંકાયલી હતી, છતાં હૃદય ઢાંક્યું નહોતું રહ્યું. તે દિવસ અનુભવ નવીન હતો, દર્શન નવીન હતું, એની કલાયે અનેરી હતીઃ આજના અનુભવમાં આ 'આદર્શ' દૃષ્ટિ મિલનમાં અને એની કલામાં નવીનતા જ નહિ, કશુંક વિદ્યુત્ચમત્કાર સરીખું પણ હતું. એણે હૃદયનું પ્રતિબિમ્બ

આંખોમાં સ્પષ્ટ પડી ગયું !......કેતકી શરમાઇ જઇ દેહ ઉપરની વ્યવસ્થા કરવા લાગી. એના ગૌર મોં ઉપર સ્વચ્છ રક્ત ધસી આવ્યું. પુષ્પદેહ શો ભવ્ય વિશાલ ભાલપ્રદેશ ને કમલપાંદડી શા કપોલ શોણી અરુણ શા પસીને ભીંજાયા ને અરીસાના પ્રતિફલિત કિરણોને ઝળહળી ઉઠ્યા ! પણ તુરત જ કિરીટની ને કેતકીની અર્ધશરમાતી–હસતી–તોફાની આંખો પાછી મળી. એટલે મલકાયાં કિરીટે જરા ટોળ કર્યો:

"કેતકી ! આ આટલી બધી મૂંઝવણમાં શાં પડ્યાં દેખાઓ છો ?"

"શું આપે? તમે લઇ જ લીધું છે ત્યાં! જબરા લૂંટારું લાગો છો તમે તો, કિરીટ!"

કિરીટે જોયું કે કોઇના દિલની સાથે ખેલ ખેલવો કેટલી વાત છે. એણે સહેજ ટોળ જ કર્યો હતો; પણ કેતકી એનો ઉત્તર આપી ગૂઢ–નિગૂઢ હસી.

"ને તમે કેવાં સાવ ભોળાં, કેતકી! જાતે જઇ સોંપી આવ્યા!" કિરીટે કેતકીના ઉત્તરનો હવે પડઘો પાડયો.

"હા, ખરું: અમે–સ્ત્રીઓ તો સદા ભોળવાઇ જ છે. પણ હવે હું જાઉં." કેતકી બોલી, ને એણે જવા પગ ઉપાડયા. કંઇ મીઠી મૂંઝવણમાં એ અહીં ઊભી નહોતી રહી શકતી.

"જવાય છે હવે, કેતકી! ઊભાં રહોને! શું કામ છે?"

"શું કામ છે? આપ સાહેબને તો ઠીક સાસરિયાંમાં જહાંગીરી છે. અમારે તો બિચારી સ્ત્રીઓને–" હિંદુસમાજની 'બિચારી સ્ત્રીઓની સ્થિતિ'નો ખ્યાલ કેતકી આપવા જતી હતી, પણ અહીં ખરેખરી જ જહાંગીરી ભોગવતા કિરીટે વચમાં જ ફરમાન કાઢયું:

"તમે યે નૂરજહાંગીરી કરો! કોણ ના પાડે છે?"

કિરીટ ગમ્મત ઉપર આવતો ત્યારે એને બીજું ભાન ન રહેતું.

"જહાંગીર વિના? આપ જહાંગીર એટલે દુનિયા જહાંગીર! કાં?" કેતકીથી અજાણતાં એક ધીમો નિઃશ્વાસ મુકાઇ ગયો. "પણ મને હવે જવા દો. તમારા નૂરજહાંની સેવામાં હાજર થઈ જાઉં!"

કેતકીએ જવા માંડયું. પણ કિરીટે એને ફરી રોકી:

"મધુરી જાગી છે? કેતકી! એણે લીધું કાંઇ?"

"ના; હજિ હમણાં જ ઊઠયાં. આજ તો સારી ઊંઘ આવી હતી. એમને માટે કાંજી મુકાવીને જ નીકળી હતી. થઇ હોય તો લેવડાવી આવું. ચાલોને તમે યે–ઠીક પડશે. તમને યાદ ફરમાવતાં હતાં !"

"ચાલો, આવું છું, તમે જાઓ.'

કેતકી ગઇ, થોડીવારે એની પાછળ કિરીટ પણ ધીમે પગલે મધુરી પાસે ગયો. એના હૃદયમાં અત્યારે લોહી સાથે આટલો જ પ્રશ્ન ધબકતો હતો : 'આ બધું શું થાય છે? કયાં ઘસડાઇ જાય છે? ઠીક થાય છે?"

આમ પરિચય વધ્યે જતો હતો હતો. પ્રથમની ચાહના–આત્માની, આંખની, મદની : ગમ્મે એની–કે પ્રીતિ, ગમ્મે તે, પણ એ અદૃષ્ય પ્રવાહની જેમ આગળ ને આગળ ધપતી હતી. કેતકીનું તો હૈયું હવે હાથ જ નહોતું રહ્યું–એણે એને થામવા કેટલાક પ્રયત્ન કર્યા હતા તે પણ બધાય નિષ્ફળ નીવડયા હતા. ને આ પ્રસંગ બન્યો તે જ રાત્રે કેતકીએ લગભગ સ્પષ્ટ શબ્દોમાં નવનીતરાયને કહી દીધું, હતું કે 'હું હવે મારી પોતાની રહી નથી' નવનીતરાય એ ન સમજી શકયા તો એમાં કેતકીનો દોષ નહોતો.

તે રાત્રે સૂવા કેતકી મોડી આવી. મધુરી, મેના ને કિરીટ જોડે રસવાર્તામાં રાત કેટલી વહી ગઇ હતી એનું એને ભાન નહોતું રહ્યું. આવી ત્યારે નવનીતરાય મોં સુધી ઓઢી સૂતા હતા.

નવનીતરાય સૂતા જ હતા; ઊંઘી નહોતા ગયા. પ્રયત્ન કર્યાં છતાં આજે એમની ઊંઘ દૂર જ નાસતી હતા.

" કિરીટ પાસે એ કેવી ખીલી ઊઠે છે! મારી પાસે તો

એ કદી જાણે એવું હસતી જ નથી !" થોડાએક દિવસથી કેતકી વિષે નવનીતરાયને એવું કશુંક લાગેલું : તેમાં આજે તાજેતર જ કોઈએ તેમના કાન ભંભેરેલા. એથી ઇર્ષ્યાનો કીડો એમનું હૃદય અત્યારે કોરી ખાતો હતો. નિદ્રા તે કેમ આવે !

નવનીતરાયની એક માન્યતા હતી–ને એ એમના કોય મિત્ર કનેથી જડેલી કે સ્ત્રીને પ્રથમથી જ દાબી દેવી, કાબૂમાં રાખવી. નવનીતરાય આમ તો મૂળ 'ભલા' માણસ, પણ 'માતુશ્રી'ની શિખામણે કે કોઇ દોસ્તની સલાહે, કદીક કદીક આ માન્યતાને અમલમાં એ મૂકતા ને હવે તો એની એમને ટેવ પડેલી. એટલે કેતકી આજે આવી કે તરત જ એમણે રોફ છાંટવો શરૂ કર્યો:

"કેતકી !" કેતકી હજુ પથારીમાં સમી સૂતી પણ નહોતી.

"કેમ ?" કેતકીએ જાણ્યું કે વળી આજે 'કૈંક' છે. પણ એની પરવા કર્યા વિના પોતાની સોડ કમર સુધી ખેંચી દીવાલ ભણી પડખું ફેરવતાં એણે જવાબ આપ્યો.

"જો, આમ જો. સાંભળ્યું છે કે આ કિરીટ જોડે તું બહુ છૂટ લે છે. તો હવેથી તારે એની સાથે જરા ય હસવું કરવું નહિં; સમજી !" પતિઆજ્ઞા થઇ.

"હાઆ...કોણે કહ્યું ? બાએ ? પણ કોઇની જોડે હસવું–ન હસવું એ કંઇ આપણા હાથમાં નથી !" સ્વામીનાથની આજ્ઞાનું પાલન ને એમનાં વચનામૃતની ધારાનું યથાયોગ્ય પાલન કરવા કેતકીએ નવનીતરાય ભણી મોં ફેરવ્યું હતું. તે પાછું દિવાલ ભણી ફેરવી લેતાં એણે સ્પષ્ટ કે નફ્ફટ જવાબ આપ્યો.

"એટલે ? સામો જવાબ આપછ ? !" નવનીતરાયને લાગ્યું કે આ તો મારું અપમાન થયું. આથી ગુસ્સાના આવેશમાં કેતકીનો

સુકુમાર બાહુ ખભા આગળથી ધધડાવી એમણે પ્રશ્ન કર્યો. ફૂલની વેલશી બિચારી કેતકી કમરથી અડધું પડખું નવનીતરાય ભણી લચી ગઇ; ને એના માંસલ ગૌર બહુએ પાંચે આંગળીના લાલ સોળ દીવાના પ્રકાશમાં ઊઠી રહ્યા.

કેતકીથી થોડીવાર કશું પણ બોલી ન શકાયું. નવનીતરાયની આંખોમાં માત્ર એકીટશે એ જોઇ રહી. એ દૃષ્ટિમાં કોઇ અપૂર્વ, અપ્રતિહત તેજ હતું જે નવનીતરાયથી ન ઝીલાતાં એમણે આંખો ઢાળી દીધી. એમણે જોયું હોત તો એમાં ઊંડા તિરસ્કાર ને બળવાનાં તેજ ચમકતાં હતાં.

આખરે કેતકી બોલી: "તમે ધણીપણું બજાવો છો, ખરું !"

કેતકીના એ સ્વરમાં પણ તિરસ્કારનો રણકાર સંભળાતો હતો. નવનીતરાય કેતકીના પ્રશ્નનો ઉત્તર આપવાની હિંમત હારી ગયા.

કેતકી ક્યાંય સુધી તે પછી પણ નવનીતરાયની આંખો સામે જોઇ રહી. છાનું છાનું, ઇચ્છા વિરુદ્ધ, ધસી આવેલું એક અશ્રુબિન્દુ કેતકીની આંખને ખૂણે ભરાઇ ટમટમ થઇ રહ્યું હતું તે નવનીતરાયે જોયું ત્યારે એમના દિલમાં જરી દુ:ખ તો થયું, પણ 'એ ઠીક છે—બરાબર છે' માની થોડીવારમાં નિદ્રાધીન થઇ ગયા. જ્યારે એમનાં નસકોરાંનો અવાજ આખરે અસહ્ય થઇ પડ્યો ત્યારે ધીરે રહી કેતકી ઊઠી, ને જમીન ઉપર એક શેતરંજી પાથરી લાંબી રાત સુધી એના ઉપર પડી, રડી ને અંતે અવશ બની સૂઇ ગઇ.

કેતકી સૂઇ ગઇ. એની પેલી અપ્રતિહત દૃષ્ટિના તેજમાં ચમકી ગયેલાં બળવાનાં બીજ કેટલોક કાળ થયાં એના હૃદયદેશે રોપાયાં હતાં. કેતકીને એની પૂરી ખબર નહોતી પણ એ બીજ દિવસે દિવસે

તેથી તે જ દિવસે સાસરિયામાંથી જવા કિરીટે રજા માગી. પણ સંજોગો અનુકુળ ન હતા. તહેવારોના દિવસો નજીક હતા ને એમાં જમાઇરાજને જવા દેવાય ? સસરાજીએ આગ્રહ કર્યો–સાસુજીએ મનામણાં કર્યા–મેનાએ સમ દીધા–મધુરી રડી પડી ! માત્ર એકલી કેતકી કશું ન બોલી. એણે ન સમ દીધા–ન મનામણાં કર્યાં ન આગ્રહ કીધો. એ માટે જાણે એને કશો અધિકાર નહોતો. પણ હોય એકાંત ખૂણે જઇ એ રડી–રડી પડી–એનું હૈયું હાથ જ ન રહ્યું ! શા માટે ? કિરીટ માટે–એક પારકા પુરુષ માટે ? એ જવાનો હોય તો એમાં એને શું ? કેતકી સમજી નહીં; હોય રડી.

કિરીટ રોકાયો.

કિરીટ રોકાયો પણ હવે એની અરધી ગમ્મત ચાલી ગઇ હતી. એ પરાણે રોકાયો હતો, મધુરીને રડતી મૂકી શકે એમ નહતું. નહીં તો એ 'વિચિત્ર પૂતળું' રોકાય ? પહેલાંની મજા ગઇ હતી. કેતકી બને એટલી હવે કિરીટની દૃષ્ટિમર્યાદમાં જ ન આવતી. ને એમ પતિદેવની આજ્ઞા પાળવા મથતી. શું કામ પાળવી ? એ પાળવી યોગ્ય છે કે નહીં ? એના છેલ્લા નિર્ણય ઉપર એ હજુ નહોતી આવી શકી. આ બાજુ કિરીટ પણ કેતકીને મૂંઝવણમાં મૂકવા તૈયાર નહોતો.

પણ આ ધર્મ ને નીતિનાં પરાણે વ્હોરેલાં બંધન બહુ ટકી ન શકયાં; ને જે વસ્તુથી એ બંને દૂર રહેવા માગતાં હતાં તે એકદા આપોઆપ જ આવી પડી.

જવાને આગલે દિવસ કિરીટ પોતાનાં કપડાં 'સૂટકેસમાં' ગોઠવતો હતો. મેના એની મદદમાં હતી— ગોતી ગોતીને કિરીટની વસ્તુઓ એ લાવી આપતી હતી. ત્યાં કશાક કારણસર કેતકી આવી, ને પાછી વળતી હતી ત્યાં કિરીટે એને બોલાવી.

"કેતકી ! કાલે તો હું જઇશ. તે પહેલાં હું તમને એક વાત પૂછવા માગું છું, ઊભા રહેશો ?"

કેતકી બારણા આગળ સાંખને હાથ દઇ ઊભી રહી. અવિનયી બની ચાલ્યા જવાનું એનાથી બને તેમ નહોતું. 'કાલે જ કિરીટ ચાલ્યા જશે'— એ ભાવે એનું હૈયું ઊભરાઇ આવ્યું. 'જરાએક આજે ઊભી રહું તો શું ?' એમ પણ એને થયું.

"થોડાએક દિવસથી તમે કાંઇ આનંદમાં જણાતાં નથી. મારી કશી ભૂલ તો થઇ નથીને ?" કિરીટે આગળ ચલાવ્યું.

"તમારી ?—કઇ બાબત ?" કેતકીએ જવાબ ઉડાવ્યો.

"હા, મારી. હાલમાં કાંઇ તમારી કૃપા જણાતી નથી." કિરીટ જરા હસ્યો—જાણે ઘણા દિવસે.

"ખરી વાત હશે—કૃપા મોટાની જ હોય, તમારી અમારા ઉપર નથી." કેતકીના ચીમળાએલા મુખ ઉપર પણ પહેલાનું હાસ્ય જરાક ફરક્યું, જૂના દિવસો પાછા તાજા થતા લાગ્યા.

"પોતાનો ગુન્હો બીજા ઉપર ઠીક ઢોળી પાડતાં આવડે છે તમને, હં, કેતકી ! વારુ, પણ એ તો કહો, કદીક કદીક, મારા ગયા પછી, મને સંભારશો તો ખરાને ?" કિરીટે બીજો પ્રશ્ન કર્યો.

"તમને કેમ લાગે છે ? તમે તો અમને ભૂલી જ જશો !" કેતકીએ પ્રતિપ્રશ્ન કર્યો. બને એટલા પ્રશ્નના સીધા ઉત્તર ન આપવા એવી રીતિ એ કદીક કદીક ગ્રહણ કરતી.

કેતકીની આંખોમાં આછું તોફાન ચમકારા મારવા લાગ્યું હતું. ઓષ્ઠ કિસલય કાંપી રહ્યા હતા. ફરકતા સુકુમાર ગાલે આંતર હાસ્યની

ઝીણીઝીણી લહરિયો ઘૂમતી દેખા દેતી હતી, ને મન્મથસૂચ્યા હૈયાના ઊંડાણમાંથી ઊઠી આરસ સમા લીસા ને સ્વચ્છ કપોલજલમાં એની અરૂણિમા પાથરતી હતી. સદૈવ ઉષાની ઝાંય ધરતું એ મુખકમલ, સૂર્યદેવ ઊગે ને સરોજ પ્રફુલ્લે એમ, અત્યારે વિકસતું હતું. ખુશનુમા પ્રભાતના મંદાનિલે ફરફરતા હૈયાપાલવ નીચે કેતકીનું હૃદયસરવર પણ કાંઇ એવી જ મીઠાશે ઝોલે ચડ્યું હતું; ને એ તરંગાવલિની સપાટી ઉપર પાંખો ફફડાવતા સારસયુગલ શાં કંપાયમાન ઉરો પણ હૃદયના તનમનાટને સૂચવતાં હતાં. વારેવારે ખસી ઊઠી જતા હૈયાપાલવને સંકોરતી કેતકી ઉરના થનગનાટને ઢાંકી ન શકી, ને છુપાવીયે ન શકી.

કિરીટથી એ છૂપું કેમ રહે? ને એ 'પાગલ' કિરીટની યે દશા જુદી ક્યાં હતી. હૃદયનો થરથરાટ જોસભેર એના સ્વરમાં પણ આવ્યો:

"હું? કિરીટ? મરણ પછી યે નહીં! પણ તમારૂં શું? એતો કહો!"

"થયું તો—એતો અન્યોન્ય છે ના?" કેતકીની આંખો હસી, નાચી ઊઠી! હૃદયનું તોફાન અંગે અંગે પ્રવર્તવા માંડ્યું હતું.

"હા, પણ કેટલીક વાર દુનિયામાં એમે બને છે કે આપણી પ્રીતિનો સામો પડઘો પડતો નથી!" કિરીટે સાચ્ચા હૃદયથી નિઃશ્વાસ નાખ્યો. આટલા દિવસ કેતકી શાંત રહી એ ઉપરથી કિરીટને શંકા પડી હશે!

"સાચું હોઃ એવું યે બને છે!" વચમાં મેના ટહુકી ઊઠી. એને એવો અનુભવ થયો હશે!

"એમ ન જ બને, મેના બ્હેન, જ્યાં સાચો પ્રેમ હોય ત્યાં એમ ન જ બને. પૂછોને એમને જ, એક દિવસ મધુભાઇને એ જ શિખવતા હતા, કોઇ અંગ્રેજી કવિતા ને સમજાવતા હતા–"God Creates the Love, to reward the Love' એટલે કે, પ્રેમ કદી વ્યર્થ 'જતો જ નથી." કેતકીની વાણીમાં નવું જોસ હતું.

"સાચું; પણ," કિરીટે દૃષ્ટાંત આપવા માડયું, "જુઓને, સાધારણ રીતે એવું બને છે ખરૂં, તો પણ આ દાખલો લ્યોઃ કોણ જાણે શાથી યે, પણ શરૂઆતથી જ, તમારા લગ્નના સમય ઉપર તમને જોયા હતા ત્યારથી જ–શા માટે! તેથી પણ પહેલ્લેથી જ–તમારા ઉપર મને કાંઇ જાણે અકારણ જ પ્રીતિ થયેલી. ને તમે તો—"

"ને હું તો આ 'લાજ' મૂકયા પછી જ તમને તમારા સ્નેહનો પડઘો પાડતી લાગું છું, એમ જ કહો છો ને?" વચમાં જ કેતકી બોલી ઊઠી. કિરીટ સાથે જરી એ બોલવાનું નહતું ને આ કયા પ્રવાહમાં એ તણાતી હતી એ બધું કેતકી પાછી ભૂલી ગઇ લાગી. "ભલે, એમ માનોઃ પણ કિરીટ દેવ! સાચું બોલજો–ને આજે હવે બોલવા બેઠી છું તો બોલવા જ દ્યો, સાચું બોલજો—આપણે અરસપરસ આ પહેલાં બોલ્યાં ન હતાં એ ખરું, પણ......પણ તમને કેમ લાગે છે? બોલવે વિશેષ હશે?"

'ના, બોલવે વિશેષ નથી એ કિરીટ પ્રમાણ્યું. એ સમજ્યો, ને અબોલ રહી એણે જરી સ્મિત કર્યું. કાંપતા હૈયે ઢળી જતી કેતકીની આંખોએ એ જોયું, સત્કાર્યું, ને હૈયે સ્થાપ્યું. ફિર સરવરનાં પ્રફુલ્લ પોયણાં એ પ્રકાશમાં વિકસી રહ્યાં।

* * * *

"અહીં છુરી રૂપાળીને નજરને ચોરવાં નાખી;
તહીંથી આંખ ઊઠાવા, નહીં તાકાત પણ આપી!"

—કલાપી.

દેવ પુષ્પ કરમાતાં નથી. કેતકી માનતી હતી કે એને ઉરને સરવર કિરીટની સ્મિતચંદ્રનીમાં ખીલી ઊઠેલાં પેલાં પ્રફુલ્લ પોયણાં દેવ પુષ્પ હતાં.

એ સ્મિતચંદ્રની પ્રકાશ્યે આજ ત્રણ વર્ષ વીતી ગયાં હતાં; ત્હોય હજી એના સ્મરણના આછા મીઠા આભાસમાંયે એ પ્રફુલ્લ પોયણાં ઘણીવાર નાચી રહેતાં ને હૃદય સરવરની તરંગાવલિને હલમલાવી મૂકતાં!

હકીકત તો એમ હતી કે આ ત્રણે વર્ષ કેતકી ને કિરીટ જુદાં હતાં. પણજુદાં હતાં ત્હોયે હૈયાંનાં હેતે સદૈવ સાથે જ હતાં!

મનોજદેવે કેવા કહેવા! પહેલાં ન સૂઝ્યું તે બરાબર લગ્ન પ્રસંગે જ અસાવધ કેતકીનું કૂંળું હૈયું પેલાં દેવપુષ્પ વડે ભેદી નાખ્યું! પછી અનેક મનોભાવ પ્રકટ કીધા, અનેક રસ રમણાઓ રમાડી, અનેક રસભર્યાં મીઠાં સ્વપ્ન શા પ્રસંગોની અમૃત લ્હાણ ચખાડી—ને અંતે આ હૈયું ઉથલાવી માસ્તો વિયોગ આવ્યો!

છેલ્લે છેલ્લે કિરીટના સાસરે કેવા કેવા રસ પ્રસંગ બની ગયા, કેવી કેવી હૃદય જીવનની મોજો ઊડતી ઊડતી એની કને આવી ને એણે મ્હાણી, વચમાં પતિની આજ્ઞાને વશ થવા એણે હૃદયને કચડી મારતા કેવા કેવા ભીષ્મ પ્રયાસ આદર્યા ને અંતે કૃષ્ણ સરીખા જાદુગર કિરીટના એક જ સ્નેહવચને ને દૃષ્ટીક્ષેપે એ સર્વે કેવાં

નિષ્ફળ નીવડયાં એ બધી સ્વપ્ન પરંપરા આ વિયોગના દિવસોમાં કેતકી ઉથલાવી જતી. જવાના દિવસે સ્નેહસમ્ભારણા શી કશીક ભેટ કિરીટ એને આપી ગયેલો ને કેતકીએ હૃદય શું ચાંપી એ સ્વીકારેલી અનવરત 'પિયુ ! પિયુ !' પુકારતા ઉરપપીહાને ધારણ આપવા જ જાણે એ એ ભેટને પોતાની રસાર્દ્ર ચોળીમાં સુવર્ણ કમળ શાં સ્તનયુગલના સંપુટ વચ્ચે સદૈવ હૈયા શું જડી રાખતી. મીઠી આશાના રંગ મહેલે રસિયાની થનારી ભેટના રસ ચિહ્ન રૂપ આ ભેટને એ લેખતી, ને એમ વીતેલાં સ્વપ્નના સ્મરણજીવનને ભવિષ્યના ઇન્દ્રધનુરંગી વિધવિધ સ્વપ્નજીવન સેવતી એ જીવતી.

પણ ત્હોય કદીક કદીક એ હતાશ પણ બની જતી. કેટલો લાંબો વિયોગ ! વિરહાનલમાં આશા કુસુમ કયાં સુધી પ્રફુલ્લ રહેશે ! એમ કદીક એ શંકાતી પણ ખરી. એનું યૌવનજલ છલબલ ઊભરાતું ને એના દેહ ઉપર ઝગારા મારતું. પણ ત્હોય જાણે કેતકી વિશીર્ણ લાગતી. એના જાજવલ્યમાન દેહને જોઇ એ કદીક કદીક છૂપું છૂપું રડી લેતી. "—આ કોના માટે ?" એમ એને ઘણીવાર થયા કરતું, એનું રૂપ એનાથી ન સંખાતું :

"રૂપે મઢયો રંગઢોલિયો મહિં માંડી સોનલવેલ
પ્રીતનાં પુષ્પો કો વીણશે ?......................"*

એવું અધરું મધુરું કેતકી ઘણીવાર લવતી. એને કિરીટની જ લગની લાગેલી. હિંદુ સ્ત્રીનો સહજ, ગમ્મે તેવો પતિ આખરે નભાવી લેવાનો આદર્શ, પેલે દિવસે કિરીટના સાસરિયામાં દીવાનખાનામાં એની ને એના 'મનમાનેલા'ની દૃષ્ટિ મળતાં, આદર્શરૂપ જ ઠરેલો.

---

*ન્હાના ન્હાના રાસ. કવિ ન્હાનાલાલ.

ને પછી એ બળવાખોરે એને અન્યાયી ને અઘટિત ગણી ફેંકી દીધેલો. એ આદર્શ જો હૃદયની ખરી ને સ્વચ્છ છાપ નથી ઝીલતો તો એની શી જરુર? એવું એને ગણ્યું હતું.

આમ વર્ષોથી કેતકીના હૃદયકુરુક્ષેત્રે એક અનોખું ધર્મયુદ્ધ મંડાયું હતું. પ્રચલિત ધર્મ ને નીતિનાં બંધન તેને મન દાંભિક ને આત્માને ગૂંગળાવી નાખનારી ગુલામીનાં હતાં. કોઇ પણ ભોગે એને તોડવા એ માગતી હતી. એ જાણતી હતી કે જનસમાજ કદાચ એને બળવો કહેશે; પણ કેતકી એને મુક્તિસંગ્રામ ગણતી હતી.

આખરે આજ એ મુક્તિસંગ્રામની પૂર્ણાહુતિનો દિવસ ઊગ્યો હતો.

કાર્તિકી પૂર્ણિમા હતી. કૌમુદી મહોત્સવના આ પર્વને દેવ-દીવાળી પણ કહે છે. દેવકન્યા શી કેતકીની મુક્તિને માટે આથી વધુ સુંદર એવું કયું પર્વ હોઇ શકે?

સવારથી આજ, ઊઠી ત્યારથી જ, કેતકીને એનું હૈયું ભર્યું ભર્યું ભાસતું. પ્રભાત ખુશનુમા લાગતું, મંદાનિલ સ્વર્ગની વાતો કરી જતો. બાગમાં નિત્ય પ્રમાણે જ ડોલતાં એના એ પુષ્પગુચ્છ આજે એને અનેરે ભાવે ન્હોતરતાં, એના એ પક્ષીઓનું કૂંજન આજે એને અદૃષ્ય કો દેવભૂમિમાં ઊજવાતા કોઇ મીઠા લગ્નના સુમધુરા ગીત ટહુકાર શું ગુંજી રહેતું—જગતમાં ને જીવનમાં આજે એને માટે કોઇ અનેરી મીઠાશ છાઇ ગઇ હતી. એની આંખો આગળ કોઇ સ્વર્ગીય વાતાવરણ ખડું થઇ એમાં નવી નવી સ્વપ્ન સૃષ્ટિયો રચતું હતું. આજે એ પૃથ્વી ઉપર ચાલતી નહોતી, ફૂલદડા શી ઊછળતી કોણ જાણે ક્યાંક ઊડી જતી હોય એવું અનુભવતી હતી! એ સાથે હૃદયદેશે વળી ભૂકંપ શા અનેક

આંદોલન પણ ક્યારેક ક્યારેક મચતાં, ને અણચિંતવ્યા વીજળી શા આંચકા લાગ્યે હૃદય સ્થગિત પણ થઇ જતું. અંદર ને બહાર એમ સર્વત્ર નવસૃષ્ટિ રચના થતી!

ને એવું ન થાય? એનો પ્રિયતમ આજે એના પતિ સંગાથે આવવાનો હતો. પિતા ઉપર આજ ઊગ્યું હતું એટલું અસીમ વહાલ કેતકીને કદી યે નહોતું ઊગ્યું. પોતાના પ્રિયતમને નવનીતરાય સાથે પિતાએ, કૉલેજમાં રજાઓ પડયે, પોતાને ત્યાં થોડાએક દિવસ આવવા આગ્રહપૂર્વક નિમંત્ર્યો હતો. "કિરીટને જરૂર લેતા આવજો," એમ નવનીતરાયનાં પત્રમાં પણ ખાસ ભારપૂર્વક લખ્યું હતું. એ પિતા મીઠા કેમ ન લાગે!

કેતકી ઘેલી થઇ ગઇ હતી:

"હો માળીડા! છાબ ભરીને લાવ્યે ફૂલ,
કે આજ મારે પ્રીતમ પધારે ઘેર!
હો માળીડા! આપીશ અમુલનાં યે મુલ,
કે આજ મારે પ્રીતમ પધારે ઘેર!"*

એ કડી એના હોઠ ઉપર આજ સુકાતી જ નહોતી. પણ વચમાં વચમાં એ ઘડીક થંભી જતી:" મારો પ્રીતમ તે મારો પતિ નહિ! કેવો દંભ! કેવાં ખોટાં લગ્ન! આ નીતિ! મારે એ સ્વીકાર્ય નથી–નથી જ." એમ આરક્ત મુખે ઘડીક થંભી જતી કેતકી, પાછી કૃતનિશ્ચય થઇ, "આજ મારે પ્રીતમ પધારે ઘેર" ગૂંજતી ગૂંજતી કલ્લોલ પંખિણી શી જાણે ઉડયા કરતી હોય તેમ ઘરમાં, બાગમાં, લતામંડપે–સર્વત્ર ઘૂમ્યા કરતી.

* નહાના નહાના રાસ. ભા. ૧ લો. કવિ નહાનાલાલ.

ને પછી એ બળવાખોરે એને અન્યાયી ને અઘટિત ગણી ફેંકી દીધેલો. એ આદર્શ જો હૃદયની ખરી ને સ્વચ્છ છાપ નથી ઝીલતો તો એની શી જરૂર? એવું એને ગણ્યું હતું.

આમ વર્ષોથી કેતકીના હૃદયકુરુક્ષેત્રે એક અનોખું ધર્મયુદ્ધ મંડાયું હતું. પ્રચલિત ધર્મ ને નીતિનાં બંધન તેને મન દાંભિક ને આત્માને ગૂંગળાવી નાખનારી ગુલામીનાં હતાં. કોઇ પણ ભોગે એને તોડવા એ માગતી હતી. એ જાણતી હતી કે જનસમાજ કદાચ એને બળવો કહેશે; પણ કેતકી એને મુક્તિસંગ્રામ ગણતી હતી.

આખરે આજ એ મુક્તિસંગ્રામની પૂર્ણાહુતિનો દિવસ ઊગ્યો હતો.

કાર્તિકી પૂર્ણિમા હતી. કૌમુદી મહોત્સવના આ પર્વને દેવ-દીવાળી પણ કહે છે. દેવકન્યા શી કેતકીની મુક્તિને માટે આથી વધુ સુંદર એવું કયું પર્વ હોઇ શકે?

સવારથી આજ, ઊઠી ત્યારથી જ, કેતકીને એનું હૈયું ભર્યું ભર્યું ભાસતું. પ્રભાત ખુશનુમા લાગતું, મંદાનિલ સ્વર્ગની વાતો કરી જતો. બાગમાં નિત્ય પ્રમાણે જ ડોલતાં એના એ પુષ્પગુચ્છ આજે એને અનેરે ભાવે ન્હોતરતાં, એના એ પક્ષીઓનું કૂંજન આજે એને અદૃષ્ય કો દેવભૂમિમાં ઊજવાતા કોઇ મીઠા લગ્નના સુમધુરા ગીત ટહુકાર શું ગુંજી રહેતું–જગતમાં ને જીવનમાં આજે એને માટે કોઇ અનેરી મીઠાશ છાઇ ગઇ હતી. એની આંખો આગળ કોઇ સ્વર્ગીય વાતાવરણ ખડું થઇ એમાં નવી નવી સ્વપ્ન સૃષ્ટિયો રચતું હતું. આજે એ પૃથ્વી ઉપર ચાલતી નહોતી, ફૂલદડા શી ઊછળતી કોણ જાણે કયાંક ઊડી જતી હોય એવું અનુભવતી હતી! એ સાથે હૃદયદેશે વળી ભૂકંપ શા અનેક

આંદોલન પણ કયારેક કયારેક મચતાં, ને અણચિંતવ્યા વીજળી શા આંચકા લાગ્યે હૃદય સ્થગિત પણ થઇ જતું. અંદર ને બહાર એમ સર્વત્ર નવસૃષ્ટિ રચના થતી !

ને એવું ન થાય ? એનો પ્રિયતમ આજે એના પતિ સંગાથે આવવાનો હતો. પિતા ઉપર આજ ઊગ્યું હતું એટલું અસીમ વ્હાલ કેતકીને કદી યે નહોતું ઊગ્યું. પોતાના પ્રિયતમને નવનીતરાય સાથે પિતાએ, કૉલેજમાં રજાઓ પડયે, પોતાને ત્યાં થોડાએક દિવસ આવવા આગ્રહપૂર્વક નિમંત્ર્યો હતો. "કિરીટને જરૂર લેતા આવજો," એમ નવનીતરાયનાં પત્રમાં પણ ખાસ ભારપૂર્વક લખ્યું હતું. એ પિતા મીઠા કેમ ન લાગે !

કેતકી ઘેલી થઇ ગઇ હતી :

"હો માળીડા ! છાબ ભરીને લાવ્યે ફૂલ,
કે આજ મારે પ્રીતમ પધારે ઘેર !
હો માળીડા ! આપીશ અમુલનાં યે મુલ,
કે આજ મારે પ્રીતમ પધારે ઘેર !"*

એ કડી એના હોઠ ઉપર આજ સુકાતી જ નહોતી. પણ વચમાં વચમાં એ ઘડીક થંભી જતી :" મારો પ્રીતમ તે મારો પતિ નહિ ! કેવો દંભ ! કેવાં ખોટાં લગ્ન ! આ નીતિ ! મારે એ સ્વીકાર્ય નથી–નથી જ." એમ આરક્ત મુખે ઘડીક થંભી જતી કેતકી, પાછી કૃતનિશ્ચય થઇ, "આજ મારે પ્રીતમ પધારે ઘેર" ગૂંજતી ગૂંજતી કલ્લોલ પંખિણી શી જાણે ઉડયા કરતી હોય તેમ ઘરમાં, બાગમાં, લતામંડપે–સર્વત્ર ઘૂમ્યા કરતી.

---

*ન્હાના ન્હાના રાસ, ભા. ૧ લો. કવિ ન્હાનાલાલ.

કિરીટે નિમંત્રણ સ્વીકાર્યું હતું. એને તો "ભાવતું હતું, ને વૈદ્યે બતાવ્યું !" છતાં પણ એણે નિમંત્રણ સ્વીકાર્યું ત્યારે એનું હૈયું થડકતું હતું. આજે આ ઘરમાં નવનીતરાય સાથે પગ મૂક્યો ત્યારે યે એનું આખું શરીર હૃદયોત્કંપ સાથે ધ્રૂજતું હતું, ને પૃથ્વી જાણે તેના પગ તળેથી સરી જતી હોય તેમ તેને લાગતું હતું !

ત્રીજે વર્ષે આજ પાછાં પેલા પ્રેમીદિલ આમ મળતાં હતાં—કિરીટનાં ને કેતકીનાં. કેતકીના હૃદયની ઉષ્માનો પારો આજના જેટલો ઊંચો કદી ચડ્યો નહોતો.

ને આ સાગરઉછાળ પૂર્ણિમાની અમૃતનીતરતી ચાંદનીમાં, જાણે પોતાના સ્નેહચંદ્રે અજવાળેલી જીવનરાત્રિની એક અમૂલી પૂર્ણિમામાં, હૃદયસાગરને છેલ્લીવાર મથી તેનાં નવનીત કિરીટ ચરણે ધરવા કેતકી માગતી હતી ! પોતાની રસીલી સાહેલિયોને આજે રાસે રમવા એણે બોલાવી હતીઃ એ ભોળીઓ માનતી હતી કે પરણ્યા પહેલાંનાં આ રસોર્મિ આજે પાછાં નવા રૂપમાં નવનીતરાય માટે ઊજળે છે !

એ અવસર ઊગ્યો.

રાત્રિ જામી હતી. કેતકીના ઘરઆંગણનો વિશાળો ચૉક ચંદ્રજલે ઊભરાતા ન્હાના સરવર શો શોભતો હતો, મંહિ વિધ વિધ રંગી વિલાસ હોડલી શી કેટલીક મુગ્ધ બાળાઓ અવનવાં પટકૂળ પહેરી ઘૂમતી કે ઊભી હતી. 'મહારાણી' કેતકીની સૌ વાટ જોતાં હતાં.

ચૉક ઉપર દૃષ્ટિ પડી શકે એવી અગાસીમાં બેઠક હતી. ન્હોતરેલા કેટલાક મહેમાનો અને નવનીતરાય ત્યાં આવી ગયા હતા. કિરીટ પાછળ હતો. પોતાનાં દોરેલાં ચિત્રો બતાવવામાં બકુલાએ એને રોકી રાખ્યો હતો. બાળક મટી બકુલા હવે કન્યકા બની હતી. પણ કિરીટની દોસ્તી એ કારણે એણે ઓછી નહોતી કરી.

આ અગાસી પાસેના દીવાનખાનામાં બકુલા અને કિરીટ બેજ બેઠાં હતાં ને ગમ્મત કરતાં હતાં—કદીક કદીક કિરીટને બકુલા પોતાનાં જેવાં સરસ ચિત્રો દોરી આપવા પડકારતી; ને ત્યારે કિરીટ જાણી જોઇને એવાં હાસ્યજનક ચિત્રો દોરતો કે બકુલા ખિલખિલાટ હસી પડતી......એવામાં ત્યાં ઝીણો નૂપુરઝંકાર થયો, ને એ દીવાનખાનામાં અપૂર્વ લાલિત્યભર્યે પગલે કેતકીએ પ્રવેશ કર્યો...રૂપરૂપની જાણે રેલો રેલાણી! 'ત્રણ વર્ષમાં કેટલો ફેર! કેવું ઝગમગતું સૌંદર્ય!

—કિરીટના હોઠે આવી શબ્દો સમાઇ ગયા. કેળશા કેતકીના ગૌર દેહે જરી ભર્યો આછો શ્વેત સાળુ લ્હેરાતો હતો, ને એ તળે હૈયા પાલવ ઢાંકયાં એનાં મોંઘેરા ઉરમાણેક સોનેરી ચોળીના બંધમાં કસકસાયલાં છતાં સજીવ બની ધડકી રહ્યાં હતાં! આ કંપને માટે જ જાણે, પરિજાતની સુકોમળ માળા સાથે લટકતો લાંબો મુક્તાહાર, એના ઉપર વારેવારે પડી અથડાતો, એને લડતો હતો! હાથે ને પગે બટમોગરાના ગજરા બહેકતા હતા....સારાંશ એ કે પોતાના 'મનમાનીતા' માટે આજે કેતકીએ સોળે શણગાર સજ્યાં હતાં!

કિરીટ સાયંકાલનો આવ્યો હતો. પણ હજુ સુધી કેતકીનાં દર્શન એને થઇ શકયાં નહોતાં. હૃદય ધકેલતાં છતાં હૃદયના જ કંપે કેતકી એના દૃષ્ટિમાર્ગમાં પણ હજુ સુધી નહોતી આવી શકી પણ પેલી 'લાજ' ન રહી તો આ લાજ કયાં સુધી રહે!

કેતકી આવીઃ પ્રતિક્ષણ કિરીટ જેના દર્શનની રાહ જોઇ રહ્યો હતો એ કેતકી આવી. તો પણ આ અચાનક ને નવીન દર્શનથી ઘડી એ અંજાઇ ગયો; ને પછી એનું મોહક સ્મિત ફરકાવી દેવીને પ્રણમતો હોય તેમ એને નમ્યો.

"બકુલ ! તેં યે આવો વિવેક કિરીટ દેવને કર્યો હતો કે નહીં ?" અવનવા ભાવે અંજલિ જોડતી કેતકીએ પ્રશ્ન કર્યો. તેના આરક્ત મુખ ઉપર લજ્જાસ્મિત ફરકતું હતું; એના સ્વરમાં નૂપુરસંવાદી સંગીતમધુરો કંપ હતો; એનું કમલપુટ સમું મસ્તક કિંચિત્ નમેલું હતું; એની હાસભરી તીરછી આંખોનાં કિરણ કિરીટ ઉપર નાચતાં હતાં.

"કેવો ?" બિચારી બકુલા કશું સમજી નહિ.

"કંઇ નહિ. એ આપણે સમજવાની જરૂર નથી—માયા ઉતારી વિવેક આદરે એ એ જાણે !" કેતકીનું હૈયું, કેતકીનાં લોચન, કેતકીનાં અંગેઅંગ કોઇ રસઝોલે ઝૂલતાં હતાં.

"અન્યોન્ય !" તોફાની હાસ્યભર્યો એક જ શબ્દ કિરીટ ઉચ્ચાર્યો.

"પક્કા છો !—મારા શબ્દો તમારે પાછા ખેંચાવવા છે ખરું ?.... પણ બકુલબ્હેનાં ! ચાલ. આપણી વાટ જોઇ રહ્યા છે. તમે આવો કિરીટ દેવ !" નિમંત્રણ આપી કેતકી મલકાતા મુખે ને છલકાતા ઉરે ચાલી ગઇ.

રાસ શરૂ થયો. કેતકી કવિ ન્હાનાલાલના 'ન્હાના ન્હાના રાસ'ની રસિયાણ હતી. એની માનીતી સખી પાસે એણે પહેલાં "ફૂલડાંકટોરી" રાસ ઉપડાવ્યો, પછી "આશા-નિરાશાનો ચંદ્રમા" ગવડાવ્યો, ને પછી રાસ જામ્યો એટલે, કિરીટને અગાશીના એક ખૂણે જૂઇની એક ઘટાદાર વેલની પાછળ અધ ઢંકાતો ઊભેલો જોયો, પોતે જ 'મનોહર મો' એ રાસ રસપૂર્વક ઉપાડ્યો—વર્ષોની મૂંગી કોકિલા આજે ટહુકી ઊઠી !

"મનનો હરનાર મનોહર એ,
હું ક્યાં શોધું મનનો હરનાર મનોહર એ?
સખિ! કઇ કુંજે મનનો હરનાર મનોહર એ?"

એ કડીથી શરૂઆત કરી.

"ક્યમ જાય ઘડી યે ભૂલ્યો એ?
મનથી વરી છું વ્હાલમો એ:
હું ક્યાં શોધું મનનો હરનાર મનોહર એ?
સખિ! કઇ કુંજે મનનો હરનાર મનોહર એ?
મનનો હરનાર મનોહર એ."

એ ટૂંક ઉન્મત્ત બની વારેવારે ઊથલાવી ગાઇ–ગવરાવી; ને પછી એ 'મનના હરનાર મનોહર'ને જાણે ઉપાલંભ દેતી હોય એમ

"આવ્યો આષાઢ, ગાઢ આભલાં છવાયાં;
આંસુડે ચીર સૌ ભીંજાયાં,
સુહાગી દેવ"

એવાં શાં આળ રાજ! માયા ઉતારી?" એ બીજો રાસ હૃદયને હલમલાવી નાખે એવા સૂરે ઉપાડ્યો. એ ગાતાં ગાતાં ખરેખરે જ એનાં ચીર આંસુડે ભીંજાયાં–એનો સ્વર તૂટી ગયો– હૈયું ફાટ ફાટ થતું લાગ્યું! અંતે ચક્કર આવ્યાનું બહાનું કાઢી રાસમાંથી અળગી પડી એ ઘરમાં ન્હાસી ગઇ।

કેતકીને ચાલતી ઋતુનું ભાન હતું, પણ એને એ સામે નહોતું જોવું, એને તો પોતાના હૈયાની વાત પોતાના 'મનના

હરનાર' સમક્ષ ઠાલવવી હતી. ને હવે એ અધૂરી રખાય પણ કેમ? કેતકી ઘડીવાર પછી પાછી આવી, ને બીજા રાસ ઉપાડયા. એની આરક્ત ને સુજેલી આંખો કિરીટ સિવાય બીજા કોઇની દૃષ્ટિએ ન ચઢી, પણ એની એવી કેતકીએ આ વખતે આશા ને ઉલ્લાસનાં ઊર્મિ ઉછાળ્યાં!

આ રાત કેતકીને હૃદયમંથનની જ હતી, પોતાના 'ઉર વારિધિના ચન્દ્રમા' સમક્ષ હૈયાને મથી એણે અંતે આત્માનાં અમૃત ઉપર આણ્યાં; મીરાંના પ્રેમ ગીતનો અમૃત નિર્મળો મોતી થાળ સગ ભરીને છેવટે કેતકીએ કિરીટનો ચરણે ધર્યો :–

"પ્રેમની, પ્રેમની, પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની.
જળ જમુનાનાં ભરવા ગયાં 'તાં,
હતી ગાગર માગે હેમની રે—મુને લાગી૦

કાચે તે તાંતણે હરિજીએ બાંધી,
જેમ ખેંચે તેમ તેમની રે—મુને લાગી૦

મીરા કે પ્રભુ ગિરધર નાગર,
શામળીસુરત શુભ એમની રે—મુને લાગી૦"

આ 'જળ જમુનાના ભરવા' નીકળેલી રાધા ગોપીની રાસરચનાનો હેતું કિરીટ પહેલેથી જ કળી ગયો હતો. આ રાસરજનીનો અધિષ્ઠાતા દેવ નવનીત નહિ, પોતે હતો, એમ એ સમજી ગયો હતો. પોતાનુ એ સૌભાગ્ય છુપાવવા એથી તો એણે પેલી ઘટાદાર વેલીની ઓથ સ્વીકારેલી–જોકે ત્યાં યે કેતકીનાં નયનકિરણ ફૂલ ને પાંદડીની એ ઝૂલતી જાળી સોંસરવા થઇને પણ એના ઉપર તિરકસ આવી નાચી જતાં જતાં, ને એના હૈયાને ડોલાવી–નચાવી જતાં!

રાસની પૂરી ઝલક જામી હતી ત્યાં એકવાર, વચમાં, સહસા જ, ચંદ્રકિરણ કાપે એમ, કિરીટનું હૈયું કપાતું હતું. "માયા ઉતારી" રાસ ચાલતો હતો ત્યાં.

"હૈયાના મેઘનો હિંચે છે જી હિંડોલો:
આશાનો એક બોલ બોલો;
સુહાગીદેવ !
આશાનો એક બોલ બોલો—
એક બોલ બોલો—બોલો—ઓ—"

એમ લેંકાતા સ્વરે ગાતી ગાતી ને ઉપાલંભ દેતી, તીરછાં નયનોની બરછી ફેંકી, કેતકી ઘરમાં નાસી ગઇ હતી. આ નયન–કટારીએ ક્ષત થયેલો કિરીટ ઘડીકવાર લતાને આધારે માથું ટેકવી આંખો મીંચી ગયો હતો, ને "કેતકીનું કહેવું સાવ ખોટું તો નથી જ" એવું લાગતાં ખિન્ન બની ગયો હતો. પણ એવે પાછાં એણે આશાનાં અમર ગાન કેતકી મુખે જ સાંભળ્યાં હતાં, ને ઉલ્લસિત થયો હતો ! પણ ત્હોય એમ ઉલ્લસિત થયેલું એનું ઉરપોયણું કેતકીની ઉર-ગાથાના પ્રબલપૂરમાં તણાતું વારે વારે પલટાતા વિચારોની વેલમાં ગૂંચવાઇ જતું હતું.

આમ છેવટે મોડી રાતે રાસ પૂરો થયો. સૌ પોતપોતાનાં સ્થાનકે સૂવા ચાલ્યાં ગયાં. પણ લગભગ માથે આવેલા ચંદ્ર સામે મીટ માંડી, કિરીટ, એકલો, રાસના ને રાસની અભિનેત્રીના ભણકારા ઝીલતો ઊભો રહ્યો. આ વિચારસમાધિમાંથી જાગ્રત કરવા એટલામાં કેતકીપ્રેરી બકુલા છાનીમાની ત્યાં આવી, ને એને એક ફૂલગેંદ મારી નાસી. કિરીટ ચમકી, જાગ્યો. પાછા વળી જોયું તો અવ્યક્ત, મસ્તી-ભર્યા હાસ્યે ઊભરાતી બકુલાને સરતી જોઇ. જોઇ, ને એનાથી

બોલી પડાયું: "હાં, બકુલા કે?" બકુલા પકડાઇ ગઇ; ને ચંદની-ભર્યો. શાંત શરદાકાશ નીચે તરતા બુલબુલને જેમ સહસા હૈયામાં રોકી રાખેલો ગાનધોધ ફૂટી નીકળે, ને પછી એ એની મસ્તીમાં પાંખો ફફડાવી અદૃશ્યમાં ઊડી જાય, તેમ, બુલબુલના બચ્ચા શી બકુલા પણ ખિલખિલાટ હસી, ને એની રૂપેરી ઓઢણીનાં પાલવ ઉડાડતી ત્યાંથી ઘરમાં દોડી ગઇ!

બકુલાની પાછળ કિરીટ ધીમે પગલે એના શયનગૃહમાં આવી અસ્વસ્થપણે એક સોફા ઉપર અધઢળ્યો પડ્યો. એના મુખ ઉપર ઘેરી વિચારવાદળીઓ અવારનવાર રૂપ પલટતી હતી.

થોડીએક વાર પછી કેતકી ત્યાં થઇ નીકળી; ને ત્રાંસી નજરે જોતાં કિરીટને આમ હજુ જાગતો ને અસ્વસ્થ દશામાં પડેલો જોયો. એનાથી એ ન ખમાયું. અંદર આવી એણે પૂછ્યું: "હજી નથી સૂતા, કિરીટ? આમ ઉદાસ શા જણાઓ છો?"

કેતકીને પાછી આમ અહીં જોઇ કિરીટ ટટ્ટાર થયો, ને કંઇક પ્રફુલ્લ જણાયો, પણ પ્રશ્નનો જવાબ એણે ઉડાવ્યો:

"કંઇ નહીં, સહેજ જ. હમણાં સૂઇ જઇશ."

"કેમ, ઊંઘ નથી આવતી? કહો, મારા સમ—કેતકીના સમ—કહો તો ખરા! શું થાય છે?" બધુંય સમજતી ને હોય પૂછતી, કેતકી પોતાને ગળે હાથ મૂકી શપથ દેતી, ને જાણે લાડતી, બોલી. નવનીતરાય એની વાટ જોઇ રહ્યા હશે—કદાચ. પણ કેતકીને એનો ખ્યાલ સરખો ન જણાયો.

"'કેતકીના સમ'! ગજબ! ગજબ કરો છો તમે, કેતકી!" કિરીટ અરધું આત્મગત, અરધું કેતકી સાંભળે તેમ, ગણગણ્યો.

પછી એ સોફામાં વધારે ટટ્ટાર બેઠો, ને બોલ્યો : "–પણ હું શું કહું ? મારે શું કહેવાનું છે ? ને એ હું કહું પણ કેમ ?–કેતકી, એ વાતમાં કાંઇ નથી. જાઓ–સૂઇ જાઓ. મારા તમને આશીર્વાદ છે ! પ્રભુના યે હજો ! કોઇના અમૃતજીવનમાં મારે ઝેર શા કાજે ભેળવવું ?–વ્યર્થ !"

"તમે કેવું કેવું બોલો છો, કિરીટ ! હું એમ નહિ જાઉં. ને મારા અમૃતજીવનની વાત જવા દો, આજે—"

"કેતકી, જાઓ– જાઓ : હું ઠીક કહું છું," કેતકીની વાતને અરધેથી તોડી કિરીટ ફરી બોલ્યો–"મને ઊંઘ આવી જશે–ને કદી ન યે આવી, તો શું કરીશું ? એ આપણા હાથની વાત છે ? માટે, જાઓ. અત્યારે, આ મધરાતે, તમને કોઇ અહીં જોશે તો નકામા વગોવશે."

"'વગોવશે.' હા–વગોવશે, હું જાણું છું. એ વગોવતા જ આવ્યા છે તે હજુ યે વગોવશે. છો વગોવતા ! મને એની પરવા નથી. આપણે શું પાપ કરીએ છીએ ? ને શું કર્યું છે ? એ જવા દો, કિરીટ દેવ ! આજે તો હું તમારી વાત સાંભળીશ જ, ને તમને સુવાડીને જ જઇશ. કહો—" કેતકી કિરીટ સામે એના પલંગને અઢેલી દૃઢતાથી ઊભી.

"મને સુવાડીને જ જશો ? કેતકી ! એ કેવી રીતે કરશો ? જુઓ, મારૂં કપાળ કેવું ધગે છે–મારી આંખોમાં કેવી લ્હાય બળે છે ! ઓહો–ને આજે અગાસીમાં ઊભો હતો ત્યારે ચંદ્રમાંથી કોઇએ કાંઇ આગ વરસી છે, કેતકી !–" કિરીટ બોલ્યો, બોલ્યે ગયો, જાણે તેના શરીરમાં કાંઇ ભૂત ભરાયું હોય ને એ આવેશ તળે બોલે, એમ એ બોલ્યે ગયો. ને એ એમ કદાચ હજુ યે બોલ્યે જ ગયો હોત,

પણ એના સામે ચમકી રહેલાં કેતકીનાં નયનોમાં એણે સહસા કોઈ નવીન તેજ અવતરતું ભાળ્યું, ને એ થંભી ગયો.

"બોલો, બોલો, કિરીટ, તમને આમ બોલતા સાંભળવું મને ગમે છે–બહુ ગમે છે," કેતકી બોલી–સહૃદયતા પૂર્વક, પણ કિરીટ ટાઢો પડી ગયો. એને થયું, એ શું બકયે જતો હતો, એના એ બોલવાનો અર્થ શો ? તેથી સૉફામાં પાછો ઢળતો, સ્વસ્થતાના પ્રયત્ન પૂર્વક, એ બોલ્યો : "ના, ના, કેતકી ! મને માફ કરજો, હું તો ગાંડો છું. મારા વચનો ઉપર કશું ય વજન ન મૂકશો. જાઓ, હું સૂઈ જાઈશ."

"કિરીટ દેવ, કેતકી એવી–એટલી ભોળી નથી. હું એમ નહીં ખસું : કહો, શું થયું છે તમારી ઊંઘને–મૂળ વાત ઉપર આવો."

કિરીટે જોયું, કેતકીની દૃઢતા ગજબ છે, પણ એ પાછો આવેશમાં આવી ગયો; ને બોલ્યો :

"વળી–શું થયું છે મારી ઊંઘને–પૂછો છો ? કેતકી, એ ચોરાઈ ગઈ છે–આજ કાલની નહિ–વર્ષોની ! કહો, હવે શું કહેવું છે તમારે ?"

કિરીટ બોલ્યો એને નહોતું બોલવું–એનાથી નહોતું બોલાતું, તે બધું આજે એની મેળે એ બોલી જતો હતો તેનું એને આશ્ચર્ય થયું. પણ નહોતું બોલવું–બોલાતું–તે નયન તો કે 'દિવસનાં ગયાં હતાં !–પછી આ વચનોનું શાને આશ્ચર્ય ! કિરીટ, એ ન સમજ્યો.

"અરે, તમારી આ ફીકી મુખકાંતિ કહી આપે છે, તે કેતકી યે માને છે, કે એ કેટલાય દિવસોની ચોરાઈ ગઈ છે. પણ

છતાં, ઊઠો, હું આજે પોતે જ તમને સુવાડી દઉં—એવાં જાદુ કરું !" કેતકી પણ નહોતું ઉચ્ચારી શકતી એ આજે ઢાંકયું ઉઘાડું બોલી ગઈ; ને છેલ્લા શબ્દો સાથે એનાં જાદુ ભર્યાં નેણ અજબ નાચ નાચી ગયાં.

ને એ વિલોલ નયનોના નૃત્યે વળી કિરીટના હૈયાને નચવી મૂકયું. એ બોલ્યો:

"તમે જાદુગરણ પણ ખરાં કે ત્યારે, કેતકી !"

પહેલાંની મસ્તી કિરીટ ઉપર તબકતી લાગી; ને કેતકીને યે એનો સ્પર્શ થયો :

"તમે કયાં ઓછા જાદુગર છો, કિરીટ દેવ ! મને યે જાદુગરણ બનાવી મૂકી જે !"

પલંગને અઢેલી ઊભી હતી તે કેતકી આ બોલતાં અરધું ફરી ગઈ—કાંઈ લજ્જાસ્મિત ધરતી જરી લાજ ખેંચ્યા જેવું કરી, એ પથારીમાં રહી ગયેલી કોઈ એક સળને સમી કરવાને જ જાણે ફરી ગઈ !

પણ કેતકી શું બોલી ગઈ ? ઓછો આછો એમની વચ્ચે ઝૂલતો અંતરંપટ તૂટી ગયો છે કે શું ?

"વારુ, એમ જાદુ કરશો તો તો સૂઈ જ જઈશ, ને જાદુ ભરી એ નીંદમાંથી પછી જાગવા ઇચ્છીશ પણ નહીં ! પણ તો, આ જાદુભર્યાં જાદુગરણ શરમાય શાને ?"

કિરીટના એ શબ્દો સુણતાં કેતકી પાછી વીજળીના વેગે ફૂદડી ફરી—વાતાવરણમાં વીજળીનાં શીકર જાણે વેરાયાં ! એનાં રૂપેરી

વસ્ત્રોમાં એનો સોનેરી દેહ ઝગારા મારી રહ્યો. મસ્તક એનું નમેલું હતું, આંખો ઢળેલી હતી ને હૈયા આગળ પાલવની કોર ઉપર જરીનું ભરતકામ કરતી હોય તેમ બંને હાથની નાજુક ને તેજસ્વી આંગળીઓ રમતી હતી. પણ એ લજ્જાસુંદર ક્ષણવાર જ ટક્યું. એ કિરીટ સામે મીટ માંડી ઊભી.

"તમે જબરાં છો, કેતકી?" કિરીટ કેતકી સામે જોઈ રહેતો ફરી બોલ્યો :

"મારામાં તમારા જેટલી હિંમત નથી—દૃઢત્તા નથી. પણ છતાં એમ લાગે છે—તમારા જાદુગર પાણી' વિના આ ધગતી આંખો ઠારવા બીજું કશું નથી. માગું—માગી શકું એ તમારી પાસે, કેતકી?"

કિરીટ છેલ્લું વાક્ય પૂરું બોલી રહે એ પહેલાં કેતકીએ પાસેના ગોળ ટેબલ ઉપરથી જળનો કળશ લઈ એક પ્યાલું ભર્યું, ને કિરીટ સામે ધરી ક્ષણેક ઊભી રહી. કિરીટની પોતાના જ સામે તાકી રહેલી વિશાળ ને ઉન્નત આંખોમાં એ પણ ઊંડું—ઊંડું નિહાળી રહી. અરસપરસ એ બંને સમજતાં હતાં કે આજે એ નયનોમાં કંઈ અવનવું જ તેજ ચમકે છે. તે ઉપરાંત 'શું માગ્યું હતું ને શું આપે છે!' એમ કાંઈ કિરીટની આંખો હસતી હતી, ને એ ભાવ પૂર્ણપણે કળતી છતી કેતકી એના 'પ્રિયતમ'ની કસોટી કરતી હતી?

કિરીટે બેએક ક્ષણ પછી એ પ્યાલું થોડું હસીને લીધું ને હોઠે ધર્યું. ઘૂંટડો પણ પૂરૂં પાણી પીધા વિના કિરીટે, ફર્શ ભીંજાશે એવો ખ્યાલ પણ કર્યા વિના, એ પ્યાલું ઢોળી નાખ્યું. પાણીની છોળ અર્ધચંદ્રાકારે પડી ને ઘૂંટણ ઉપર હાથ ટેકવી નીચી આંખે કિરીટ એ જોઈ રહ્યો.

"કેમ કિરીટ દેવ ! શું થયું ?" કિરીટના હાથમાંથી પ્યાલું લઇ કળશને ટેબલ ઉપર પાછો મૂકતાં, કેતકીએ દેખીતી સ્વસ્થતા જાળવી પ્રશ્ન કર્યો. એ જાણતી હતી કે એ પ્યાલું કિરીટે કેમ ઢોળી નાખ્યું હતું.

"કશું નહીં, કેતકી !" એક મંદ નિશ્વાસ નાખી કિરીટે જવાબ દીધો—"ફક્ત તમે કહેતા હતા એ—એ જાદુ ન થયું. તમે જાઓ—મારા નસીબમાં નીંદ નથી જ !"

"શા માટે ? લ્યો—તમે આ પાણી માગેલું; ખરૂંને—લ્યો—" પોતાનો જમણો હાથ નિઃશંક લંબાવતી કેતકી કિરીટ ભણી પોતાના સર્વસ્વ સ્વીકારની વાટ જોતી ઊભી રહી. કિરીટ એ સ્વીકારે કે તુરત જ એના ખોળામાં જઇ પડી એના વક્ષઃસ્થળમાં સમાઇ જવા કેતકી ઇચ્છતી હતી; ને પ્રભુએ આટલા દિવસ એના પવિત્ર દેહને 'પારકા'ને ચૂંથવા સોંપ્યો એ માટે થોડું રડી લેવા પણ માગતી હતી. એનું અત્યાર સુધી દૃઢ સંયમઢાંકણે ઢાંકી રાખેલું હૃદય ભરાયેલું-ઊભરાયેલું હવે બહાર નીકળી પડવા મોટેથી ધબકતું હતું.

પણ અચકાતાં—અચકાતતાં માગી શકયો તે કિરીટ સ્વીકારી ન શકયો. વાત તો એ જ હતી ને કે પહેલેથી જ એ ધ્રૂજતો માણસ હતો ! તેથી ખરી ક્ષણે તે હાર્યો: ધ્રૂજતા હાથે, ધીરે રહી, કિરીટે કેતકીનો હાથ લીધો ને ચૂમ્યો.

કિરીટના પ્રેમમાં ઓછી ધગશ હતી એમ તો કેમ કહેવાય ! પણ પ્રચલિત નીતિબંધનોએ એને 'આગળ જતાં હમેશાં ધ્રૂજાવ્યો હતો. ને વળી મધુરીઃ પરિણીતા પ્રેયસીના પ્રેમને બેવફાઇ તો નહિ

થતી હોય ! એમ નીતિના ચકડોળે ચડેલું એનું મન સ્થિર ન હોય તો હાથ તો ક્યાંથી જ હોય !

કેતકી સમજી ગઇ—વસ્તુસ્થિતિ એણે ક્ષણેકમાં માપી લીધી. ધીમેથી–મૃદુતાથી એણે પોતાનો હાથ સેરવી લીધો, ને રિથર રૂપેરી ઘંટડીના સ્વર સમું પછી એ બોલીઃ

"તમારો હાથ ધ્રૂજે છે, કિરીટ ! મારા દેહના નહિ, મારા હૃદયના જ નાથ તમે થઇ શકશો–અત્યારે એમ છો, ને સૈવ રહેશો."

ને એટલું કહી કેતકી ધીમે પગલે ચાલી ગઇ. કિરીટ અવાક્ શો એ બાજુ ક્યાં–ય સુધી ભારે આંખે જોઇ રહ્યો !

* * * *

પ્રિય વાંચનાર, એ રાત ઉપર આજે તો કેટલી યે રાત્રિયોના પડદા પડી ગયા. એ હું ઊંચકી નહિ શકું. હવે તો એ બે પ્રેમીદિલની હૃદયવાર્તા જાણવાને કોઇ કાળભેદી, કલ્પનોજ્જ્વલ આંખને ઘૂમવા દો !

પણ, એ હૃદયવાતોને દૂર રાખી, 'એ પછી શું બન્યું ?' એટલા તારા કુતૂહલ પ્રશ્નને સંતોષવા જેટલો વિવેક નહીં ચૂકું.

કેતકી તે રાતે નવનીતરાય પાસે ગઇ નહીં. તે રાતે ગઇ નહીં, ને પછી પણ ગઇ નહીં. એ રાતે કિરીટને કે કેતકીને ઊંઘ આવી નહિ–ને તે પછીની એ બંનેની ઘણીખરી રાત્રિયો એમ વહી છે એવું સાંભળ્યું છે.

કેતકી 'બળવાખોર' જ રહી. બીજે દિવસે નવનીતરાયને

સ્પષ્ટ, જરા પણ ધડકયા વિના, એણે કહી દીધું : " હું લાચાર છું. તમને હું નથી ચાહી શકતી, ખુશીથી તમે બીજાં લગ્ન કરી લ્યો–ને મને મારે પિતાને ત્યાં રહેવ દ્યો." નવનીતરાય ચ્હીડાયા, ગુસ્સે થયા, પણ આ વાર્તા એ કોઇને પણ કહી ન શકયા. એ તો એકલા જ બીજે દિવસે સાસરેથી ચાલ્યા ગયાઃ ને "મારે તો હવે સાસરે જવું નથી જ" એવી હઠ લઈ બેઠેલી કેતકી કદી સાસરે ગઇ નહીં......ને કંટાળી, 'આવી નફ્ફટ સ્ત્રીને પરાણે ઘેર લાવીને પણ શું કામ છે?' એવો વિચાર કરી, કશો સાર નથી એમ સમજી, કેટલાક સમય પછી નવીનીતરાયે બીજાં લગ્ન કર્યાં. બે બાળકોના પિતા થઇ આજે એ પોતાનો ગૃહસંસાર સુખે ચલાવે છે...આ બાજુ, બકુલાને મીઠો મનગમતો વર વરાવી, સુખી સાસરે વિદાય આપી, માતા પિતાના મૃત્યુ પછી એકલી કેતકી, વિરહિણી મહાશ્વેતા શી, અખંડ સાધુ ને પ્રેમ તપોમય જીવન વિતાવે છે.

ને બિચ્ચારો કિરીટ : એની સ્થિતિ વર્ણવી જ શકાતી નથી. એનો પહેલાંનો હસમુખ ને આનંદી સ્વભાવ કયાં ? એનું ' જીવન ' ક્યાં ? પતિપ્રાણા મધુરી એનું દુઃખ સમજે છે–પોતાના સર્વસ્વ સમર્પણથી પણ જો કાંઇ બની શકે તો કરવા એ તૈયાર છે. પણ એ કેમ બને ? કિરીટ હજુયે એવો ને એવો જ ધ્રૂજતો માણસ છે. સાચું શું ને ખોટું શું ? એની હજી યે એને ખબર નથી પડતી. હજીયે એની મધુરીને એ ચાહે છે, ને હજી યે કેતકી એના હૃદયની બહાર નથી ગઇ ! ઘણીવાર મધુરીના ખોળામાં મોં સંતાડી એ રડી પડે છે, ને કહે છે :" મધુરી ! મને માફ કરજે. તારા આ અપૂર્વ પ્રેમનો બદલો હું કેવી રીતે વાળું છું ! પણ, પણ, મધુરી, હું શું કરી શકું !"

પણ તોય હવે વર્ષો જતાં આજે યૌવનનાં ઊછળતાં પ્રેમજળ શમી, સ્થિર બન્યાં છે. કેતકી, કિરીટ, ને મધુરી અરસપરસ ઘણીવાર મળે છે. પોતાની નાની પુત્રી લાવણ્ય મધુરીએ કેતકીને, એણે પોતાના પતિ પર રાખેલા અપાર સ્નેહને કારણે ઉપકૃત થઇ હોય તેમ તેના આભાર ચિહ્ન તરીકે કૃતજ્ઞતા સ્વીકારી, સોંપી છે, કે જેથી કેતકીને પણ જીવનમાં અવલંબવા કંઇક રહે......આમ આ ત્રિપુટીનો જીવનપ્રવાહ-અનંતકાળના પૂરમાં મળી આખરે અદ્વૈત પામશે એવાં ચિહ્ન દેખા દે છે. ને 'અહીં' ન બન્યું–ન બની શક્યું–તે 'ત્યાં' બનશે એવી આશા ધરતાં એ મહાપ્રલયની વાટ જોતાં બેઠાં છે! અસ્તુ!

# મુકામ ભણી

શ્રી. જીતુભાઈ પ્ર. મહેતા

પોતાની કાળી જીભથી રાત્રી એ ગલ્લીને ચાટતી હતી. એ ગલ્લીમાં બીછાનાં નહોતાં, ખાટલા નહોતા, તળાઇઓ નહોતી તો યે ત્યાં અનેક જણા બીડાઇ ગયા હતા. નાની દુકાનોના પાટીયાં પર અને એ પાટીયાંની નીચેના ભાગમાં આ માણસો સૂતાં હતાં. થાક, કંટાળો, સોંઘો નશો, ચોરી માટેની તલાશ, મજૂરી મેળવવા માટેનાં ફાંફાં—આ તમામનો સરવાળો મેળવી રાત્રી આ જીવોને ઊંઘના ટુકડા ફેંકી ચાલી જતી હતી. ફક્ત બે જ છોકરાં આજે ઊંઘના આ ટુકડા મેળવી શક્યા નહોતા. પૂરેપૂરી રોટી મેળવવામાં પણ આજ આ બન્નેને થાપ મળી હતી.

એક છોકરો હોટલમાં કામ કરતો હતો—એ હોટલની ખાસ ઘરાક કંગાલીઅત જ હતી. માંડ માંડ એ હોટલનો ધંધો ચાલતો.

રાતના એક વાગ્યા સુધી આ હોટેલ ઉઘાડી રહેતી. એટલે શહેરના વધ્યાખુટયા માણસો આંહી આવતા–તેઓને ઘેર પહોંચવાનો ખાસ મોહ રહેતો નહિ. ફુટપાથ પરની પથારી એ તેઓની મોટામાં મોટી જાહોજલાલી હતી. હોટેલના આવા ઘરાકોના હુકમોનો આ છોકરો અમલ કરતો–ઉપરાંત વાસણો ધોવાનાં, ખખડતી ખુરશીઓને સાફ રાખવાની–સવારે હોટેલ આખીને ઝાપટવાની–સવારના પાંચથી તે રાતના એક વાગ્યા સુધી આ છોકરાના પગ અને હાથ આ નોકરીને અંગે ચાલ્યા જ કરતા. આ બધી વાત એના કુમળા હાથ પરનાં ચાઠાં વધુ સારી રીતે કહી શકતાં. આટલા કામ પછી ગલ્લીનો બરછડ ખોળો પણ એને ખૂબ રાહત આપતો. એ ખોળા પર રોજ એ સુતો–એક જણ સાથે એને ભારી દોસ્તી–એના જેવો જ એક બીજો છોકરો, એક સોંઘી ગાનારીને ત્યાં નોકરી કરતો–એને પણ આ ગલ્લી જ રાતના સંઘરતી. આ બીરાદર પણ નોકરીમાંથી મોડો પરવારતો. એને ખાંસાહેબ કહેવામાં આ હોટેલના છોકરાને બહુ મઝા પડતી. કારણ કે એ વારે વારે આખું ગાયન ગાયા કરતો, તાન માર્યા કરતો. કંઠની એની કુમાશની આડે આ લત્તાનું ઝેર આવતું નહિ. એ ગળામાં હલકની અણખીલેલી કળીઓ પડી હતી. એને ખીલવાની ફુરસદ નહોતી. એની સંગીતની કચાશમાં ગમી જાય તેવી સ્વરની ખટાશ હતી–આ ઉમ્મરે પણ સંગીતની એ લ્હેકાથી વાત કરી શકતો. ઉસ્તાદનું નામ લેતાં એના હાથ તરત જ કાનની બુટ્ટીએ જતા–પણ આજે એ ગાતો નહોતો. એટલું જ નહિ એ ઉશ્કેરાઇ ગયો હતો. કોઇ ઘરાકે બીર પીને આ છોકરાને ખૂબ માર માર્યો હતો, કારણ કે આ છોકરાએ વધુ બીર લાવી આપવાની ના પાડી હતી–આ નાં પાછળ કોઇ નીતિનો બચાવ નહોતો–ઘડીઆળ એટલી આગળ ગઇ હતી કે એટલી મોડી રાતે બીર મળવો મુશ્કેલ હતો–અને એ થાકી ગયો હતો.

બાઇજીની નજર સામે આ માર પડ્યો–એ કાંઇ બોલી નહિ–બોલી શકી નહિ–આ વલણ છોકરાથી ન સમજી શકાયું–બાઇજીને રોતાં રોતાં આ છોકરાએ સંભળાવ્યું—

"તમારી દેખાતાં મને માર પડ્યો–તમે કાંઇ બોલો નહિ—"

આટલું જ કહી એ ચાલી આવ્યો હતો–ઢાંકી રાખેલાં પાઉં અને શાક પણ એ ત્યાંજ મુકી આવ્યો હતો. ગુસ્સામાં એને આ જમણની પકડ ન સમજાઇ. પણ વખત પસાર થતો ગયો તેમ તેમ એને એ ખાણાનો છુપો અવાજ કાન પર આવવા લાગ્યો. ખાધા પછી ચાલી આવ્યો હોત તો–એ વિચાર પણ એના ભમણામાં ફરવા લાગ્યો.

અને આજે તો એના દોસ્તની હાલત પણ એવી જ હતી. હોટેલમાંથી ચોરીને એ જે કાંઈ વધુ ખાઈ શકતો એ આજે બન્યું નહોતું. અત્યારે બન્ને જણા અધુરાં વાક્યોને કચરી કચરીને નવી નવી વાતો પર વળગતા હતા–પણ બન્નેનાં મન આજે કોઈ વાતમાં નહોતાં–હોટેલના છોકરાને પણ કાંઇક કહેવું હતું પણ એ બોલી શકતો ન હતો. દૂર દેખાતા દીવા પર આજે ફુદડાંઓ ય આવતાં નહોતાં–નહીંતર એમાં મન જાત. એક આદમી આછા અવાજમાં ભજન ગાતો એ પણ આજે આવ્યો નહોતો. એની જગ્યા એમની એમ રીઝર્વ પડી હતી. ઉકળાટના આ ઉદરમાં આ બચ્ચાંઓ થાકતાં હતાં–હવે જૂના દિવસો પર શબ્દો પહોંચવા માંડ્યા.

'તે દી' હું કાગળમાં પુડીંગ તફડાવી લાવ્યો 'તો તે કેવી મજા આવી હતી?'...

'તેં મને તો એક ચમચી જેટલું આપ્યું' તું–એમાં વળી ડંફાસ શેની મારે છે?'

'એમ તો મેં દવાની શીશીમાં બીર આણી દીધો'તો...તને કેટલો બધો આપ્યો'તો—એ પીધા પછી તું પણ લલકારવા મંડયો'તો—'

'ગુંજામાં બીડી છે?' એકદમ હોટેલના છોકરાએ સવાલ કર્યો.

'અરે દોસ્ત! બીડી ક્યા...એક સીગારેટ છે—આપણે કાપીને બેઇ પીએ—બાઇજીએ મને આપી'તી ઇ સાંચવી રાખી છે. બાઇજી બહુ સારી બાઇ છે—મારી પાસે તો ઘણીય વાર રોઇ પડી છે—અને એવી વાતો કહે છે કે મને તો કાંઇ સમજ પડતી નથી—હું એને કહું છું—બાઇજી રૂવે છે શું કામ?......રોજ રાતે તો ગાયન લલકારે છે અને દિવસે આમ રૂવે છે. શા સારૂ? મને એ જવાબ જ આપતી નથી...'

આ બધી નાનીશી વાતોનો ચારો કરી રાત ધીરે ધીરે ચાલી જતી હતી—આ બન્નેના અવાજો પર હવે ઉજાગરાનું જાળું બાઝતું હતું—એ અવાજોમાં ધીરાશ આવી ગઇ. વાતનો મંકોડો પણ છુટી પડતો—તોયે તેઓ ઊંઘી શકતા નહિ. બન્ને જણા થોડી ક્ષણો મુંગા રહે પણ બન્નેને ખબર પડી જાય કે તેઓ જાગતા પડ્યા છે.

'ખાધું હોત તો નીંદર આવત.'

'ચણા ખાઇ પાણી પી લીધું હોત તો ખૂબ લ્હેર પડત—ઊંઘ જરૂર આવી જાત.'

આમને આમ વખત પસાર થઇ ગયો. અને એકાદ કુકડો પણ હવે તો ગોકીરો કરવા લાગ્યો.

'હવે તે શું નીંદર આવે!'

'એ કુકડો તો મારો બેટો સ્હવાર આવ્યા પહેલાં સ્હવારને ખાઇ જાય છે.'

'તેને ખાવા સિવાય કાંઇ યાદ જ આવતું નથી?'

ફરી બન્ને મુંગા પડયા—હોટેલના છોકરાને ઉધરસ આવવા લાગી—ઉધરસ ચડવા લાગી, શ્વાસ લઇ ન શકાય તેટલો લાંબો વખત આ ઉધરસ ચાલી. બાઇજીવાળો છોકરો તરત જ વાંસા પર હાથ ફેરવવા માંડયો. એમ માનીને કે વાંસા પર હાથ ફેરવવાથી હોટલવાળા છોકરાની ઉધરસ બેસી જશે.

પણ ક્ષયમાં જંતુને આ ઉમળકા સાથે કાંઇ લાગતું વળગતું નહોતું. એ જંતુઓ હોટેલવાળા છોકરાના ફેફસાં પર સૈન્ય લઇ ગયાં હતાં. ત્યાં થાણું ઠોકી દીધું હતું. કુમળી છાતીને ખતમ કરવા માટેની લડાઇ એ જંતુઓએ જાહેર કરી દીધી હતી. હોટેલનો આ છોકરો અત્યારે કાંઇક કહેવા માગતો હતો પણ કહી શકતો નહોતો. એના શબ્દો આવી આવીને અટકી જતા હતા. એટલે એની એ વેદના પણ એના દોસ્તને સમજાઇ.

'શું કહેવું છે? કહી દેને! અરે યાર એમાં શરમ?'...

હોટેલના છોકરાને નહોતી કહેવી એ વાત હવે કહેવી પડી. એ વાત એના મનથી બહુ મોટી હતી. ન સમજી શકાય તેટલી મોટી.

'હું જાણી જોઇને તને કેતો નહોતો....આજે મને હોટેલમાંથી કાઢી મૂકયો....કાલથી નોકરી નથી.' ઉધરસની ઘુઘરીઓ વચ્ચે આ વાત જાહેર થઇ.

બાયજીને ત્યાં કામ કરનાર છોકરો પણ બોલી ગયો.

'મારેય ક્યાં નોકરી છે? કાલથી હુંયે બાઇજીને ત્યાં કામ કરવાનો નથી. આવા માર ખાવા ત્યાં કોણ નોકરી કરે?'—

બેકારીના આ કુમળા છોડોએ એક સાથે ખીલવાની વાત નક્કી કરી–તેઓને વધુ ખબર નહોતી.

'આ ગલ્લી મુકી જઇએ.'

'આંહી પગ જ મૂકવો નહિ.'

અને પછી થોડા સમય પછી બંને જણા ઊભા થઇ ગયા. બંને પાસે એક એક નાની પોટકી હતી એ લઇ તૈયાર થયા.

'ચાલ મોં તો ધોઇ આવીયે.'

કુકડાનો ગોકીરો શરૂ હતો. એ અવાજના મોજાં સાથે આ નાના બીરાદરો ગલ્લી છોડતા હતા.

'કેમ તૈયાર?'

'હા–ચાલને–'

સવારની પાતળી છતાં ઠંડી હવા ગલ્લીમાં પણ આવી ગઇ–ત્યારે આ બંને બિરાદરો ત્યાં નહોતા. કયા ઘર તરફ તેઓ ચાલી ગયા? રખડપાટને તેઓ પોતાનું ઘર માનતા હતા!

સવારનો સૂરજ પણ આકાશમાં ખોડાયો–એ કીરણોની સામે એ નાના પડછાયા આઘા ને આઘા ચાલ્યા જતા હતા. જરીએ અટક્યા વિના–મુકામની જાણ વિના એ પોતાના મુકામ ભણી વળી રહ્યા હતા.

# ખૂરાકના દ્વાર ઉપર

શ્રી. ઝવેરચંદ મેઘાણી.

**કોળી** અને કોળણ ચીભડાં વેચવા બેઠાં હતાં. શાકપીઠની અંદર ઓટડું ભાડે રાખવાની બે દા'ડા સારુ શી જરૂર, એટલે શેરીમાં રસ્તા પર પછેડી પાથરીને ચીભડાં મૂક્યાં હતાં. પણ એના ચાર દિવસ થઇ ગયા હતા. જુવાન જોડલું હતું. ચમનલાલ શેઠના 'બાથ-રૂમ'માં જઇને એક વાર જો તેલનું મર્દન લઇને માઇસોરી સુખડના સાબુથી અંઘોળ કરે અને ટુવાલે શરીર લૂછે, તો કોળી અને વાણીઆં વચ્ચેનો રૂપભેદ કોણ પારખી શકે? એવાં એ કોળી કોળણનાં લાવણ્યવંતા, વાટીલા અને લાલ ચટકી ઉપડતાં શરીરો હતાં. સંસાર જો તપોવન હોય, અને પરસેવો ટપકાવીને પેટ ગુજારો કરવો એ જ સાચો યજ્ઞ હોય, તો આ

બેઉ જણાં સાચો યજ્ઞ કરી રહ્યાં હતાં. બેઉ ઉપવાસી હતાં, ધૂપમાં બેઠાં હતાં, એક આસને બેઠાં હતાં, ધૂળના વંટોળા ગરીબીના હવનના ધૂમાડા શા ઊડતા હતા, અને બેઉના મોં ઉપર આનંદનો ઉજાસ મલકતો હતો.

"હવે બે ફાંટ મતીરાં રિયાં છે. ઝટ નીકળી જાય તો ભાગીએ."

"હા, હવે રોટલા પણ એક ટંકના જ બાકી છે. બે દિ'ના ઘડી લાવી'તી, તેને સાટે ચાર દિ' ગદરી ગયા. માતાજીએ સેં' પૂરી. ખરૂં ?"

"પણ હવે રોટલા કાં'ક સૂકાણા હો ! ભેળું કાંઇ શાક અથાણું ન મળે ખરૂં ને, એટલે પાણીને ઘૂંટડે ઘૂંટડે—"

"અરે તમે જુવો તો ખરા, હોંશિયાર થઇને આટલાં ચીભડાં કાઢી નાખો ને, એટલે સાંજે ને સાંજે અમરાપર ભેળાં થઇ જઇએ. અધરાત થઇ ગઇ હશે ને તોય મારી મા ઉનાં ઉના રોટલા ઘડી દેશે, ને હું લસણની ચટણી વાટી નાખીશ. માટે તમે હેમત રાખીને આટલાં વેચી કાઢો મારો વાલો કરૂં-"

નાના બાળકને પ્રોત્સાહિત કરતી હોય તેવે શબ્દે ધણીને ચાનક આપતી આપતી બાઇ પોતાના ધાવણવિહોણાં સ્તનો ચૂસી રહેલ નાના બાળકને પાલવ ખેંચીને ઢાંકતી હતી, પણ પાલવ તાણવા જાય છે ત્યાં પાછી બીજી બાજુ પીઠ ઉઘાડી થઇ જતી હતી. છોકરો છાતીમાં માથું માર માર કરતો હતો.

"પણ ઘરાક આવે છે જ કયાં ?"

"અરે આવે શું નહિ ? તમે મોઢામાંથી કાં'ક બોલો તો તો હમણાં આવે. મોરલીને માથે નાગ આવે એમ આવે. આમ

જોવો ને, આખી પીઠમાં કાછીઆ કેવી કેવી બોલી કરીને લલકારી રિયા છે! તમે તો ભૂંડા, જીભ જ હલાવતા નથી.”

“મને એવું વેણ કાઢતાં ને સમે શગે નાખતાં આવડે નહિ.”

“ન આવડે શું?” ધીરે સૂરે બાઇ પુરુષને પઢાવવા લાગી: “એ આ સાકરિયા મેવા! એ આ મધના ઘડા! લઇ જાઓ! લૂંટી જાઓ! અમૃતના મેવા લૂંટી જાવ! લ્યો બોલો એમ.”

લજ્જામણીનો છોડ જાણે: એનું જડબું ફાટયું નહિ. નીચે જોઇ ગયો.

“ઓય માટીડો! નારી ઘડતાં ઘડતાં ભૂલથી નર ઘડયો લાગે છે ભગવાને.”

એમ કહેતીકને બાઇ પોતાના ગળાના ગળચટા સૂર કાઢવા લાગી. “બે જંઇના શેર...આ અમરતના કુંપા બે પૈસાના શેર! આ સાકરટેટી બે જંઇની શેર! આ મીઠા મેવા બે પૈસે શેર!”

એક એસધારી વેપારી આવીને ઊભા રહ્યા. ઘેરે વિવાહ છે, સાંજે જાનનાં માણસોને પિરસવા ચીભડાનું શાક કરવું છે. પૂછે છે:

“શો ભાવ?”

“બે પૈસે શેર બાપા! અમૃત શોખો માલ.”

“આનાનાં અઢી શેર તો ઓલી દુકાને આપે છે.”

“ના બાપા, અમારે પોસાય નહિ. અમે પરગામથી આવેલ છીએ. ચાર દિ'થી ખુવારના ખાટલા છે અમારે. નદીમાં કુંટીઆ

ગાળીગાળીને માટલાં સારીસારીને વાડા પાયા છે ભાઇ! કેડયના મંકોડા નોખા થઇ ગયા છે!"

"ઇ ઠીક, મહેનત વગર કાંઇ થોડો રોટલો મળે છે!" રૂના સટા રમનાર વેપારીએ કોળણને ભોંઠી પાડી. "લે એક વાત કર એટલે હું આ આખી ફાંટ લઇ લઉં, મારે ઘેર જાન આવવાની છે."

"અરે મારા ભાઇ! જાનને જમાડવી છે, હજારો રૂપિયા ખરચીને વીવા માંડેલ છે, એમાં અમને ચાર છ આના ખટાવતાં શું બીઓ છો? એમાં તમને કેટલોક કસ રેશે?"

"લાંબી વાત નહિ. આનાનાં ત્રણ શેર તોળી દેવાં હોય તો દે. તારાં સડેલ બડેલ, અરધા ચીરેલાં, તમામ લઇ જાઉં."

"ના ભાઇ, અમારે પેટના પાટા ન છૂટે."

"ઠીક ત્યારે. બેઠા બેઠા ફાકો ધૂળ આંહી બે દિ' સુધી."

વેપારી ભાઇ હાટડે હાટડે અને નીચે બેઠક કરીને વેચનાર એકેએકની પાસે ફરે છે. વારંવાર એની ટાંપ આ કોળી બેલડીની ફાંટ ઉપર મંડાય છે.

કોળીકોળણના અંતરમાં આ વાત પરથી વિચારનું જાણે કે એક વલોણું ચાલવા લાગ્યું:

"આ શેઠીઆવ—હજારૂના રળનારા અને હજારૂના ધૂંવાડા કરીને વરા ઉકેલનાર—પણ શાકપાંદડાંની વાતમાં પાઇપૈસાની ગણતરી છોડતા જ નથી."

કોણ જાણે આપણે કઇ મેડીયું ચણાવી નાખીએ છીએ આ કમાણીમાંથી!"

"ઇ વેપારીયુંની વિદ્યા જ અવળચંડી. બાપ દીકરાને પે'લું શાસ્તર જ ઇ પઢાવે, કે આગલા પાસેથી કસીને લેવું: અને સામાને છેતરે ઇ ચડિયાતો."

એવી વાતો થાય છે ત્યાં તો એક બાઇ રૂમાલ લઇને આવી ઉભી રહી. હાથપગ અને ડોકમાં હેમના દાગીના છે, પગમાં ચંપલની જોડી છે. ઝીણો સુંદર સાડલો છે. નાની શી કોથળીમાં પૈસા ઠીક ઠીક છે.

"કેમ દે છે ચીભડાં?"

"બે પૈસે શેર, બોન!"

"અરે એવું તે હોય? તમે કોળી હવે લૂંટવા બેઠાં. લે જોખ એક શેર. મારે મંદિરે જવાનું મોડું થાય છે.....એમ શેની જોખછ? જો કડી ચડી ગઇ છે ત્રાજવાની. ને નમતું જોખ બરાબર. છોકરાં ફોસલાવ મા."

"લ્યો બોન! આ નમતું." કહીને કોળીએ દોઢ શેરથી ઝાઝેરો માલ જોખી આપ્યો."

"હવે એક ચીર દે આ પાકા ચીભડામાંથી." શેઠાણીએ એક કાપેલ ચીભડા ઉપર બણબણતી માખો ઉડાડીને એમાંથી ચીર માગી.

"હજી પાછી ચીર, બોન!"

"હાસ્તો બોન—!" કોળણને એ અકેક પલકે પોતાનો મહેનતે ઉઝેરેલ વાડો, મથીમથીને ગાળેલ કૂંટીઓ, અને માટલે માટલે સારીને ત્રણ મહિના સુધી લાગલાગટ પાયેલ પાણી સાંભરી

આવતાં હતાં. રાતદિવસ તેઓએ વાડાના રખોપાં કર્યાં હતાં. શિયાળવાં અને હરાયાં ઢોર હાંકી હાંકી ઉજાગરા તાણેલા.

"લાવ ચીર દેછ કે? નીકર આ લે તારૂં ચીભડું પાછું."

ચીર દેવી પડી. કેમ જાણે કલેજામાંથી ચીર કાપી આપવી પડી હોય એવું દર્દ એના અંતઃકરણમાં થયું.

"આવા જીવ શે થઇ જાતા હશે આ પૈસાવાળાનાં?"

"માટે જ આપણે નિર્ધન રહ્યાં સારાં."

"ના, ના, મને તો દાઝ ચડે છે કોક કોક વાર."

"દાઝ ન ચડાવીએ ડાયા! પારકો પરદેશ છે. આપણે રીયાં કોળી. કાં'ક થાય તો સપાઇને આપણાં જ વાંકની ગંધ આવે."

"પિયુ પેલી પેસેન્જરમાં આવજો—"નું છેલ્લામાં છેલ્લું નવું લોકપ્રિય નાટક–ગીત ગાતો ગાતો બંકડો પોલીસ આવ્યો અને એક ચીભડું લઇ, કશી ચર્ચા, માથાકૂટ કે લપછપ કર્યા વગર મલપતી ચાલે ચાલ્યો ગયો. ચીભડા ઉપર આંગળીઓથી તાલ દેતો એ નવું કવાલી–ગીત ગાતો ગયો–

"અય બેઇમાન દિલબર, જોબન લૂંટાનેવાલા!"

કોળી અને કોળણ એકબીજાં સામે જોઇ રહ્યાં, બાઇ તો ઝેર પી ગઇ હતી. હસીને બોલી: "આ ય એક તાલ છે ને!"

"તને ઓળખે છે?" ધણીની આંખોમાં ઠપકો હતો.

"તમારૂં તે ફટકી ગયું છે કે શું?"

"ચાર પૈસાનો માલ આમ ઉપાડીને હાલતો થાય! તોય તું દાંત કાઢછ. કેમ જાણે તારા પિયરનો સગો હોય!"

"હવે વાત જાતી કરોને." બાઇએ ધણીના વાંસામાં હાથ ફેરવ્યો: "જોને તમારાં લૂગડાં એક મહિનાનાં મેલાંડાટ થઇ ગયાં છે. આજ સાંજે મારા બાપને ઘેર પહોંચવા દે, ત્યાં ખારોપાટ છે, તે સઘળાંય લૂગડાં ત્યાં ઘસીભૂંસી, ચોળી, અને હડમાનની કૂઇએ ધમધમાવી નાખું. હાલો મારો વાલો કરું, હવે એકાદ લલકારો કરો જોઉં!"

ધણીના કલેજાની કળ જાણે કે આ સુંવાળાં વચનો વડે શેતરી ગઇ. "માતાના સમ! મને શરમ આવે છે."

"હેઠ નાની વઉ!" કહીને કોમળ કંઠે કાળાશે સૂર છેડયા: "એ આ સરબતના કુંપા લઇ જાવ! આ દૂધીઆ માલ લઇ જાવ!"

સાંજ નમતી હતી; વરવહુના ચહેરા ઉપર પશ્ચિમનાં કેશૂડાં જાણે રંગ ઢોળતાં હતાં. આથમણી દિશાએ સીમાડા ઉપર ફૂલભરપૂર ખાખરાના કેસરિયાં વન ખડાં કર્યાં હતાં. વાદળાંઓમાં રમતી વગડાઉ છોકરીઓ એ વનફૂલને વેડતી હતી.

"સાંજે આપણે જઇએ ત્યારે ચારે દિ'ના પૈસા તમારી પાઘડીના માયલી કોરના એક આંટામાં બાંધી લેજો હો! રસ્તે કાઠીનું ગામ છે."

"પણ ઇ તો પાઘડી ય નહિ પડાવી લ્યે? રાતા મધરાસીઆની નવીનકોર પાઘડી કાંઇ કોઇ એમ મૂકી દેશે?"

"ઠીક ત્યારે, હું મારી કેડયે બાંધી લઇશ."

બકરીને હાંકતાં હાંકતા ફરીથી બાઇએ લલકાર કર્યો કે "એ આ ઘીના કુડલા લઇ જાવ!"

"કેમ કર્યાં ચીભડાં? એમ પૂછતો, જવાબની પણ રાહ જોયા વગર એક જુવાન નીચે બેસીને કહે છે કે "અધમણ જોખો."

"સુમનલાલ!" પેલા ખેસધારી વેપારી સામેની એક ખોજાની દુકાને બીડી પીતા હતા તેણે આ સુમનલાલને હાથની ઇસારત કરીને બોલાવી લીધા. કહ્યું : "ઉતાવળ કરો મા. એ છે પરગામનાં. આજ સાંજ પડ્યે મફત આપી દઇને પણ ભાગશે એવા થાકેલાં છે. તમે થોડીવાર થોભી જાવ. આનાનાં ત્રણ શેર લેખે આખોય લાટ આપણે ઉપાડીને પછી વહેંચી લેશું."

કોળીકોળણે સમજી લીધું : "આપણું ઘરાક ટાળ્યું બોલ્યે શેઠીએ."

"મને તો કાંઇનું કાંઇ થઇ જાય છે મનમાં." કોળીના ધગધગતા મગજમાંથી જાણે દસ કલ્પનાનાં માનવી અક્કેક ડાંગ લઇને દોડે છે અને એ વેપારીના ઉપર તૂટી પડે છે.

સુમનલાલ શરમે શરમે થોડીવાર ઉભા થઇ રહ્યા. એના સલાહકાર ખેસધારી ભાઇ કોળીકોલણ સામે જોઇ હસવા લાગ્યા. પણ સુમનલાલની અધીરાઇ દેખાવા લાગી. વારંવાર એની નજર પોતાની કાંડાંઘડીઆળના કાંટા ઉપર પડવા માંડી. ખેસધારી ભાઇએ એને પાંચ દસ મિનિટ કઢાવી નાખવાના હેતુથી પૂછવા માંડ્યું : "કાલેજમાં પાછા ક્યારે જવાના છો? કેટલામો નંબર રાખો છો? હવે એલ. એલ. બી. થવાને કેટલા વરસ બાકી? વિલાયત જશો ને? કે ગાંધી–માતમ્યમાં ભળશો?"

"જે થાય તે ખરૂં." એવા ટૂંકા જવાબથી પતાવીને સુમનલાલ પાછા એ કોળીકોળણ તરફ વળ્યા. ખેસધારીએ કહ્યું :

“કાં? ઘડીક સાટૂ શીદ બગાડો છો બાજી?”

“મારે મોડું થાય છે.”

“વોય ભણેલો! આ વિદ્યા શું લીલું કરવાની હતી?”

સુમનલાલે જઇને કહ્યું: “લ્યો જોખો અધમણ, હું મજૂર બોલાવું.”

કોળી દરેક પાંચ શેરની ધારણમાં અકેકેક શેર નમતું તોળવા લાગ્યો.

એસધારી ભાઇ આવીને ઉપર ઉભા રહ્યા: “આ બધું તો એકનું એક થયું ને ભાળા ગાંડા! કે કોળો કહ્યો એટલે થઇ રહ્યું!”

“કેમ!”

“આટલી નમતી ધારણે તો એ જ હિસાબ થઇ રહે છે. મેં આનાનાં ત્રણ શેર તો માગ્યાં'તાં.”

“અમે તો બાપા, રકાઝકના કાયર, વિશવાસે કોઇ લેવા આવે તો અમારે પાંચ શેર ઉપરિયામણ દઇ દેવામાં કાંઇ દિલચોરી નહિ. માથાકૂટના અમે કાયર. ચાર દિ'થી સુકા રોટલા ચાવતાં હોઇએ ઇ કાંઇ અમને ય થોડું ગમે છે? પેટમાં પાણાની જેમ ખૂંચે છે ભાઇ!”

કોળણ બોલતી ગઇ. કોળી જોખતો ગયો. પાંચેક ચીભડાં વધ્યાં. જુવાને કહ્યું: “જોખો એક વધુ ધારણ.”

“ના,” કોળણે કહ્યું: “ઇમ ને ઇમ નાખી દ્યો; ઇની ધારણ નથી કરવી. ભલે ભાઇ લઇ જાતા. તમારાં પેટ ઠરે બાપા!”

જુવાન સુમનલાલને આ કોળીકોળણમાં રસ પડયો. વર્ડ્ઝવર્થનાં ઊર્મિગીતોમાં કદિ આવો રસ નહોતો ઉપજ્યો. એણે કૌતુકથી પૂછવા માંડ્યું. "ક્યાંના છો? ક્યાં વાડા કરો છો? કેટલા મહિનાની મહેનત! શી શી મુશીબતો! કેટલું રળો? ક્યારે પરણ્યાં છો? કેટલી ઉમ્મર છે એઉની? આ બાળકને કેમ ધવરાવ્યા જ કરો છો? ટાઢા રોટલા કેમ ખાઓ છો? આંહી કોઈ ન્યાતીલાના ખોરડાં નથી?"

દરેકના જવાબમાં સુમનલાલે સંધ્યાના રંગો જેટલી જ નિખાલસ સલૂકાઈ દીઠી. વચ્ચે વચ્ચે વરવહુના મતભેદનું મીઠું મર્માળુ ટીખળ પણ માણ્યું.

પણ આ વર–વહુએ એ વાતો દરમિયાન પોતાનો સંકેલો ચાલુ જ રાખ્યો હતો. પછેડી ખંખેરીને દોટાદોટ એ બન્ને પોતાની ભાડે રાખેલી વખારમાં ગયાં.

સૂરજ દોડાદોડ ચાલ્યો જાય છે: ક્યાં જાય છે–આટલો અધીરો બની ક્યાં જાય છે!–પોતાને સાસરે કે પિતૃઘેરે, તે તો એ જાણે. પણ એની સાથે આ કોળીકોળણ પણ સ્વાદ કરી રહ્યાં છે. છોકરાને કેડે ઝાલીને કોળણ ધણીને એક હાથે બધી લે–મેલ્યમાં સાથ દઈ રહી છે. આ અલીભાઈની અઢીશેરી દઈ આવો: આ છરી લઈ લ્યો: આ દીવામાંથી ઘાસલેટ ઢોળીને લઈ લ્યો: આ લ્યો આ કાગળમાં વીંટી લ્યો: આ તાળું વખારના માલેકને આપી આવો: લ્યો આપણાં લૂગડાંલતાંની ને તોલાં–ત્રાજવાંની ફાંટ બંધાવું: સૂડલો મારે સાથે મેલો: અરે ભાનભૂલ્યા, ઈંઢોણી તો પે'લી મૂકો!"

દરેક આદેશનું મૂંગું પાલન કરતો ધણી દોડાદોડ કરતો હતો.

સુમનલાલ પણ વખારે આવીને આ તાલ જોવે છે :

" તમારૂં કહ્યું બરાબર ઉઠાવે છે હો ! "

" ઉઠાવે નહિ ભાઇ? ઉના ઉના રોટલા જમવા છે આજ મારી માના હાથના, ખરૂં ને ? "

કોળીના વ્યસનહીન રાતા હોઠ મરકતા હતા.

" પાછા આ વખતે તો અમારે સરમાણીઆને મેળે જાવું છે, કાં ? "

કાળી જુવાનની આંખોમાં આ બધી વાતોની ' સેંકશન ' થકી આનંદના દીવા રમવા લાગ્યા.

પેલા ખેસ ધારી ભાઇ પાંચમી બીડીનું ખોખું ચૂસતા ચૂસતા ક્યાંઇક આંટો દઇને પાછા આવ્યા :"

" કાં સુમનલાલ ! શાક ક્યાં ? "

" ક્યારનું ઘેર પહોંચડાવી દીધું, મજૂર ભેળું. "

" ઠીક. મજૂરને પણ ઘરનું એ ટંકનું શાક નીકળશે? ને તમે તો બહુ રોકાણા ! ઘડિયાળના કાંટા ખોટકી ગયા કે શું ? "

એ મર્મમાં હૃદયની તમામ દુર્ગંધ હતી.

સુમનલાલે કહ્યું : " હું તો જોઇ રહ્યો છું, કે આ લોકોનું કેવું સાચું સહિયારૂં જીવન છે ! "

" કોલેજમાં આવું નહિ શીખવાતું હોય, ખરૂં ? વાણિયાના દીકરાઓની નિશાળ શાક પીઠમાં ખોલાવવા જેવું છે કેમ નહિ ? "

" હા, સટા બજારમાં તો નહિ જ. "

"બરાબર છે. ત્યાં બાઇઓ ન મળે ખરી ને?"

"એટલે જ આપણે પાંગળા છીએ ને? બાઇઓ રસોડે આપણા મ્હેમાનો સારૂ ઉની ઉની રોટલી ઉતાર્યા જ કરે છે!"

દરમિયાન કોળી કોળણ પરવારી રહ્યાં. વહુએ માથા પર ગાંસડીવાળો સુંડો ચડાવી લીધો. ધણીએ છોકરાને ખંભે ચડાવ્યો. છોકરો બાપને માથે માથું ઢાળીને ત્યાં ને ત્યાં જ ઊંઘી ગયો.

"લ્યો બાપા! રામ રામ! તમારે પરતાપે વે'લાંવે'લાં અમે ઉના રોટલા ભેગાં થઇ જાશું."

"પ્રતાપ તમારી મહેનતનો બહેન!"

ઊજળીઆત જુવાનના મોંમાંથી 'બહેન' શબ્દે સંબોધાતાં કોળણને એક નવી દુનિયાનાં દ્વાર ઊઘડી પડયાં લાગ્યાં.

"હું રાજપર આવીશ ત્યારે તમારા વાસમાં ચોક્કસ આવીશ."

"જરૂર જરૂર આવજો ભાઇ, આ ગગાના સમ છે તમને."

કેસૂડાંની વનરાઇ સંકેલીને જ્યારે સાંજ ચંપા–ધારની પાછળ ઊતરી ગઇ હતી, અને આઠમનો ચંદ્રિ વાદળીઓમાં રમતી કન્યાઓને દૂધીઆ રંગની ઓઢણીઓ દેતો હતો, ત્યારે ત્રણ ઠેકાણે ત્રણ તરેહની વાતો ચાલી રહી હતી:

પેલા ખેસધારી શેઠીઆ પોતાની બહેનને ઘેર આવેલી જાનનાં માણસોને સુમનલાલનો દાખલો આપી કોલેજમાં ભણનારાની વ્યવહારકુશળતાની મશ્કરી માંડતા હતા. 'વાણિયા વિના રાવણનું રાજ ગયું તે આ રીતે બાપા!' એ જૂની કહેવત એમણે લાખ રૂપિયાની કહી જણાવી.

ઘેરે પોતાની બ્હેનનાં લગ્ન હતાં તેની ધમાલમાંથી છાનીમાની પોતાની જુવાન પત્ની સવિતાને મેડી ઉપર બોલાવીને સુમન અમરાપરનો કેડો બતાવતો હતો: 'સવિતા ! એ કેડે બે વર વહુ ચાલ્યાં જાય છે. એનું તે સાચું સહજીવન: મરતાં મરતાં પણ એ જીવતરનાં તોફાનો સાથે રહી પીંઝે છે. આપણું સહજીવન કેવળ સીનેમામાં, ફોટોગ્રાફમાં અને રાતના પાંચ છ કલાકમાં: હું વકીલ થઇશ ને તું કુટુંબમાં રોવા કૂટવાનું કરીશ, મારૂં ભઠીઆરખાનું કરીશ. મારો કલાક પણ નહિ બની શકે. ધૃણા છૂટે છે આ **सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै**ના એકવીસ ક્રોડ વાર જૂઠા બોલાએલા મંત્ર પર. એ મંત્રનાં આચરનારાં તો એ જાય અમરાપરના કેડા ઉપર–"

* * *

"માતાના સમ !"અમરાપરને કેડે પુરુષ ખંભે છોકરૂં સુવાડીને સ્ત્રીના હાથમાં હાથ પરોવી કહેતો હતો: "આજ તો મને ખાઈ હતી. પાંચ વરસથી વાડા વાવતાં આજ ગળોગળ આવી ગયો'તો. એમાં ઓલ્યા સપાઇએ, ઉપર ચીર્યં માગનારી બાઇએ, ને શેઠીઆએ તો મારી ખોપરી ફાટ ફાટ કરી મેલી."

"અરે ભૂંડા ખોપરીને તો ટાઢી રાખીએ."

"ના, ના, આમ લોહીનાં પાણી કયે ય જો રોટલો ન પમાતો હોય તો પછી મેરકાની ટોળીમાં ભળવું શું ખોટું !"

"રોયા ? ચોરી..."બાઇએ વરને ચીંટીઓ ભર્યો.

"માતાના સમ !.કદિક છે ને છ મહિનાની જેલ મળે એટલું જ ને !"

"બસ એ તારે મને કાંઇ નહિ?" બાઇએ પ્રેમના તુંકારા માંડયા.

"ના રોટલા તો ત્યાં યે મળે છે. ઊલટાનાં બે ટાણાં, બબ્બે રોટલા દાળ અને શાક પેટ પૂરતાં આપે છે."

"પણ ત્યાં તુંને બે વાનાં નહિ મળે. તારાં આંસુડાં નહિ સૂકાય."

"શું નહિ મળે?"

"એક આ તારી ઝમકુ, ને બીજો આ દીકરો ઝીણીઓ."

"એટલેથી કરીને જ વાડા પાઇને પ્રાણ નીચોવું છું ને! બાકી આ દુનિયા—આ શેઠ શાહુકાર ને આ સપારડા તો હવે મને ચોર જ બનાવી રહેલ છે."

"કેમ આમ હારી જાછ?" ઝમકુએ ચાંદાના ઉજાસમાં ધણીની આંખો ભીની થતી ભાળી. એના સાદમાં પણ ખરેડી પડી હતી. એણે ધણીને શરીરે હાથ વીંટીને હૈયા સાથે ચાંપ્યો: "હે બહાદુર! મરદ થઇને? આવા માઠા વચાર! ઠાકર—"

"ઠાકરની વાત હવે નથી ગમતી. કીડીને કણ અને હાથીને હારો દેનારો મરી ગયો લાગે છે."

"ગાંડા! સંજ્યા ટાણે ઠાકરનું હીણું ન બોલીએ. તારે બંભે તો જો, ઝીણીઓ ઝંપીને સૂતેલો છે."

"પણ ત્યારે આ તું ને હું બેય તૂટી મુવાં, તો ય તાજો રોટલો કેમ ન મળે? આ મલક બધો બંગલામેડીયુંમાં માલે છે, ગંઠાહાર ને હીરા પે'રે છે, તારા મારા જેવા દસ નભે એટલી તો

એની એઠય રોજ ગટરુંમાં પડે છે. ફોતુંગરામ અને ધુડપાપ વગર એના દાડા ખૂટતા નથી–ત્યારે આપણને તો પૂરી ઉંઘેય નહિ ! આ તે શું ?”

“તને વિચારવાયુ ઉપડયો.”

“મારૂં મન મૂંઝાય છે. મેરકાની ટોળી મહિને પંદર દા'ડે કેટલું પાડે છે, જાણુ છ ?”

“તું ઝમકુનો દા'ડો ખા જો હવે વધુ બોલ્ય તો. જો અમરાપરનો સીમાડો આવી ગયો.” ઝમકુએ વરના ગાલ ઉપર ટાઢા હાથ દીધા.

સમાજનો સેવક આ કોળી, એ આઠમની રાતને પહેલે પહોરે, સમાજની શત્રુતાના ઊઘડું ઊઘડું થતા દ્વાર ઉપર છેક ઊંબર સુધી પહોંચી ગયો હતો. ઝમકુનાં જનેતા સમાં કોસલ્લા-મણાએ એને ત્યાંથી પાછો વાળી લીધો.

શિયાળવાંની લાળી સંભળાતી હતી. ચાંદનીમાં પણ એકાન્ત અકારી હતી. પોતાના પગધબકાર પણ કોઇક પાછળ પડયું હોય તેવી ભ્રાંતિ કરાવતા હતા. એ બીક ઉરાડવા માટે બાઇ બોલી:

“કોઇ કાઠીઆકી ન નીકળ્યો. દેન કોની છે આવવાની? માતાજીને નાળીએર માન્યું છે મેં તો.”

ત્યાં તો ગામ પાદરના કૂતરાં બોલ્યાં.

# પરિવર્તન

શ્રી. ધનસુખલાલ કૃ. મ્હેતા.

"ઓહોહો, ધનંજય! આજે જ સફળ સફર ઇચ્છવાનું પતાવી નાખવા આવ્યો છે?" ધનંજયના પરમ મિત્ર ગોપાળે તેને હાર્દિક આવકાર આપતાં કહ્યું.

"ત્યારે શું કરું? કાલે બરાબર એ જ વેળા મારે લેક્ચર છે; એટલે આજે જ આવવું પડ્યું. અને વળી કાલે નીરાંતે તો ન જ મળાત ને!" ધનંજયે ઉત્તર દીધો.

ધનંજય અને ગોપાળરાવ બંને વર્ષો થયાં પરમ મિત્રો હતા. ધીમે ધીમે દ્રઢતર થતી જતી મિત્રતાને પરિણામે ઉભય એકેકને ભાઇ જેવા ગણતા હતા, બંનેનાં માનસમાં બહુ તફાવત હતો અને કદાચ આજ કારણથી એ બેની મિત્રતામાં વિક્ષેપ આવવાના

પ્રસંગો ઉપસ્થિત થતા નહતા. ગોપાળરાવ કસરતી જુવાન હતો. ટેનીસ, ક્રીકેટ, તરવાની કલા વગેરે બધી જ રમતો અને કસરતોમાં એ નિષ્ણાત હતો. એના જીવનમાં વ્યવસ્થાનો અભાવ એટલી જ વ્યવસ્થા હતી. એ તરંગોનો બાળક હતો. કાલની ચિંતા એણે કદી કરી ન હતી. એ જીવતો હતો આજને માટે. એનામાં સૌંદર્ય અને આકર્ષણ હતાં કસરતબાજ પુરુષોમાં હોય છે તેવાં. કોલેજ જીવનથી માંડીને તે આજે ચાલીસ વર્ષનો થયો ત્યાં સુધી તે રસિક ભ્રમર તરીકે જીવ્યો હતો અને ભવિષ્યમાં એની એ પ્રકૃતિ બદલાય તેવોય સંભવ નહતો. વચમાં એ પરણ્યો, આઠ દસ વર્ષની પરિણિત જીંદગી તેણે ગાળી, પત્ની મૃત્યુ પામી. તેને બાલક નહતું. ફરીથી પરણવામાં નહિ તેને મજા લાગી, નહિ કશો ફાયદો જણાયો. ગ્રેજ્યુએટ થઇ તે એક વેપારી પેઢીમાં જોડાયો અને ત્યાં જ એ આજ સુધી હતો. દુનિયાને છેક ખૂણે જવું પડે તો ત્યાં પણ જવામાં ગોપાળરાવનું મન દુઃખાતું નહિ કારણ કે એને મન તો 'સબી ભૂમિ ગોપાળકી' જેવું જ હતું. આવતી કાલે એ પાંચ છ વર્ષ માટે યુરોપ જવાનો હતો.

ધનંજયનું વય પણ ચાલીસેકનું જ હતું પણ એ ગોપાળથી તદ્દન વિરુદ્ધ પ્રકૃતિનો હતો. ગોપાળના કહેવા પ્રમાણે ધનંજય પાંચ વર્ષનો થયો ત્યાં સુધી બાળક રહ્યો; પછી એકદમ પ્રૌઢાવસ્થામાં આવી ગયો. ધનંજયને કસરતી રમતોનો શોખ નહતો. હોહા, ચોંચાટ એને અપ્રિય હતાં. વ્યવસ્થા એના જીવનમાં પ્રધાનસ્થાન ભોગવતી હતી. જેમ ગોપાળ તરંગોની પ્રેરણાથી વર્તતો તેમ ધનંજય ટેવના બળથી ચાલતો. એ બી. એ. થયો. પછી કોલેજમાં લેક્ચરર થયો અને પછી ધીમે ધીમે ત્યાં પ્રોફેસર થયો. તે પણ વીસ બાવીસ વર્ષની વયે પરણ્યો હતો, પણ પત્ની એક પુત્રી મૂકીને

મરણ પામી હતી. ભાઈ ભોજાઈને પુત્રી નહતી તે ધનંજયે તેમને આપી. એ પુત્રી હમણાં બી. એ. કલાસમાં હતી પણ ધનંજયની પુત્રીને બદલે એની ભત્રીજી તરીકે જ લોકો એને ઓળખતાં. શાંતિ અને વ્યવસ્થાને ચાહનાર ધનંજય ફરીથી પરણ્યો નહિ. પોતાનો પ્રિય વિનોદ ચિત્રકલા અને પ્રોફેસર તરીકે એની વિદ્યાભ્યાસની પ્રવૃત્તિ એના જીવનમાં સાથીની ગરજ સારતાં હતાં. એના શરીર સૌંદર્ય અને વિદ્વતાથી અનેક સ્ત્રીઓ એના પ્રત્યે આકર્ષાતી. એ એમની સાથે હરતો ફરતો, હસતો બોલતો; છતાં અજબ જેવી તટસ્થવૃત્તિ જાળવી શકતો. ચિત્રકાર હોઈ એ સૌંદર્યનો પરિક્ષક હતો. સુંદર સ્ત્રીઓ સાથેના વાર્તાલાપથી એને સુખ મળતું, શાંતિ અને સ્વાસ્થ્ય પણ મળતાં.

વાર્તાલાપ કરવામાંયે એ કલાકાર હતો. કોઈ સ્ત્રીની સાડી પહેરવાની રીત, કોઈ સ્ત્રીના ઘેરવાળા ઘાઘરાની ખુમારી, કોઈ સ્ત્રીનો ફાટ ફાટ થતો કમખો, કોઈ સ્ત્રીના વાળની ઉછૃંખલ લટ, કોઈ લલનાની લાલિત્યભરી ભ્રૂકુટિ, કોઈ યુવતીનાં મદભર નયનો, કોઈ મોહિનીના મધુઝરંતા ઓષ્ઠ, કોઈ મીનાક્ષીનાં મસ્તીભર્યાં સ્તનયુગલ, કોઈ ગજગામિનીના નયન ઠારતાં નિતંબ, કોઈ ગુલછડીના પગની પરાગ વેરતી પાની, આવી આવી સૌંદર્યની અનેક અજોડ કૃતિઓ વિશે ધનંજય કલાકોના કલાક વાત કરીને શ્રવણ કરનારને મુગ્ધ કરી શકતો અને પોતે પણ અમુક પ્રમાણમાં આનંદ મેળવી શકતો. અને છતાં ઊંડાણથી જોનારને ધનંજયમાં સ્ત્રીઓ પ્રત્યે બે પરસ્પર વિસંવાદી ઊર્મિ જણાતી. ઘડીકમાં એ સ્ત્રીઓને દેવીઓ તરીકે પૂજતો દેખાતો તો ઘડીકમાં સ્ત્રીઓને એ રાક્ષસીઓ કલ્પતો જણાતો. આ બે વિરોધી ઊર્મિના ઘર્ષણના પરિણામે ધનંજયમાં સ્ત્રીઓના જાતિ–આકર્ષણ

પ્રત્યેની બેદરકારી સ્પષ્ટ જણાઈ આવતી. જુદાં જુદાં સ્ત્રી પુરુષો આ બેદરકારીનો જુદો જુદો અર્થ કરતાં; પણ ટેવ, પ્રકૃતિ અને વ્યવસ્થાના ઉપાસક ધનંજયે એની પરવાહ કરી ન હતી.

એ મિત્રોએ ખૂબ વાતો કરી કેટલાંક પુસ્તકો ઈંગ્લાંડથી લઈને પોતાને મોકલી આપવાનું ધનંજયે ગોપાળને કહ્યું. એકાદ બે ચિત્રોની નકલો પણ પોતાને જોઈતી હતી તેની એણે ગોપાળને વીગત આપી આખરે વાર્તાલાપ પૂરો થયો. ધનંજયે જવા ઉઠ્યો.

"આવી વેળાએ બધાં તમને કહેશે કે શરીર સાચવજો." ધનંજય હસીને બોલ્યો. "હું જરા ઉમેરીને કહું છું કે શરીર અને મન ઉભયને સાચવજો."

"હા, હા, હા ! મારાં શરીર અને મનને મેં અત્યાર સુધી સાચવ્યાં નથી તે હવે સાચવવાને ?" ખડખડાટ હસીને ગોપાળે ઉત્તર આપ્યો, "અમે તો તરંગી; શરીર કહે તે શરીરને કરવા દેવું અને મન કહે તેમ મનને ફરવા દેવું એ અમારી ફીલસુફી. પણ પ્રોફેસર સાહેબ ! મારી ગેરહાજરીમાં તમે ય તમારાં શરીર અને મનને જાળવજો."

"હુંઅં ! ચાળીસ તો થયાં. ત્યાં સુધી તો એ બેએ મને દગો દીધો નથી." ધનંજયે જરા તિરસ્કારયુક્ત સ્મિત કરી કહ્યું. "અને તું જેમ તરંગોને અનુસરનાર તેમ હું ટેવ અને વ્યવસ્થાનો પૂજક ! ઉંહું ! મારે માટે ચિંતા કરીશ મા."

"ચિંતા તો કોઈને માટે કરું એવો નથી, પણ તારા જેવો વિચારક આવાં અભિમાનયુક્ત વાક્ય ઉચ્ચારે એ ઠીક નથી લાગતું." લાંબા કાળનો વિયોગ થવાનો હતો એથી હો કે અન્ય કારણોથી હો પણ ગોપાળ પોતાના સ્વભાવ વિરુદ્ધ, ગંભીર થઈને બોલ્યો.

"એ તો કામદેવની નજરે ચઢયો નથી ત્યાં સુધી! બાકી કોઇ કોમલાંગીના કાતિલ કટાક્ષની સહાય લઇને કામે બાણ ફેંક્યું તો ક્ષણમાં જીવનભરનાં ટેવ અને વ્યવસ્થા વેડફાઇ જાય; અને સારાયે જીવનનું પરિવર્તન થઇ જાય!—અને કામ તો અજેય્ય છે એ તું જાણે છે ને?"

"કામદેવ અજેય્ય ગણાય છે એ હું જાણું છું," ધનંજય પણ ગંભીર થઇને બોલ્યો. "પણ એ તારા જેવો તરંગી નહિ હોય એમ હું માનું છું; અને સાથે સાથે એ વ્યવહારકુશળ પણ હોવો જોઇએ. એટલે જ્યાં વિજય સુલભ જણાય ત્યાં જ એ પોતાનું શર ફેંકતો હશે! મારા સુધી એની કૃપાદૃષ્ટિ પહોંચે એ હવે મને શક્ય જણાતું નથી."

વળી પાછી થોડી વાતચીત થઇ અને મિત્રો છુટા પડયા.

ધનંજય પોતાના ખંડમાં એકલો બેઠો હતો. પોતાના ભાઇના મકાનની પાસે જ વિશાળ કંપાઉંડમાં, ઊંચાં ઊંચાં વૃક્ષોથી માર્ગ ઉપર ચાલતાં મનુષ્યોથી તો જણાય પણ નહિ એવો એ ખંડ, એની સાથે અર્વાચીન બાથરૂમ, પાછળ રસોડું, એક મહેમાનોને માટેનો ઓરડો, તેની પાસે સામાનનો ઓરડો અને આગળ એક બાજુ મોટી ગેલેરી—એવડું એનું મકાન હતું. મહેમાનોમાં ગોપાળ જેવા કોઇ કોઇ વેળા ત્યાં આવતા, કોઇ કોઇ વાર પુત્રી રૂપાં, પિતા ધનંજયના, લગભગ નિવૃત્તિનિવાસ જેવાં આ સ્થલમાં ચઢાઇ લઇ આવતી. પોતાની સાથે અર્વાચીન યુવક–યુવતીઓની ફોજ લઇને આવતી. યૌવનના આક્રમણ ધનંજય ગર્વ, ખેદ, આશ્ચર્ય, કુતુહલ વગેરે સંમિશ્ર ઊર્મિઓથી જોઇ રહેતો અને પાછળથી, એ આક્રમણ કનારાઓએ જે જે અવ્યવસ્થા કરી હોય તે દૂર કરીને પાછી વ્યવસ્થા સ્થપાય નહિ ત્યાં સુધી તેને ચેન પડતું નહિ.

એ આગલા ખંડમાં જ ધનંજય પોતાનું સર્વસ્વ રાખતો. એક બાજુએ ઉપરથી બંધ થઇ જાય તેવું ટેબલ, તેની પાસે ખુરસી અને સામે બે ત્રણ ખુરસીઓ, એક ખૂણામાં મોટો પીત્તળનો પલંગ, પલંગની પાસે પચાસેક રૂપીઆની આરામ ખુરશી, એક બાજુની આખી ભીંતને રોકીને પુસ્તકોના કબાટ હતાં અને એક બીજો ખૂણો અને તે તરફની ભીંત ધનંજયે પોતાના ચિત્રકામ માટે રોક્યા હતાં. બે ત્રણ ચિત્રફલકો, રંગની પેટીઓ, બ્રશ, પ્લેટો, નવાં કેનવાસો, કોરા કાગળો વગેરે વ્યવસ્થા પુરઃસર રાખવામાં આવ્યાં હતાં. એક નાના ટેબલ ઉપર મોડેલોના ચિત્રોનાં પુસ્તકો હતાં. સિવાય 'રોડીન'ની એકાદ બે કૃતિઓની નકલો અને બેએક વિખ્યાત તૈલચિત્રોની નકલો પણ દૃષ્ટિગોચર થતી હતી.

ધનંજય એક અર્ધ ચિતરેલ ચિત્ર આગળ વિચારમાં ઊભો હતો. તેણે ઘડિઆળમાં જોયું તો અઢી વાગ્યા હતા. નોકરને બોલાવીને તેણે ચાહ કરવાનું કહ્યું. થોડી વાર વિચાર કરીને તે ગણગણ્યો: "નહિ, ચિત્ર હાથમાં લઇ શકાય તેટલું સ્વાસ્થ્ય આજે નથી. હજી હંઅંઅં !"સહેજ વિચારમાં પડીને તેણે સીગરેટ મોંમાં મૂકી સળગાવી અને ગેલેરીમાં તે એક આરામ ખુરશીમાં પડયો.

સીગરેટના ધુમાડા જોતો આરામ ખુરશીમાં પડયો પડયો ધનંજય વિચાર તરંગે ચઢયો. ગોપાલને યુરોપ ગયાને પાંચેક વર્ષ થઇ ગયાં હતા. અવારનવાર તેના પત્રો આવતા હતા અને તેમાં યુરોપના રસિક જીવનનું વર્ણન ઘણીવાર આવતું. ધનંજયે ઘડીઆળમાં જોયું પણ પૂરી દસ મિનિટ પણ થઇ ન હતી એ જોઇને એણે પ્રથમ નિઃશ્વાસ મૂકયો અને પછી તેના મુખ ઉપર વિકટ સ્મિત ફરકયું.

"ધનંજય ! તારી આ સ્થિતિ ?" મનમાં જ ધનંજયે

વિચાર આદર્યા. "લગભગ બેંતાળીસ વર્ષ વહી ગયાં ત્યાં સુધી કોઇ પણ સ્ત્રીએ મારી શાંતિમાં, મારી દિનચર્યામાં વિઘ્ન પાડયું નહતું. અને સ્ત્રીઓ પણ કેવી કેવી? કોઇ ઉચ્ચ કેળવણી પામેલ, તો કોઇ સંગીતનિષ્ણાત, કોઇ ચિત્રકાર, તો કોઈ આરસની પૂતળી. હા, એ બધી મારી સખીઓ ખરી પણ એમને મારા હૃદયમાં સ્થાન ક્યાં અને કેટલું? પેલી તોફાની અને અટકચાળી કુસુમ! પેલી કોકીલ-કંઠી સયુ! ઊંડાણભરી આંખોવાળી અલક! આરસની આકૃતિ સમી પ્રીતિદા. પણ એવી તો મારી કેટલીય સખીઓ. માત્ર જીવનના ઉદ્યાનને આંગણે જ એ બધી હતી. મારા જીવનસાગરનાં નીર એનાથી જરા પણ ડહોળાયલા નહતાં." આટલો વિચાર કરીને ધનંજય અટકી ગયો અને સહસા તેનું મુખ બદલાઇ ગયું. તેના હાથમાં સહેજ કંપ જેવું લાગ્યું, તેની આંખો અર્ધ મીંચાઇ ગઇ. લગભગ ત્રણ વર્ષ પહેલાનો પ્રસંગ તેને યાદ આવ્યો.

પૂર્ણિમા પૂરી ખીલી હતી. તેના સૌંદર્યમાં સહાય આપવાના યત્ન કરતાં જપાનીઝ ફાનસો મદમત્ત આમથી તેમ ઝુલી રહ્યાં હતાં. વિશાળ, રમણીય કંપાઉંડમાં ગરબો હેલે ચઢયો હતો. તે વર્તુલ આસપાસ ખુરશીઓ ઉપર, જાજમો ઉપર માનવવૃંદ અહીં તહિં બેઠું હતું. એ બધાંથી કાંઇક છેટે એક ખુરશીમાં ધનંજય બેઠો હતો. પાસે બીજી ખુરશીએ તેનો એક બીજો મિત્ર તેની જ કોલેજનો એક સહપ્રોફેસર ગોઠવાયો હતો. થોડીથોડી વારે બબ્બે ત્રણત્રણ યુવતીઓ કોઇ કોઇ યુવક, ધનંજય સાથે પોતાનો સારો પરિચય છે એમ અન્યને મનાવવાને તે તરફ આવતાં અને ધનંજય જોડે વાત કરી ચાલ્યાં જતાં. થોડી વારે પેલો સહપ્રોફેસર પણ સ્વગૃહે ગયો. ઉઠીને બીજે સ્થળે બેસવાના આળસે ધનંજય ત્યાં જ, અર્ધ અંધકારમાં એકલો બેસી રહ્યો. વચમાં વચમાં ફરતી,

નૃત્ય કરતી સ્ત્રીઓને એ જોઇ રહેતો. પોતાની પુત્રી રૂપાંના–યૌવનને આંગણે ઊભેલી સૌંદર્યભરી રૂપાંના અભિનય કાંઇક અભિમાન, કાંઇક સંતોષથી તે જોતો અને તે સુંદર ચિત્રથી ઉત્પન્ન થતી વિચારમાલામાં ડૂબી જઇને દ્રષ્ટિ સંકેલી લેતો.

ગરબો પૂરો થયો. બીજો શરૂ થતો હતો એટલામાં એક નહિ નીચી, નહિ ઊંચી, પ્રૌઢા ગરબાના વર્તુલમાં દાખલ થઇ. ગરબો શરૂ થયો. રૂપાં જરા વિશ્રાંતિ લેવા ગરબામાંથી નીકળી ગઇ હતી. અને ગરબામાં ફરનારી બીજી યુવતીઓના અભિનયમાં, એમના કંઠમાં ખાસ આકર્ષક તત્ત્વ જણાતું ન હતું એટલે ધનંજય પોતાની દ્રષ્ટિ ફેરવી લેતો હતો. એટલામાં તરત દાખલ થયેલી સ્ત્રી ઉપર એની નજર પડી; અચાનક એના અંગમાં વીજળીના જેવો ઝણઝણાટ થઇ ગયો. બેદરકાર, બેપરવાહ કલાકાર સતેજ થઇ ગયો. વર્તુલમાં ફરતી ફરતી એ સ્ત્રી થોડી થોડી વારે એને સ્પષ્ટ જણાતી અને ધીમે ધીમે પાછી અસ્પષ્ટ થતી જઇ અદ્રષ્ય થઇ જતી. વયમાં મોટી જણાઇ આવતી હતી છતાં એ સ્ત્રી બીજી યુવતીઓને નિસ્તેજ બનાવી દેતી હતી, ઢોળાઇ જતાં સૌંદર્યથી નહિ પણ અમુક પ્રકારના લાવણ્યથી, વેદનાભર્યા અભિનયથી, દુ:ખભરી આંખોનાં અગ્નિસમા ચમકારથી, પોતાને થયેલા વિદ્યુતસમા આઘાતથી આશ્ચર્ય પામીને ધનંજય એ ફરતી આકૃતિનું કાંઇક કડક પૃથક્કરણ કરી રહ્યો. દિવાના પ્રકાશમાં દેહનો વર્ણ યથાર્થ રીતે જોઇ શકાય તેમ ન હતું છતાં તે એટલું તો જાણી શક્યો કે એનો દેહ ગૌરવર્ણો તો નજ કહેવાય. ચિત્રકાર અને શિલ્પીની દ્રષ્ટિએ જે ઉંચાઇ જોઇએ તેટલી ઉંચાઇ તેનામાં ન હતી. સંસ્કૃત કવિઓએ જેમને વારંવાર કૂંભસ્થલની ઉપમા આપી છે એવાં વિકસિત, પુષ્ટ સ્તનયુગલ તે સ્ત્રીના વક્ષ:સ્થલને શોભાવી રહ્યાં નહતા.

પણ ત્યારે એનામાં હતું શું ? એટલે દૂરથી દિવાના તેજમાં, ફરતી આકૃતિની દેહલતાનું આથી વધારે પૃથક્કરણ કરવું અશક્ય હતું; છતાં એટલું તો ચોક્કસ જ કે એ ફરતાં વર્તુલમાં એ સ્ત્રીના જેટલું આકર્ષણ બીજી કોઇમાં એનાં કરતાં વધુ સૌંદર્યભરી યુવતીઓમાં પણ નહતું. આ વસ્તુસ્થિતિનું જેમ પોતાને ભાન થયું તેમ અન્ય પુરૂષોને જ નહિ પણ સ્ત્રીઓને પણ ભાન છે એ સત્ય ધનંજયની ચકોર દૃષ્ટિ પારખી શકી. પરંતુ આ સત્ય જાણવાથી, આ વસ્તુસ્થિતિનું ભાન થવાથી, એ સ્ત્રીને જોતાં જ પોતાના શરીરને થયેલા આઘાતનું કારણ ધનંજયને સમજાતું નહતું. થોડી વાર એ વિચારમાં ધનંજય ગૂંચવાઇ રહ્યો. બે ત્રણ ગરબા ગવાયા, બેદરકારીથી જોવા ઇચ્છતી ધનંજાયની આંખો વારેવારે એ અપરિચિત સ્ત્રીના એકેએક અંગના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અભિનય અને ગતિ નીરખી લેતી.

ત્રણેક ગરબા પછી એ સ્ત્રી એ વર્તુલમાંથી નીકળી ગઇ. આવા અનેક ગરબા ધનંજયે જોયા હતા. અનેક અતિરૂપવતી રમણીઓને તેમાં ફરતી તેણે જોઇ હતી. એ રૂપવતી સ્ત્રીઓમાંથી અનેક યુવતીઓ સુંદર સંગીત સંભળાવી ગઇ હતી. પણ આવી રીતે એક સ્ત્રી ગરબાના વર્તુલમાંથી નીકળી જાય એટલે કોઇ અદ્ભુત સૌંદર્ય દર્શન પ્રાપ્ત થાય અને પાછું અદ્રશ્ય થાય તે પછી જે મીઠો છતાં દારૂણ અસંતોષ અનુભવાય એવી ઊર્મિ આજ સુધી પોતાને થઇ નહતી અને આજે જ શાથી થાય છે એ નહિ સમજાયાથી ધનંજય એ અપરિચિત સ્ત્રી પ્રત્યે ગુસ્સે થયો. એના અભિનયમાંથી અપૂર્ણતાઓ, એના દેહ સૌંદર્યમાંથી ક્ષતિઓ શોધવા એની બુદ્ધિ યત્ન કરવા લાગી. પણ એ કાર્યમાં એના હૃદયની સહાનુભૂતિ એ મેળવી શક્યો નહિ.

આ પ્રમાણે એ અસ્વસ્થ સ્થિતિમાં હતો એટલામાં એની પુત્રી રૂપાં એ જ અપરિચિત સ્ત્રીને લઇને તેની પાસે આવી. પેલી સ્ત્રીના હાથમાં એક અને રૂપાંના હાથમાં બે દૂધના પ્યાલા હતા.

"નાનાકાકા ! છેક અંધારામાં છો, તે દૂધ વગર રહી જ જવાના હતા. એ તો ઠીક થયું કે મને યાદ આવ્યું." રૂપાં ધનંજયને એક પ્યાલો આપતાં બોલી.

"દીકરી થઇને એટલું તો તમારે કરવું જ જોઇએ ને !" પોતાની વ્યગ્રતા છુપાવવા પેલી અપરિચિત સ્ત્રી બોલી.

"મીનામાશી, તમે ઊભાં કેમ રહ્યાં છો ? લ્યો આ ખુરશી. બેસો. નાનાકાકા તમને બેસવાનું કહે એવો ખ્યાલ રાખતાં નહિ !" એક ખુરશી પાસે ખેંચીને રૂપાં પેલી સ્ત્રીને બેસાડતાં બોલી. "પણ નાનાકાકા, હું તમને 'ઇંટ્રોડ્યુસ' કરી દઉં: આ મારા નાનાકાકા—બાપાજી—ધનંજય: અને આ મીસીસ મીનાક્ષી દેસાઇ. મારા પિતા પ્રોફેસર અને ચિત્રકાર છે અને મારા જેવી વિદુષી યુવતીના પિતા છે. મીનામાશી ગરબા અને નૃત્યમાં ઉસ્તાદ છે અને ચિત્રકાર થવાની મહેનત કરે છે. બસ, હું તો હવે જાઉં છું." આટલું બોલી રૂપાં ત્યાંથી દોડી ગઇ.

રૂપાંના ગયા પછી મૌન અસહ્ય થઇ પડ્યું. ધનંજય જેવા પોતાની નાની દુનિયાના પ્રસિદ્ધ પુરૂષની સાથે આ પ્રમાણે વાતચીતનો પ્રસંગ તો શોધ્યો પણ શી વાતો કરવી એ મીનાક્ષીને સ્વાભાવિક રીતે ન સૂઝ્યું એટલે એણે તો દૂધ પીવામાં ચિત્ત પરોવ્યું. પણ ધનંજયને આ પ્રમાણે અપરિચિત સ્ત્રીઓ સાથે વાતચીત કરવી એ અસ્વાભાવિક કે અસાધારણ ન હતું છતાં કોણ જાણે શાથી એનું હૃદય ધડકવા લાગ્યું. પોતાની આ

ક્ષણિક નિર્બલતા ઉપર રોષિત થઇ ધનંજયે બોલવા માટે મીનાક્ષી સામું જોયું. તે જ ક્ષણે મીનાક્ષીએ પણ સામું જોયું. વળી પાછી ધનંજયને વીજળીનો આંચકો લાગ્યો હોય તેવી ઊર્મિ થઇ. એટલા પ્રમાણમાં તો નહિ પણ એથી જરા ઓછા પ્રમાણમાં મીનાક્ષીને પણ એ આંચકાની અસર લાગી હોય એમ જણાયું. તેનાથી કપમાંનું દૂધ ઢોળાયું. દુધ સાળુ ઉપર પડ્યું.

ધનંજય સાવધ થયો. તેણે મીનાક્ષીના હાથમાંથી કપરકાબી લઇને નીચે મૂકી દીધાં અને પોતાનો ખસના અત્તરની આછી સોરમથી પમરતો રેશમી રૂમાલ, મીનાક્ષી પોતાનો રૂમાલ ગજવામાં શોધે તે પહેલાં, તેના હાથમાં ધરી દીધો.

"ના ના, આવો સારો રૂમાલ બગડશે." મીનાક્ષીએ અશાંત અવાજે કહ્યું.

"ડઝન્ટ મૅટર," આટલું બોલતાં ધનંજયનું મુખ લાલ થઇ ગયું. સ્ત્રીઓ પ્રત્યેની આવી સન્માનવૃત્તિ અચાનક પોતાનામાં શાથી ઊભરાઇ આવી તે નહિ સમજાતાં ધનંજય કચવાયો અને તેણે હોઠ કરડ્યા.

મીનાક્ષી રૂમાલ વિષે વધુ આનાકાની કરવાની હિંમત કરી શકી નહિ એટલે તેણે સાળુ ઉપરનું દૂધ એનાથી લુછ્યું; હાથ અને ભૂલમાં મોં પણ તે જ રૂમાલે લૂછી નાખ્યાં અને રૂમાલ પાછો આપતાં કહ્યું: "થેંક્યુ વેરી મચ, ખસનું અત્તર સરસ છે."

"આ ઋતુમાં ખસનું સ્થાન બીજું કયું અત્તર લઇ શકે?" ધનંજયે સ્વાસ્થ્ય મેળવતાં જવાબ આપ્યો અને રૂમાલ પાછો લીધો. 'તમે ક્યાં રહો છો? અહીં જ?"

"હા–હાજી," મીનાક્ષી પણ આટલી વારમાં સ્વસ્થ થઇ શકી હતી તેણે જવાબ વાળ્યો. તમને મળવાની ઇચ્છા ઘણી હતી પણ સંજોગ મળતો નહતો. એટલામાં તમે આ ગરબામાં આવ્યા. મારી ભાણેજ અને રૂપાં ખાસ બ્હેનપણીઓ છે એટલે મેં રૂપાંને આ કામ સોંપ્યું."

"નૃત્યુ અને ગરબામાં હું ઠીક ઠીક રસ લઉં છું એટલે મેં તમારૂં નામ તો અનેક વેળા સાંભળેલું; પણ સંજોગવશાત મેં તમને ગરબામાં ફરતાં કોઇ વાર જોયેલાં જ નહિ." ધનંજય પોતાની બેદરકારી પાછી મેળવતો હતો એટલે તેણે શાંતિથી કહ્યું. "તમારી ભાણેજની બ્હેનપણી રૂપાં એટલે રૂપાંના તમે મીનામાશી થયાં ! હંઅંઅં ! રૂપાંને એવાં સગાં બનાવવાની જબરી આદત છે. હું જરા પુછી લઉં: સીગરેટ પીઉં તેમાં તમને વાંધો તો નથી ને ?"

"દેશી બીડી કે સીગાર પીતા હોત તો વાંધો કાઢવાની ઇચ્છા થાત ખરી પણ સીગારેટમાં મારે કશો વાંધો નથી." મીનાક્ષી બોલી અને બોલતાં બોલતાં હસી. એના હાસ્યમાં રહેલી મીઠાસથી ધનંજયે ચમકીને તેની સામે જોયું. શિયાળાની ગુલાબી ઠંડીમાં હીનાના અત્તરની જેવી હુંફ જણાય છે તેવી હુંફ આ હાસ્યમાં તેને લાગી. સાથે સાથે ધનંજયની દૃષ્ટિ મીનાક્ષીની આંખ ઉપર પડી. મસ્તી, તરવરાટ અને સ્વચ્છંદને બદલે તેને તેમાં કાંઇ અકથ્ય દુઃખનાં ઊંડાણ અને જકડાઇ રહેલ આત્માના સ્વતંત્ર થવાના તરફડાટ જણાયાં.

એટલામાં મીનાક્ષી બોલી: "મને ચિત્રકલાનો શોખ છે. કોઇ કોઇ વાર, તમારી ફુરસદે તમારી પાસે આવું ? વિદ્યાર્થી માફક શીખીને તમને કંટાળો આપવા નહિ, પણ તમે ચિતરો તે જોવા માત્ર!"

ધનંજય આ પ્રસંગ પોતાના અંતરમાં પુનઃ નીરખી રહ્યો. ત્રણ વર્ષ પહેલાનો આ પ્રસંગ. પોતાના શાંત જીવનમાં મીનાક્ષી રૂપી અશાંતિના પ્રવેશનો આ પ્રથમ પ્રસંગ. ધનંજયે કાંઈક અકળાઈને રીસ્ટ વૉચ જોઈ પણ સાડાચારને હજી વિલંબ હતો એટલે સહેજ હતાશ થઈને ધનંજય પાછો વિચારે ચઢયો.

આ પહેલા પ્રસંગ પછીના પ્રસંગોની પરંપરા તેના ચિત્ત સમક્ષ ચલિત–ચિત્રોની પેઠે આવી ગઈ. જેમ જેમ એ ચિત્રો બદલાતાં જતાં તેમ તેમ ધનંજયના મુખ ઉપરના ભાવ પણ બદલાતા જતા હતા. જેમ જેમ પ્રસંગોની પરંપરા તેની દૃષ્ટિ આગળ આવતી ગઈ તેમ તેમ ધનંજય એ પ્રસંગો પુનઃ અનુભવી લેતો હોય–જીવી લેતો હોય તેમ તેના મુખ ઉપરથી જણાતું.

એણે યાદ કરવા માંડયું: એ પહેલા પ્રસંગ પછી આઠ દસ દિવસ સુધી એ મીનાક્ષીને મળ્યો નહિ. પછી મીનાક્ષી અચાનક ધનંજયને ત્યાં આવી. ચિત્રકલા, સંગીત, સાહિત્ય વગેરે વિષયો સંબંધી ધનંજયે તેની સાથે વાર્તાલાપ કર્યો. ચાહ પીવાઈ અને બીજાં સાધારણ ગપ્પાં મારવામાં આવ્યાં. તે પછી ધનંજય કોઈક કોઈક વેળા મીનાક્ષીને ત્યાં જતો પણ ઘણું ખરું મીનાક્ષી જ ધનંજયને ત્યાં આવતી.

આરંભમાં જેમ ધનંજય એની અન્ય સ્ત્રી મિત્રો જોડેવાર્તાલાપ કરતો તેમ મીનાક્ષી જોડે પણ તેણે કટાક્ષ, મશ્કરી, ઉપહાસ વગેરેના મિશ્રણથી નકલી વાર્તાલાપ કરવાનો યત્ન કર્યો. પણ કોણ જાણે શાથી મીનાક્ષીની સામે એનું આ વર્તન ઝાઝી વાર ટકયું નહિ. શરૂઆતમાં એ આમ કરતો પણ પછી તરત જ એનાથી ગંભીર થઈ જવાતું. ધીમે ધીમે પરિચય વધ્યો. મીનાક્ષી તેની પાસે ચિત્રકલા અને

સાહિત્યનું થોડું થોડું જ્ઞાન મેળવતી જતી હતી પણ ધનંજયને થોડા સમયમાં જ ભાન થયું કે જે જ્ઞાન આપવાની ઇચ્છા કરતાં કાંઇક જુદી અને બલવત્તર ઇચ્છા ધનંજયને તે મૈત્રી પ્રત્યે ધસડી જતી હતી. મીનાક્ષીના જ્ઞાનના કરતાં, મીનાક્ષીના દેહ સૌંદર્ય કરતાં, મીનાક્ષીના આત્માની સુંદરતા અને તેનું ગહન ઊંડાણ ધનંજયને વધુ અને વધુ આકર્ષતાં હોય તેમ જણાયું. છતાં મીનાક્ષીનું હૃદય તે પારખી શકયો નહિ. એક ક્ષણ એને થતું કે મીનાક્ષીમાં પણ પોતાના જેવા જ ભાવ ઉત્પન્ન થાય છે, બીજી ક્ષણે તેને લાગતું કે એ ધારણા ખોટી છે.

એક પ્રસંગ તેની દૃષ્ટિ આંગળ આવ્યો: મીનાક્ષી બેએક કલાક પોતાની સાથે વાત કરતી બેઠી હતી. ચાકર અને ભટ્ટની ગેરહાજરીમાં મીનાક્ષીએ તે દિવસે ચાહ કરી હતી. તે પીવાઇ રહી. મીનાક્ષી જવા ઉઠી, ધનંજય પણ તેને વળાવવા ઉઠયો. બારણામાંથી ગેલેરીમાં જતાં મીનાક્ષી બોલી: "જાઉં છું, હોં!"

ધનંજયે સહેજ ઊર્મિભર્યા અવાજે જવાબ આપ્યો: "આવજો. કયારે આવશો?" અને સહસા ધનંજયથી હાથ લાંબો થઇ ગયો. મીનાક્ષી જરા ખેંચાઇ પણ એની દૃષ્ટિ બીજી તરફ ઢાળી એણે હાથ લંબાવ્યો. હસ્તધૂનન કરવામાં વપરાય તેના કરતાં સહેજ વધુ બલનો ધનંજયે ઉપયોગ કર્યો. મીનાક્ષી ગઇ. આવી રીતે સ્ત્રીઓ સાથે હસ્તધૂનન કરવાની ધનંજયને ટેવ ન હતી, છતાં આ વેળા તેણે કર્યું? શા માટે? ધનંજયના હૃદયે અને બુદ્ધિએ આવડી નાની વાતને મોટું સ્વરૂપ આપી તેને વિષે અનેક વિચાર કર્યા. એ નાના પ્રસંગને હસી કાઢવાનો યત્ન ધનંજયે કર્યો પણ તેમાં તે નિષ્ફળ ગયો. ત્યાર કેડે મુલાકાતો પૂરી થતાં ધનંજય હાથ લંબાવતો, મીનાક્ષી પોતાનો હાથ ઉત્તરમાં આપતી. પરિણામે બંનેના હાથનો

ગાઢ સ્પર્શ થતો. આવી વેળાએ ધનંજયથી મીનાક્ષીના મુખભણી જોઇ શકાતું નહિ. મીનાક્ષી ધનંજય સામું જોતી નહિ.

તે પછીનો એક પ્રસંગ : મીનાક્ષી આવી પણ એને બીજું અગત્યનું કામ હતું એટલે પાએક કલાક બેસીને ચાલી જવાની હતી. આ ઉપરાંત મીનાક્ષીએ જણાવ્યું કે પોતે એકાદ બે માસ બહારગામ જવાની હતી. મીનાક્ષી જોડેના પરિચયને તે વેળા બેએક વર્ષ થઇ ગયાં હતાં. એ મુદતમાં ધનંજય પોતે બહારગામ ગયો હતો, મીનાક્ષી પણ ગઇ હતી; એટલે આમ બહારગામ જવાનો પ્રસંગ અસ્વભાવિક કે અસાધારણ નહતો છતાં છતાં આ જ વખતે શા માટે પોતે આ સમાચાર સાંભળીને ધ્રૂજી ઉઠયો ?

"તમે-તમે ચાહ પણ નહિ લેશો ?" ધનંજય કંપિત અવાજે બોલ્યો.

"તૈયાર હોય તો લઇશ શા માટે નહિ ?" એવું એ જ રહસ્યભર્યું, વેદનાભર્યું, આછું સ્મિત કરીને મીનાક્ષીએ જવાબ દીધો. પોતાની વ્યગ્રતા છુપાવવા અને સ્વાથ્ય મેળવવા જાણે ન કરતી હોય તેમ મીનાક્ષીએ મુખ પરનો પ્રસ્વેદ લૂછવા પોતાનો રૂમાલ કાઢયો. મીનાક્ષીના એ સાધારણ, નાના રૂમાલ ઉપર ધનંજયની આંખ ઠરી ગઇ. એનાથી વિચાર કર્યા વિના બોલાઇ ગયું. "મને એક વસ્તુ નહિ આપો ?"

અવાજમાં રહેલ વેદનાથી જરા ચમકીને મીનાક્ષીએ પૂછયું. "શી ?"

"આ–આ રૂમાલ," ધનંજયનાં હૃદયમાં વ્યથા વધતી જતી હતી. દૂરથી, તટસ્થતાથી સ્ત્રીઓનાં હૃદય અને સૌંદર્ય પારખનારને આ માર્ગ અપરિચિત હતો. કાંઇક અરૂચિકર પણ

લાગતો હતો છતાં તે નિરૂપાય હતો. હૃદયની આજ્ઞા સામે થવાને તે અશક્ત હતો.

"આવા રૂમાલ ઉપર તે શું મોહ્યા?" મીનાક્ષી બોલી અને પાછું એ જ રહસ્યભર્યું, વેદનાભર્યું સ્મિત. "સરસ રેશમી રૂમાલ ઉપર ભરતકામ કરીને આપીશ."

આ જવાબ, આ સ્મિત અને એમાં રહેલ અસ્પષ્ટતા છતાં આશા, એ બધાંથી સરલ માર્ગી, શાંતિપ્રિય ધનંજય અકળાઈ ગયો. તે બોલ્યો. "જાણી જોઈને તમે આમ બોલો છો?—કે આવી બાબતોમાં અજાણ્યાં છો?" બોલતાં બોલતાં એના મુખ ઉપર અસહ્ય વેદના તરી આવી. તે પુનઃ બોલ્યો. "મારે આ જ રૂમાલ જોઈએ છે. આપો છો?"

ખંડ અને ગેલેરીના વચલા બારણા આગળ મીનાક્ષી ઊભી હતી. અકથ્ય, અવર્ણનીય આશા વાંછનાની પૂતળી સમી, તે ક્ષણભર ધનંજય સામે નીરખી રહી. તેની આંખમાંથી, તેની આખી આકૃતિના અભિનય ઉપરથી ધનંજયે તેના હૃદયના ભાવ પારખવાનો યત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ ગયો. ધનંજય બહાવરો બની ખુરશી ઉપરથી ઊભો થયો.

"તમે રૂમાલ ઝૂંટવશો?" મીનાક્ષીએ પેલું જ સ્મિત કરીને પૂછ્યું.

ધનંજય આવેશ અને તિરસ્કારયુક્ત હાસ્ય હસ્યો અને બોલ્યો. 'કોઈ પણ વસ્તુ બલાત્કારે લીધી નથી અને લેવાની ઇચ્છા પણ નથી. આપો છો?"

મીનાક્ષીએ બીજી દિશામાં જોઈને જ ઉત્તર આપ્યોઃ

"ઓહોહો ! કેટલું મોડું થઇ ગયું ! વાતમાં ખબર જ નહિ રહી. ચાઆઆલો જાઉં છું."

હજી ધનંજય ઉત્તર વાળે તે પહેલાં મીનાક્ષીએ જરા પાસે આવીને ધનંજયના હાથમાં રૂમાલ મૂકી દીધો અને ત્વરિત ગતિથી તે ચાલી ગઇ.

આ પ્રસંગ પછી ધનંજયના હૃદયમાં અસ્વસ્થતા અને અશાંતિ વધતાં ગયાં. મીનાક્ષીને મળવાને માટે તેની ઇચ્છા અને આતૂરતા હદ ઓળંગી ગયાં.

વળી એક બીજો પ્રસંગઃ ઠરાવેલા સમય કરતાં લગભગ એક કલાક મોડી, મીનાક્ષી ધનંજયના ખંડમાં દાખલ થઇ. ઉભય ની વાતમાં ગાંભીર્ય અને વેદનાનું પ્રમાણ વધતું જતું હતું; છતાં ઉભય એ વાર્તાલાપને હળવી સપાટી ઉપર રાખવા યત્ન કરતા હતાં.

તદ્દન સાદી, સરલ વાતો થતી હતી. સહસા ધનંજય બોલી ઉઠયો. "સારૂં છે કે તમારો રૂમાલ મારી પાસે છે, નહિ તો હું ગાંડો જ થઈ જાત; કારણ કે દિવસમાં ત્રણચાર વખત મીનાક્ષી જોડે વાત નહિ કરૂં તો મને ચેન જ પડતું નથી. આ તો રૂમાલ સાથે વાત કરી લઉં છું."

પળવાર ગંભીર મૌન, પછી તરત જ પેલું સ્મિત કરતી મીનાક્ષી બોલી. "ગાંડપણ નંબર વન !"

ઉત્તરને ગણકાર્યા વિના ધનંજય બોલ્યો. "અને એક વેળા તમારા અંબોડામાંથી બેએક સોયા પડી ગયા હતા તેમની જોડે વાત કરવામાં તો ખરેખર ઘણો જ આનંદ આવે છે. તમારા હૃદય કરતાં એમના હૃદયની કોમળતા વધારે છે."

"ગાંડપણ નંબર ૨ !" પાછું સ્મિત કરતી મીનાક્ષી બોલી.

"હું ગાંડો જ બની ગયો છું. પછી એમ સંખ્યા ગણવાથી પાર કેમ આવશે ?' " પ્રેમની પાગલતાના સાફ ચિહ્ન પોતાની આંખમાં દર્શાવતો ધનંજય બોલ્યો. "મારું પાગલપણું નિર્મૂળ કરવા, એમ નહિ બને તો છુપાવવા મેં અત્યાર સુધી યત્ન કર્યા છે, પણ એટલી શક્તિ પણ રહી નથી." ધનંજય આ જ પ્રકારનું વધુ બોલવા જતો હતો પણ એટલામાં તેણે મીનાક્ષીનાં કાંઈક અકળાએલાં મુખ સામું જોયું. આથી તે જરા અચકાઈને પુનઃ બોલ્યો : "મીનાક્ષી જરાય અકળાશો નહિ ! મેં એકવાર તમને કહ્યું હતું. આજે પુન : કહુંછું. કોઈ પાસે મેં બલાત્કારથી કોઈ વસ્તુ લીધી નથી, લેવાની મને ઇચ્છા પણ નથી. અને બલાત્કારે લીધેલ વસ્તુની–પ્રેમની કિંમત પણ શી ?" આટલું બોલ્યા પછી, શ્રમથી પીડાતો હોય તેમ ધનંજય બોલતો અટકી ગયો, ખુરશી પર બેસી ગયો. બંનેએ થોડી ક્ષણ ગાઢ મૌન અનુભવ્યું.

ધનંજયે વિચારમાલામાંથી જાગૃત થઈને પાછું ઘડિયાળ સામું જોયું : સાડાચાર ઉપર પાંચ મિનિટ થઈ હતી. ધનંજયની અધિરાઈ વધી ગઈ. તેની નિર્મળ આંખોમાં પ્રેમનાં ઘેન તેની ઉન્માદાવસ્થા સ્પષ્ટ જણાવતાં હતાં. તેના હાથમાં સ્હેજ કંપ હતો. એટલામાં ગેલેરીના બારણા ઉઘડયાં. મીનાક્ષી દાખલ થઈ. તેની સામા આશા–નિરાશા–આનંદ–દુઃખ ભર્યો તીક્ષ્ણ દ્રષ્ટિપાત કરીને ધનંજયે પોતાના બંને હાથ લાંબા કર્યા. કાંઈક નીચું જોઈને મીનાક્ષીએ પોતાના બંને હાથ સામા ધર્યા. ચારે હાથે એકેકને સ્પર્શ્યા.

બંને બંધમાં દાખલ થયાં. ખુરશીઓ ઉપર બેઠાં છતાં વાસનાથી ભાન ભૂલ્યું નહિ. પોતે પાછી દોઢેક માસ વતન જવાની

હતી એથી છેલ્લી વાર નીરાંતે મળવા આવી હતી એમ કહેવાનો મીનાક્ષીએ યત્ન કર્યો; પણ વાક્ય અસ્પષ્ટ અને અધૂરૂં જ રહ્યું. પાંચસાત મિનિટ મીનાક્ષી મોડી આવી એને લઈને એને ઠપકો આપતા શબ્દો ધનંજય બોલવા ગયો પણ તેમાં તે નિષ્ફળ ગયો. મીનાક્ષી ખુરશીના હાથા ઉપર પોતાની આંગળીઓથી તાલ દેતી હતી; પણ હૃદય અને શરીરની અસ્વસ્થતા એમાં તરવરતી હતી.

ધનંજયનું મગજ ફાટફાટ થતું હતું. "મીનાક્ષી–મીનુ–મીનુ–" ધનંજયે પુનઃ બોલવાનો યત્ન કર્યો અને બોલીને અસહ્ય થતા મૌનને તોડવાનો યત્ન કર્યો. પણ તેનાથી આગળ બોલાયું નહિ અને એણે યાચનાથી, દુઃખભરી આતુરતાથી બે હાથ ધર્યા. પોતાનામાં બળ હતું તેટલું એકઠું કરી તેણે પોતાના પ્રેમમત્ત થયેલ નયનો મીનાક્ષીના મુખપર ઠેરવ્યાં. મીનાક્ષીએ પણ હૃદયમાં જાગેલાં મદોન્મત્ત તોફાનની સામા છેલ્લો યત્ન કર્યો અને તેમાં નિષ્ફળતા મળતાં પોતાના ઊંડા ઊંડા નયનોદ્વારા ધનંજયના નયનોનો પ્રેમ ઝીલ્યો, પોતાના બંને હાથ તેણે ધનંજયને આપ્યા.

બંને વચ્ચેનું અંતર ઘટ્યું. ધનંજયે બંને હાથ પકડીને મીનાક્ષીને ઊભી કરી અને પોતે પણ ઊભો થયો. અલ્પ ક્ષણ ઊભયનાં નેત્રો એકેકને નીરખી રહ્યાં. ધનંજયે મીનાક્ષીને ખેંચીને પોતાના ભુજયુગલમાં આવરી લીધી. મીનાક્ષીએ પોતાનું મુખ ઊંચું કર્યું. ધનંજયે પોતાના ઓષ્ટ મીનાક્ષીના ઓષ્ટને ગ્રહવા નીચા કર્યા. અસ્પષ્ટ, મૃદુ મધુઝરતો મીનાક્ષીનો અવાજ ટહુક્યો "ગાંડપણ નંબર—" એટલામાં તો એકેકના ઓષ્ટ એકેકમાં ભળી ગયા.

મીનાક્ષીને ગયાને પાંચ સાત મિનિટ થઈ હતી. તેના ચુંબનોનો ઉન્માદભર્યો આસ્વાદ, તેના પરસ્વેદનો મીઠો પરાગ, તેના

અંગના સ્પર્શથી ઉત્પન્ન થયેલ અપૂર્વ આનંદ, એ સર્વના ઘેનમાંથી હજી ધનંજય મુક્ત થયો નહોતો તેટલામાં ટપાલની પેટીમાં ટપાલચીએ એક પત્ર નાખ્યો. ઉદાસીન વૃત્તિથી ધનંજયે ગેલેરીમાં જઈને તે પત્ર લીધો. ગોપાળના અક્ષર પરખાયા. પાકીટ ઉપાડીને તેણે પત્ર વાંચ્યો. લાંબા પત્રને છેડેની લીટીઓ તેની આંખને આકર્ષી રહી:

"—જાતિ-આકર્ષણ અને જાતિ-પિપાસા પ્રત્યે આપણા સમાજની માફક આંખમીંચામણાં કરવાને બદલે ખુલ્લી રીતે તેના અસ્તિત્વનો સ્વિકાર કરતાં અહીંનાં સ્ત્રી-પુરૂષોને હું વિહાર કરતાં જોઉં છું ત્યારે મારા અડગ, અજય્ય ધનંજયની મૂર્તિ મારી આંખ આગળ ખડી થાય છે અને મારા અંતરમાં સહજ વિચાર સ્ફુરે છે કે આપણા દેશના મૃતવત્ શાંતિ અનુભવતાં જીવનને બદલે ધનંજય અહીંનું જીવન અનુવભતો હોય તો તે આટલો અડગ, ઉદાસીન, અજેય્ય રહી શકે ખરો ? તેના જીવનમાં પરિવર્તન થાય કે નહિ ?—"

ચઢેલાં ઘેનને, તેમાંથી પરિણમતી અનેક મીઠી ઊર્મિઓને બલપૂર્વક પોતાના હૃદયમાં ગૂંથી લેવા મથતો ધનંજય ઉપલી લીટીઓ વાંચી ખડખડ હસ્યો—વિકટ, બેદરકાર, ખેદભર્યું, સંતાપજનક, દિવ્યાનંદના ઓઘ ઉછાળતું, અશાંતિના સાગરસમું નિષ્કપટ હાસ્ય !

# હૃદયપલટો

શ્રી 'ધૂમકેતુ'

હિમાલયે અનેક બચ્ચાંને પોતાની આંગળીએ વળગાડ્યાં છે. બધાં જ બચ્ચાં સુંદર રસભર્યાં લાગે છે. જાખલી નામે એક પહાડી ગામ હિમાલયની તળેટીના ડુંગરાઓમાં છે. મેળામાં જતાં કોઈ નાનાં બચ્ચાંની માફક વિવિધ શણગાર ધરીને તે ઊભું છે. ઝેરીલી નાગણની માફક અનેક વળાંક લઈને ફરતી–કાલકા સીમલા રેલવેની લાઈન એની ઉપરના ડુંગરાઓમાંથી ચાલી જાય છે. જાખલીની એક તરફ રમણીય ઝરાઓ અખંડ વહન કર્યા કરે છે. બીજી તરફ જલધિજલના તરંગ જેવા અનેક ડુંગરાઓ પર 'કેલુ' અને 'બરાસ'નાં સુંદર રાતાં ફૂલોવાળાં વૃક્ષો 'ફેથ', 'ચીલો' ને 'કચોર'*ની વચ્ચેવચ્ચે ડોકિયાં કરે છે. ગગનસ્પર્શી દેવદારનાં વૃક્ષોથી

---

*આ બધાં પહાડી ઝાડોનાં નામ છે.

એક તરફની ખીણ ભરાઇ ગઇ છે, તો બીજી તરફ 'મજનું' પોતાની લાંબીલાંબી ડાળીઓ છેક જમીન સુધી લંબાવીને ધરતીને ચુંબન કરતાં કરતાં હારની હારમાં નદીને કાંઠે ઉભાં છે. ભારે ઘાટી છાયા-વાળાં 'ભોર' નામે વૃક્ષોથી વચ્ચે વચ્ચે આવેલાં મેદાનોના કકડા છવાઇ ગયા છે. અહીં પહાડી લોકો ડુંગરે ડુંગરે પોતાનાં પહાડી ગીતો ગાતા ફર્યા કરે છે. તળેટીમાં મધુર અવાજો થાય છે; પહા-ડોમાંથી ગંભીર પડઘા આવે છે; પગદંડીએ પગદંડીએ બંસીનાં ધેરા સૂર છુટે છે.

હજી તો વૈશાખના ધૂમ તાપથી દિલ્હી આગ્રાનાં લોક પોતાનાં ઘરમાં શેકાતા હશે, ત્યાં તો અહીં જાબલીના ડુંગરાઓ પર વાદળાં છવાઇ ગયાં. વાદળાંના ગોટેગોટા વનરાજિ વચ્ચે ફરવા લાગ્યા, ને મૂળે સુંદર હતું તે દૃશ્ય આજે અત્યંત સુંદર બની ગયું. ધીમો ધીમો વરસાદ પડવો શરૂ થયો હતો; પોતાના ભારા લઇ લઇને પહાડી સ્ત્રીઓ ઝપાટાબંધ ઘર તરફ વળી રહી હતી; વાદળાં ઘેરાતાં હતાં, સાંજ નમતી હતી, ગાયો પાછી વળી ગઇ હતી ને બંસીવાળા અનેક પહાડીઓ બંસી હાથમાં રાખી લઇ સાવચેતીથી પણ ઝડપથી પગદંડી ઊતરતા હતા.

સીમ બધી ઘર તરફ ચાલી રહી હતી, છતાં સૌથી ઉંચેના ડુંગરા પર એક સ્ત્રી પોતાના ભારાને અઢેલીને નીરાંતે બેઠી હતી, વરસાદની દરકાર ન હોય ને ઘેર જવાની ઉતાવળ ન હોય તેમ, ભારા પર કોણી ટેકવીને તે આડી પડી હતી અને પોતાની હથેળી પર માથું રાખ્યું હતું. એક પગ લાંબો કરી, બીજા પગને સાથળ નીચે દાબી તે તદ્દન બેદરકારીભરી રીતે સામેના અનેક ડુંગરાઓ પર આંખ ફેરવી રહી હતી, અને વચ્ચે વચ્ચે જરાક જેટલો અવાજ આવતાં ઉપરની પગદંડી પર નજર કરી લેતી હતી. તે કોઇની રાહ

જોઈ રહી હતી. જેની રાહ જોતી હતો તે હજી આવેલ નથી એમ જોઈને તેણે નીરાંતે શરીરને જરા વધારે લંબાવ્યું. તેના માથા પર ને ગાલ પર, હાથ પર ને પગ પર વરસાદની ઝીણી છાંટ પડવા લાગી. વરસાદને જાણે હાથથી ધકેલી કાઢતી હોય તેમ તેણે પોતાનો હાથ લાંબો કરીને હવામાં ચારે તરફ ફેરવ્યો.

'અંહ, દૂર થાઓ. બારે મેઘ તૂટે કે વિજળીના કડાકા થાય, પણ આજે તો એને મળીને જ જવું છે.'

કુદરત એના હૃદયને પારખી ગઈ હોય તેમ ફરવા લાગી. આકાશમાં વાદળાં છુટાં પડતાં હતાં અને ડુંગરા પરથી અનેક વાદળીઓ ઉંચે ચડતાં હતાં. સ્પર્શ કરવા માટે કે જોવા માટે એક વાદળું આ જુવાન બેદરકાર અભિમાની સ્ત્રીને પણ વીંટાઈ વળ્યું હતું. તે વખતે ઉપરની પગદંડી પર પગરવ થયો, જરાક ચેરા બંસીનો અવાજ પણ સંભળાયો, અને 'કુંતી! રાજીબાજી બી તુસે?'* એમ બોલતો એક જુવાન નીચે ઊતરવા લાગ્યો.

આવનાર જુવાનનો ચહેરો રૂપાળો, રસભર્યો, અને મોહક હતો. બહુ લાંબુ નહિ તેમ અત્યંત ટુંકુ નહિ એવું સીધું કસાએલું પાતળું શરીર, સાદી સુરવાલ, કોટ ને સાફામાં વધારે રૂપાળું લાગતું હતું. એક 'હિલ સ્ટિક' નો આધાર લઈને તે ચાલતો હતો.

આવીને તરત તે નીચે બેસી ગયો. કોઈ શહેનશાહબાનુ જરાક આંખ ફેરવે તેમ આંખ ફેરવીને કુંતી હોઠે આવેલું સ્મિત દબાવી ગઈ; પણ તેનાથી બોલાઈ તો ગયું, 'રાજી તુસે? બીરપાલ!'

બીરપાલ કુંતીની પાસે વધારે ઢળતો આવ્યો. કાળા પરમેટાની તંગ ઉરેબ સુરવાલવાળો પગ કુંતીએ થોડો સમાર્યો; તેના પગમાં

---

*તું રાજી છો?–તું મનમાં છો? તુસે=તું (પહાડી બોલી)

પડેલી 'પંજેબ' જરાક મધુર અવાજ કરીને છાની થઈ ગઈ; મદભર્યાં તેનાં નેણ બીરપાલ તરફ ફર્યાં.

'ઇતની દેરી ક્યું હો ગઇ ?'

પોતાની હિલ સ્ટિક ઘાસના ભારાને અઢેલીને મૂકી દઈ બીરપાલ હજી વધારે પાસે સર્યો. તેણે ધીમેથી, હેતથી, માનથી કુંતીનો હાથ હાથમાં લીધો.

'કુંતી ! આજ જરા દેરી હો ગઇ.'

બીરપાલ એટલા વિનયથી બોલ્યો કે કુંતી હસી પડી. કુંતીએ આછા મલમલનું ફૂલગુલાબી પહેરણ પહેર્યું હતું, અને તેના પર ગાઢા વાદળી રંગનો ખુલ્લા મોંનો મખમલનો તંગ કબજો હતો. ફસીકસીને પહેરેલો કબજો તેના યૌવનને કૈં ઓર પલટો આપી રહ્યો હતો. ધોળાં બટનની હાર આછા આસમાની રંગની ઓઢણીમાંથી સ્પષ્ટ દેખાતી હતી. કુંતી વધારે ને વધારે હસતી ગઈ. તેના બાલ પર ચોંટેલાં થોડાંક વરસાદનાં બિંદુ મોતીની સેર જેવાં લાગતાં હતાં. તેમને ખંખેરી નાખવામાં બીરપાલ ગુંથાયો.

વાદળનાં ગોટેગોટામાં બંનેજણ ફરી છુપાઇ ગયાં. છેટેછેટે જાબલીનાં ઘરનાં છાપરાં પર ઊગેલું ઘાસ દેખાતું–ન દેખાતું હતું.

'તું સીમલા ક્યારે જાય છે, બીરપાલ ?'

'હવે બે અઠવાડિયાં પછી.' બીરપાલે કુંતીના બાલની એક લટ સમારતાં ઉત્તર આપ્યો. તેણે પોતાના ખીસ્સામાંથી સીગારેટ કાઢીને કુંતીને આપી. એક પોતે સળગાવી. સીગારેટના ધુમાડાનાં ગોટા વાદળાં સાથે મળી જવા લાગ્યા.

'મને સાથે લેતી જશે !—કે હું પછી આવું ?'

'જેમ તારી મરજી.'

કુંતી ઘડીક વિચારમાં પડી ગઇ. તેની સંમે ખીલેલાં કેસુ અને બરાસનાં રાતાં ફૂલ તેને મદ અને ઇશ્કનો પ્યાલો પાઇ રહ્યાં હતાં.

તે સડાપ બેઠી થઇ ગઇ. તેનું ખુલાક જરાક ધ્રૂજ્યું. તેણે બીરપાલ સામે તીરછી આંખે જોયું.

'બીરપાલ! તું મને છેવટની ઘડી સુધી નિભાવી શકીશ કે?'

'સુરજ અને ચંદ્રની સાક્ષીએ.'

'અને મારો મિજાજ?'

'પ્રેમથી જાળવીશ.'

કુંતીએ તેને ફરી ધ્રૂજાવ્યો, 'મારા જેવી ઓરત તેં કદી નહિ જોઇ હોય હો! તું આગને અડી શકીશ?'

બીરપાલે કુંતીના માથાને હાથમાં લઇ તેને પોતાના ખોળામાં સુવાડી દીધું. એક હાથે ખુલાક સમારી તેના હોઠ પર હાથ ફેરવ્યો. 'કુંતી! તું આટલી તીખી કેમ છે? હું તને સુરજ અને ચંદ્રની સાક્ષીએ પાળીશ.' અને બીરપાલે પોતાનું મો નીચું નમાવ્યું.

પણ કુંતીએ બે હાથથી પોતાનું મોં ઢાંકી દીધું હતું.

તે દિવસે છેક મોડેથી એક તુટેલ જર્જરિત ઝૂંપડામાં પોતાના ભારા સહિત કુંતીએ પ્રવેશ કર્યો.

પહાડી લોકો મૂળે ગરીબ તો હોય છે જ; પણ કુંતિનો પતિ તીલકુ વધારે ગરીબ હતો. હાડકાંના માળખા જેવા બે પહાડી

નાનાં બળદ લઇ તે સવારમાં પોતાના ખેતરમાં જતો. એના ખેતરને કાંઠે કાંઠે એક બે સુંદર ઝરા વહેતા હતા અને એનાં પાણી ધોરિયા મારફત ખેતરમાં વાળી લીધાં હતાં. પોતાના ખેતરમાં ડાંગર અને ઘઉં પકાવીને તીલપુ ગુજરાન ચલાવતો. ક્યારેક ધરમપુર, સોલન કે સીમલા સુધી મજૂરીએ ચાલ્યો જતો. અને ઉનાળાંના દિવસોમાં જ્યારે સીમલા ભરાઇ જતું ત્યારે ત્યાં જઇને તે નોકરી કરી આવતો. પણ એટલું છતાં, હજી એના ઘર પર પતરાંને બદલે ઘાસનું છાપરું હતું, અને એના પર રાતી માટી પાથરી ઉપર છો જેવું કરી દીધું હતું. છો ઉપર કેટલાક સુંદર ફુલછોડ તીલપુએ વાવ્યા હતા અને કુંતીએ ઘરની ગાર ઉપર ગેરૂનાં ચિત્રો કાઢયાં હતાં. છતાં, આખા જાબલીમાં એ ઘર સૌથી ગરીબ હતું.

તીલપુ એક વખત સીમલા તરફ ગએલો ત્યારે ત્યાંની આસપાસથી કુંતીને પરણી લાવ્યો હતો, એના જેવા ઠંડી પ્રકૃતિના માણસે આ ભારે ભૂલ કરી હતી. દિલ્હી, આગ્રા, પતિયાલા, નાભા, ફરીદકોટ વગેરે સ્થળોના જમીનદાર અને રાજામહારાજાઓના નોકરો સાથે કુંતી ઉછરી હતી. તેણે સાદું જીવન અને દુઃખના દિવસ જોયા નહોતા. તેણે પુરુષોને પોતાની આસપાસ નાચતા ને નમતા જોયા હતા. તે પહાડની છતાં અનેક રીતે પહાડી મટી ગઇ હતી. તેણે ધોળાં ઘાસ કે ‘ કમરોડી ’ના *ભારા લઇને બબ્બે હજાર ફુટની ઉંચાએથી પાણીના ધોધની માફક પગદંડીએ ઊતરવાની મઝા ભોગવી ન હતી. મોટો લાંબો ઝબ્બો પહેરેલી અંગ્રેજ લોકની આયાઓની સાથે સાથે એ પણ ફર્યાં કરતી. તેનો બાપ નોકર હતો, મા પણ કોઇ લાટસાબને ત્યાં આયા તરીકે હતી, અને પોતાના મૂળ પહાડી સ્વભાવને તો હવે તેઓએ લગભગ વિસારી

* એક જાતનું ઘાસ છે.

દીધો હતો. કુંતીનો વિવાહ તીલકુ સાથે થયા પછી થોડે વખતે તેનાં માતપિતા મૃત્યુ પામ્યાં અને તે જામલીમાં આવી તીલકુ સાથે જ રહેવા લાગી.

પણ તેણે પહાડી ગુણ ખોયો હતો. ડુંગરાઓ મઝા આપે એવું કસરતબાજ શરીર કે પ્રકૃતિ તેણે ગુમાવ્યાં હતાં. તેણે તો સીમલામાં ખૂબ સીગારેટ ફુંકી હતી; અનેકને હસાવી ફોસલાવીને ' અમૃતી ' કે બંગાળી ' સંદેશ ' ઉડાવ્યાં હતાં; અને કોઈકોઈ બાબુના ' દિલની આગ ' ને જરા ઠંડી કરવા મચ્છીનું શાક પણ ઉડાવી આવતી. આવી કુંતીને જામલીમાં તીલકુના સાદા ઘરમાં અને પાછું તીલકુ જેવા સાદા માણસ સાથે જીવન ગાળવું આકરું થઈ પડયું. સવારે ઉઠવું ને મુડદાલ જેવાં બળદ હાંકી ડાંગરના ખેતરમાં જવું; પાસેના ધરામાંથી પાણી લાવવું, આલુનું શાક કરવું ને રોટલા ઘડવા; વખતે ઘાસના ભારા લેવા ડુંગરાઓની પગદંડીએ ચડવું;—આ જીવન કુંતીને ફાવ્યું નહિ. એને તો સીમલા રગેરગમાં રમી રહ્યું હતું. 'ડાબી બાંય' 'ડાબી બાંય' કરતી દોડતી રિક્ષા, બૅંડ વાજાં ને યુરોપિયનના નાચ, રોફબંધ ચાલતા લાટ સાહેબો ને મેમસાહેબો, પોતાની આસપાસ ગુંજારવ કરતા અનેક પુરુષો, આવું આવું એના જીવનનાં સંસ્મરણોમાં ભર્યું હતું. હવે એને આ ઘર પોસાય તેમ હતું નહિ. છતાં તેણે સુખે દુઃખે સાત આઠ વર્ષ તો કાઢયાં. તે દરમિયાન તેને એક પુત્ર થયો. આજે તે પણ લગભગ સાત વર્ષનો હતો. કુંતીનો મદ ભર્યો અત્યંત રમણીય ચહેરો આ છોકરાને વારસામાં મળ્યો હતો. રાજવંશી ગૌરવ, અકારણ અને અસ્થાને, આ ગામડિયાના છોકરામાં પ્રગટ થયું. પોતાની માને માટે મરી પડે એટલો બધો પ્યાર પણ એનામાં આવ્યો. એની મા ભારો લઈને પગદંડીએથી ઊતરતી હોય

ત્યારે છોકરો એકીટશે પણ ચિંતા ભરેલા નેને એને કલાકોના કલાક અગાઉથી નિહાળતો ઉભો રહેતો. પણ જેટલી પ્રીતિ છોકરાને હતી તેટલી જ બેદરકારી માને હતી. કુંતીનો વિલાસી, અભિમાની, તીખો સ્વભાવ તીલકુની ગરીબીથી વધારે તીખો બન્યો હતો. તે તીલકુને ઘણી વખત ધમકાવતી; છોકરાને પણ ઝાપટી કાઢતી. બંનેને રડતા મુકી પોતે નીરાંતે સીગારેટ ફુંકયા કરતી!

પણ એનો છોકરો દોલત માયાભર્યો હતો. તે આવી ને છેવટે માને વળગી પડતો અને એના હાથ પર, પગ પર, ગાલ પર, બાલ પર, ચુંબનનો વરસાદ વરસાવી મૂકતો. પોતાની વહાલસોઇ રીત પ્રમાણે વારંવાર પૃછ્યા કરતો, 'બોલની મા, તું કેમ નથી બોલતી?'

અને કુંતી હસીને તેને તેડી લેતી, એ વખતે કુંતી તો અકસ્માત જ બોલતી; વણ સાચા વહાલમાં માણસથી કયારેક ભવિષ્યવાણી બોલાઇ જાય છે. 'બેટા! તું મને ઉગારશે—તારશે એમ લાગે છે.' અને સજળ નેને માદીકરો એક–બીજાની હુંફમાં ઘણાઘણા કલેશના પ્રસંગો ભૂલી જતાં.

પરંતુ કાલકા–સીમલા રેલવે દિવસમાં એ ચાર વખત નીકળતી, ત્યારે તેની સીસોટી વાગતાં કુંતીનું મન સીમલામાં જઇ બેસતું. રૂપાળાં લૂગડાં, નાજુક ઘરેણાં, ચોખ્ખા હાથ પગ ને રૂપરૂપના અંબારને વખાણનારા—પૂજનારા—એની પાસે નાચનારા અનેક પુરૂષો;—આ બધું કુંતીથી કયારે યે ભૂલાતું નહિ. ખરી રીતે તો તે એ જ જીવન જીવતી, અને હાલનું એનું જીવન ઉપરટપકાનો વ્યવહાર જ હતો. છેલ્લા વર્ષમાં તો તીલકુ પણ ભંયકર ઘસારો ખમી રહ્યો હતો. મુજબૂત પહાડી શરીર

ઘસાતું હતું. તે મુશ્કેલીથી જેમ તેમ ચલાવતો; પણ હવે તેનું શરીર ટકે તેમ હતું નહિ. દોલત આ બધું ચિંતાથી જોયા કરતો ને ન ખમાય ત્યારે કોઇ ઝાડ નીચે રોઇ, ઝરણામાં આંખો ધોઇ, પાછો આવીને બાપની પથારી પાસે બેસી જતો.

પહાડી સ્ત્રીઓ સાધારણ રીતે રૂપાળી હોય છે, પણ તેમનાં શરીર ટુંકાં હોવાથી તેઓના રૂપમાં એક જાતની ખામી રહી જાય છે. કુંતીનાં માબાપ પહાડી હતા, પણ તેમનો પહાડનો વાસ મેદાન જેવો જ હતો. છેક હિમાલયના કાંઠા પર તળેટીમાં તેઓ રહેતાં, ને પાછળથી સીમલા આવી રહેલાં; એટલે કુંતીનું શરીર અત્યંત ઘાટીલું 'ગોરાંદે' જેવું હતું. એના રૂપમાં તેજ, તીખાશ ને મદ ભર્યાં હતાં. આંખ ફેરવે ત્યાં પુરૂષ ધ્રૂજી ઉઠે, અને ફેરવેલી આંખ એવી રૂપાળી લાગે કે તે છેવટ નમતો–ભજતો કુંતીના બાલ સમારવા બેસી જાય કે પંજેબને વારંવાર પગમાં ફેરવવા લાગે !

કુંતીના આ તેજના ચમત્કારથી પુરૂષો–કેટલીક વખત તો 'મોટા' કહેવાતા માણસો પણ–તેના પગમાં ને પગમાં પડયા રહેવા લાગ્યા. એની સ્થિતિ પ્રમાણે એ વૈભવની છોળ વચ્ચે રહેતી. 'પડઘાવાલે ચાદર'ના સોનેરી ને રૂપેરી ભરત ભરેલ મખમલના કબજાના ને અનેકરંગી ઓઢણીઓના એની પાસે વગર માગ્યે ઢગ થઇ જતા. પછી એ જાબલીમાં ગઇ, પણ આગલા જીવનનાં સંસ્મરણોમાં જ એ જીવવા લાગી. એને પતિની પરવા ન હતી. ખરી રીત તો દોલત એને ભારરૂપ હતો. તેણે જીવનના એવાએવા રસાસ્વાદ લીધા હતા કે સુખી ગૃહિણી કે મમતાળુ માતા થવાની શક્તિ તેણે ગુમાવી હતી. વિલાસી વૈભવશાળી ને સત્તાપ્રિય અભિમાની સ્ત્રી તરીકે જ તેનું જીવન ઘડાઇ ચૂકયું હતું.

એવામાં એને બીરપાલ મળ્યો. મૂળ તો એ પણ પહાડી હતો; પણ પોતાના અનેક ભાઈઓ પર રૉફ બજાવી શકે એવો ‘યૂનિફોર્મ’ તેણે મેળવ્યો હતો. ધીમે ધીમે એની લાલ પાઘડીમાંથી સોનેરી કલગી ફુટી, એ જમાદાર બન્યો અને હવે એ સત્તાધીશની ઢબથી, ઘણી વખત પોતાના હોલબૂટમાં નેતરની સોટી પછાડતો, આમતેમ ફરતો દેખાવા લાગ્યો. જાખલીની આસપાસ એનું રહેઠાણ હતું, એટલે એ રજા પર આવતો ત્યારે જાખલીના ડુંગરાઓમાં આ બંને ઘણી વખત મળતાં. એ પરિચયે પ્રીતિનું સ્વરૂપ લીધું. કુંતીએ પોતાના કંગાલ ઘરને છોડી તેની સાથે જવાનું કબૂલ્યું, અને બીરપાલના સીમલા ગયા પછી એક અઠવાડિયે તે ઘર છોડી ચાલી નીકળી. જાખલીનાં ગરીબ સાદાં ઘરો પાછળ રાખી તે સીમલા તરફ આકર્ષાઈ.

જે દિવસે કુંતી ઘર છોડવાની હતી તે દિવસે તેણે હમેશ કરતાં વહેલી રસોઈ કરી લીધી હતી. મુંગા બગદ, અરધું બોલે તેવાં ઝાડ, કે જડ પથ્થર, કોઈનું આ ફેરફાર તરફ લક્ષ્ય હતું નહિ. માત્ર એક દોલત જોઈ રહ્યો હતો કે મા ઝપાટાબંધ કામ ઉકેલે છે. તે દિવસે તો તેણે જાડો ઘઉંનો રોટલો ને આલુનું શાક દોલતને બોલાવીને હેતથી પીરસ્યાં

આ છોકરો પ્રેમમૂર્તિ જેવો હતો. આજે માને આટલું કરતી જોઈને તેની આંખમાં આંસુ આવ્યાં. કુંતીએ તે જોયાં. તેનું મન પણ ડગ્યું. પણ બીજી ક્ષણે પ્રેમનો નશો ને મદનું ઘેન વ્યાપી ગયાં. રૂપાળા સુગંધી કેશને અત્તરવાળા હાથથી સમારતો વિલાસની મૂર્તિ જેવો બીરપાલ એની સામે ખડો થઈ ગયો. છોકરાનાં આંસુ હીનાથી રંગેલ પાનીની કલ્પનામાં ભુંસાઈ ગયા. ઘડીભર આવેલો પલટો તરત જ વળી ગયો. એક ખૂણામાં દુઃખથી રીબાતો તીલકુ પડયો હતો. તેના

તરફ દૃષ્ટિ કરી કુંતીએ તરત ભ્રમર ચડાવી. હજી તો મા એની એ જ છે એ પ્રત્યાઘાતથી નિરાશ બનેલો દોલત, આલુનું ફોડવું નીચે પડી ગયું હતું એ કુંતી દેખે તે પહેલાં ઉપાડીને ઝડપથી મોંમા મુકી પરાણે પરાણે રોટલો ચાવવા લાગ્યો.

તે રાતે કુંતી ઉપડી ગઇ. સવારે પાંચ વાગે જ્યારે પ્રકાશ પડવા લાગ્યો ત્યારે તીલકુ પોતાના નબળા બળદ છોડી ખેતર ભણી રવાના થયો. કુંતીને બોલાવવાની તો હિંમત ચાલી નહિ, પણ દોલતને બોલાવ્યો. છોકરે બાપનું નબળું શરીર જોતાં, તેણે જે કહ્યું તે સાંભળ્યું, અને પછી પાછો પોતાની પથારીમાં થોડી-વાર લોટતો પડયો.

પણ દોલતના જીવનમાં ગઇ કાલથી એક ભારે ફેરફાર થઇ ગયો હતો. તેણે કેવા પ્યારથી આલુનું શાક પીરસ્યું હતું એ વાત પર ચિંતન કરતાં-મા હવે હમેશને માટે બદલાઇ ગઇ કે શું, એના વિચારમાં આજે એને બીચારાને સોનેરી સ્વપ્ના જેવી રાત વીતી હતી. સવારમાં ઉઠીને હસતા મુખની મા જોશે એ વિચારથી તે આનંદી બન્યો હતો. તે ધીમેથી ઉઠયો અને જરા પણ અવાજ ન થાય તેમ માની પથારીમાં એને સુતેલી નિહાળવા ગયો. અંગુઠા પર સાવચેતીથી માની પથારી સુધી ગયો, માથું છેક નીચે નમાવ્યું. શ્વાસ રુંધ્યો, છીંક આવવાની થઇ તેને બગાસામાં ફેરવી નાખી અને આંખો ખોલીને પથારીમાં જોયું. પથારીમાં બકરાના વાળનો ખરબચડો ધાબળો પડયો હતો અને મા ત્યાં હતી નહિ!

દોલતે વિચાર્યું કે કદાચ વહેલી ઉઠીને મારે માટે આલુનું શાક તૈયાર કરતી હશે. પણ તેની સામે જ ગાત્ર ઠંડા કરે તેવો ટાઢો ચુલો કે પ્રકાશ વિના એમ ને એમ સુતો હતો. હવે?

બાલક તો પરમ આશાવાદી હોય છે. તેણે વિચાર્યું કે મા પાણી ભરવા ગઇ હશે. તે બહાર નીકળ્યો. એક શેવાળવાળો ઘડો ને એક જૂનું માટલું, પોતાના ઘરનાં એ બંને વાસણો એમ ને એમ બહાર પડયાં હતાં. એ નિરાશામાંથી પણ છેવટનો આશાનો અંકુર ફુટયો. ચોક્કસ મા ધોવા ગઇ છે. 'કેવી!' તે મનમાં ને મનમાં મલકાયો: 'હું ભેગો જાઉં છું માટે આજે વહેલી ચાલી ગઇ. હવે તો આવે ત્યારે ભેગો ન તેડી જવા માટે વહેલું વહેલું આલુનું ઉનું શાક કરાવું–અને આ વિચાર આવતાં દોલત મનમાં મોટેથી હસી પડયો, ને આ દંડ ભારે થશે એવો રમુજી વિચાર કરતો કરતો ફરીને તે તો પોતાની પથારીમા જઇ પડયો. માએ કાલે જરા માયા બતાવી તે પરથી તો છોકરાએ આજ પોતાના લાડની આખી વિચારમાળા મનમાં ગોઠવી દીધી હતી. પણ સવારે ઉઠીને તે મજનુના ઝાડ નીચે ઝારા કાંઠે ઉભો ઉભો રોશે ને પાણીની ઝાલકથી ધોવાતાં આંસુ ફરીફરી ઉભરાશે, એ વાતનો એના બાળક દિલને ખ્યાલ પણ ન હતો.

* * *

આ બનાવ પછી સાત લાંબાં વર્ષ વહી ગયાં અને તે દરમ્યાન તો જાબલીમાં પણ શું શું બની ગયું? એક ઘર પડી ગયું. એક કુટુંબ શહેરમાં ભાગી ગયું. તીલપુની માશીની દીકરી પણ કુંતીની પેઠે જ નાસી ગઇ. અને તીલપુ પોતે મરણ પામ્યો. પોતે જેવો ઠંડો હતો તેવી જ ઠંડી પ્રકૃતિથી તેણે દોલતને મરતાં-મરતાં આશ્વાસન આપ્યું હતું કે 'હશે, બેટા! આપણો લેણા દેણીનો એવો સંબંધ. હવે આ ઘર સાચવજે ને હમણાં ઢોલાકાકા સાથે કામ કરતો જજે.'

કુંતીની ધાક વૃદ્ધ માણસને છેક મૃત્યુ સુધી રહી હતી. તેણે

દોલતને કહ્યું હતું કે 'જોજે બેટા! વળી તારી માને કહેતો નહિ કે હું ધખ્યો છું; નહિતર વળી એ ખીજશે. એમ કહેજે કે હશે. માણસનો દેહ છે તે ભૂલ થાય.'

બીચારો તીલકુ એ રીતે મરણ પામ્યો. દોલત તે દિવસે પણ એના પેલા પ્યારા મજનુ વૃક્ષની નીચે જઈને રોયો. સામેની પગદંડી પરથી એની મા ઘાસનો ભારો લઈને આવતી ને પોતે અહીં ઉભો નિહાળતો, એ એને સાંભરી આવ્યું. એની માનું ગોરૂંગોરૂં મોં એને ફરી સાંભર્યું. એને સાંભર્યો માનો ખોળો ને માથા પર ફરતો હાથ. આજે વગડામાં ને એકાંતમાં એ ખૂબ રોયો. ઘણાએ કુંતીના રૂપને જોયું હશે. પણ કોઈએ એને ઇશ્વર જેવું પવિત્ર નહિ માન્યુ હોય. આજે નકટ વેશ્યા જેવી પોતાની માના પવિત્ર રૂપને સંભારી સંભારીને આ છોકરો ફરીફરી રડ્યો. ખરે! જ્યાં જ્યાં પ્રેમની સાચી સગાઇ હોય છે ત્યાંત્યાં ઇશ્વર પોતે હાજરા હજુર દેખાય છે.

દોલત પોતાની માનું, આજે એ જ વખતે થએલું મહાપતન દેખતો હશે કે નહિ તે કહેવું અશક્ય છે; પણ અકસ્માત બે બનાવ સાથે બનતા હતા. જે વખતે દોલત માને સંભારીને રડતો હતો તે વખતે ઝેરીલી નાગણની માફક છંછેડાએલી કુંતીએ બીરપાલને પણ છોડ્યો હતો. આ તેજીલા સ્વભાવને બીરપાલ પણ જાણી શક્યો નહિ, અને પુરુષ પ્રત્યેના ધિક્કારમાં કુંતીએ પ્રતિજ્ઞા લીધી કે હવે મારે કોઈ પુરુષ ધારવો જ નથી. પુરુષને કૂતરાની માફક નચાવવાની મઝા જ લેવી છે. અને એ મઝા લેવા તરફ તે વળી ગઇ.

ઘણી વખત મોજશોખ નબળાઇનું નહિ પણ થાકનું પરિણામ હોય છે. બાપના મૃત્યુ પછી થોડે વખતે દોલત પોતાનાં

ઘરબાર છોડી, ખેતર બળદ વગેરે દોલાકાકાની સંભાળમાં મુકી, સીમલા આવ્યો હતો. વાંસો ફાટી જાય તેવાં તોતીંગ લાકડાં જંગલમાંથી લઇ તે છેક સાંજે પાંચ વાગ્યે પાછો વળતો, કે વખતે થાકથી લાકડાંને રસ્તામાં છોડી ભુખ્યોભુખ્યો ઘેર આવતો, ને બીજે દિવસે સવારે તે લેવા જતો. સવારના અગિયાર થયા હોય કે સાંજના પાંચ વાગ્યા હોય, ને હાથમાં રૅકેટ લઇ ઇંગ્લિશ યુગલ ચાલ્યાં જતાં હોય ત્યારે એ બીચારો, કલાક અરધો કલાક છ સાત મણનો ભાર લઇ રસ્તા પર ઉભો રહેતો ! ને ભોગજોગે કોઈ સોલ્જર ફરતો નીકળે તો એનો જ પહાડી ભાઇ જે સિપાઇ હોય, તે દોલતને કોઇ લાંબે રસ્તે જવા હુકમ કાઢે ! એ લાંબો રસ્તો એટલે બબ્બે હજાર ફીટ ચડવા ઊતરવાની અથાગ મહેનત. છેક સાંજે ઘેર જાય, લોટ લાવે, રોટલો કરે અને પછી ડરતો ડરતો જરાક વિજળીના દીવા જોવા નીકળે ! એનું શરીર પણ છેક મંડદાલ જેવું બની ગયું, ચહેરો લેવાઇ ગયો ને અથાગ શ્રમથી શરીર ઘસાવા લાગ્યું. એણે સીમલાના ખૂણેખૂણા ખોળ્યા, આયાઓનાં જુથ જોયાં, અંગ્રેજનાં ગુલાબી છોકરાં આંખે ધરાઇ-ધરાઇને જોતો ફર્યો, પણ ક્યાંય એની ગોરાંદે જેવી માનો પત્તો મળ્યો નહિ. મોટી બજાર પરથી ઘણી વખત સામેના ડુંગરા પર વાદળાં બેસે તે એ જોઇ રહેતો. પગદંડીઓનો તો તેણે પોતાના મગજમાં નકશો કાઢ્યો હતો; પણ જાબલીની જે પગદંડીથી મા આવતી એવી એક પણ પગદંડી મળી નહિ. અઢાર વર્ષનો જુવાન છતાં આઠ વર્ષના બાળકની માફક એ માનું નામ જ સંભાર્યા કરતો. જમાના પહેલાંની રોમન સ્ત્રીના જેવા ગૌરવથી નીકળતી અંગ્રેજ લલનાઓ સામે આ બીચારો બાઘામંડળ જેવો પહાડી જોઇ રહેતો. રજપૂતાણી જેવી શીખ સ્ત્રીઓ એમના ભાતભાતના લૂગડાં પહેરી નીકળતી, પણ એ કોઇમાં એને પેલો ચહેરો મળ્યો નહિ.

આજે દોલત સવારમાં ઉઠીને પોતાને માટે લાકડાં લાવ્યો ને આઠ પહેલાં તો પાણા સારવા પહોંચી ગયો. છેક સાંજે ઘેર વળ્યો ત્યારે મોટી બજારના રસ્તા પર સાહેબલોકને ચાલતા જોઇ આ પહાડીને સીપાઇએ કાઢી મુક્યો, ને તે ફરીફરીને ઘેર પહોંચ્યો ત્યારે એનું મગજ તદ્દન શૂન્ય બની ગયું. એના પેટમાં લાહ્ય બળતી હતી, શરીર તપતું હતું અને આરામ માટે–જરાક ચેન માટે–એનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો. અને પૈસાથી વેચાતો મળે તેવો મોજશૉખ ક્યાં હોય ? જરાક આરામ માટે તલપતું મન સ્ત્રીઓ તરફ ચોટ્યું. તેણે આચાનક પોતાનો પગ વેશ્યાવાડા તરફ ઉપાડ્યો, અને ધ્રૂજતોધ્રૂજતો તે ત્યાં પહોંચ્યો.

ત્યાં માણસોની ઠઠ જામી હતી. કેટલાક ફરતા હતા, કોઇક કામનો ઢોંગ કરી ઉભા હતા. જુવાન અને પાપ વિનાનાં માણસો અથાગ શ્રમથી ધકેલાઇને જ્યાં શાંતિ ન હતી ત્યાં શાંતિ શોધતાં હતાં.

દોલતની નજર પડી ત્યાં, સામેના ખંડમાં એક લાવણ્ય ઝરતી સ્ત્રી બેઠીબેઠી સીગારેટ ફુંકતી હતી. દોલત ત્યાં ગયો; ફરી પાછો ફર્યો. પણ પેલીએ આવા ભીખારીદાસને પ્રોત્સાહન આપ્યું નહિ. દોલત બધી હિંમત ભેગી કરીને અંદર ગયો. એક તરફ પલંગ હતો ને તેને ઢાંકવા માટે ચારે તરફ પડદા ટીંગાતા હતા. બેચાર છબીઓ સામેની ભીંત પર ચોડી હતી ને એક સગડીમાંથી કોલસાનો ધીમો તાપ ફેલાતો હતો. દોલતને એકદમ હુંફ આવતી હોય તેમ લાગ્યું. પણ એના મોંમાંથી એક શબ્દ નીકળ્યો નહિ. આવા પ્રસંગની અનુભવી ચતુર સ્ત્રીએ પહેલ કરી. તેણે ભ્રકૂટી ચડાવી ધિક્કારથી પૂછ્યું, ‘ તુમ કોન હે ? ઇધર કયા કામ હે ? ’

દોલત બોલતાં ધ્રૂજ્યો, ‘ ઇધર મૈં......ઇધર મૈલ સોચો–’

પેલી ઠસ્સાદાર સ્ત્રી હસી પડી. દોલત ભોંઠો પડીને ત્યાંજ ઉભો રહ્યો. તેણે દોલત સામે જોયું ને તિરસ્કાર તથા અભિમાનથી બોલી, 'સુણ્ણો ? તુમ કીસીકું ઢુંઢતે હો ? આદમી સબ કુત્તે જૈસે હો ગયે.' તેણે પાછળથી ઉમેર્યું.

આકાશમાં ઘનઘોર વાદળાં ચડયાં હતાં અને વિજળીના ચમકારા થતા હતા. પાસેના કોઇ મંદિરમાંથી બે ઘંટા સભળાયા અને કોઇ લટાર મારતા મિયાંભાઇ,

કો આસી હુવા હે બેત,
હમારે દિલ જલાનેકુ,
જીગરમેં લગ રહી હે આગ,
ચલો તોરો બુઝાનેકુ.

એમ લાંબે રાગડે ગાતા ચાલ્યા ગયા. દોલત બાઘામંડળ જેવો હતો ત્યાં ઉભો રહ્યો.

પાસેના ખંડમાંથી સારંગી અને તબલા સાથે મોહક સ્ત્રીસ્વર સંભળાતો હતો :

એક તો મેરી નવજુવાની
ફિર પુરાની ચુડિયાં;

વચ્ચે વચ્ચે 'હાં હાં, જીતે રો' એવા ઇશ્કી પુરૂષના અવાજ સાથે એની એ ટેક ફરીફરી ગવાતી હતીઃ

'ફિર પુરાની ચુડિયાં'
'હાં જી. ચુડિનાં...જી...તે રો.'
'એક તો મેરી નવજુવાની'

દોલત ધબ લઈને નીચે બેસી ગયો. તે મોટેથી બોલી ઊઠયો. 'મૈં બૈઠ છું. તુમ સખન હૈ સુંદર છો. તુમારો પ્યાર મૈકણી બચુંલા.'*

'હમારી પાસ તુમ્હારે લિયે પ્યાર નહિ હૈ. તુમ કિધરકે રહેનેવાલે હો, બદશકલ !'

કયાં પોતે લઘરવઘર ભિખારી અને કયાં લાવણ્યઝરતી ઝીક-સતારાની સાડીમાં સજ્જ સામે બેઠેલી સુંદરી ! વિરોધ સંભારતાં તેના પગ ઢીલા પડવા લાગ્યા. તેના બદન પર પરસેવો છુટયો. તે ચળકતા દીવાઓ સામે ને સતારા સામે જોઇ રહ્યો. પેલી સ્ત્રીએ તેની સામે જોઇ ફરી ક્રૂર હાસ્ય કર્યું. તેણે પોતાની મોતીની સેર સમારી, તંગ ઉરેબ ચોરણીવાળો પગ લાંબો કર્યો ને પાસેની લાકડી લઇ દોલત ઉપર ફેંકીઃ 'સાલે કુત્તે ! કાયકો ઠેર રહા હો ! કોઇ દુસરે કુત્તે ચલે જાયેંગે !'

દોલતને ઘા લાગ્યો. તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તે અત્યંત ક્ષીણ દયાજનક અવાજે બોલ્યો, 'મુઝે નહિ માલૂમ મૈં ઇધર કાયકો આયા. મેં બ્હોત સા થક ગયા હું; મુજે આરામ....'

'આરામ ! ઇધર આરામ નહિ હૈ. ઇધર તો આગ જલ રહી હૈ.'

દોલતે એક નિઃશ્વાસ મુકયો. તેના મનમાંથી એક વિચાર વિજળીને વેગે પસાર થઇ ગયોઃ બદશકલ ! હા, આ લઘરવઘર કપડાંને, ક્ષીણ શરીરને, બદસુરત શિકલને માતા વિના કોણ ચાહે ? માતા વિના એવો નિર્મળ પ્રેમ કયાં મળે કે જે આ કુરૂપ શરીરને

*મૈકણું=મને; બચુંલા =બચાવશે.

પ્રેમના સ્પર્શથી 'સબન હૈ સુંદર' બનાવી દે ! તેને જાબલી, પેલી પગદંડી, પેલું સજતુતું ઝાડ, ઝરા–ઝરણાં અને મીઠું મીઠું રૂદન સાંભર્યાં. પોતાની ફાટેલી ધાબળી ખભા પર નાખી, વાંકી લાકડી લઇ તે બેઠો થયો અને અચાનક તેના મોંમાંથી શબ્દ નીકળી ગયાઃ 'ઇજા ! ઇજા ! ઇજા ! '*

અને એ શબ્દ સાંભળતાં જ પેલી સ્ત્રી જાણે અનેક વર્ષ પાછી હઠીને કૈંક સંભારતી હોય તેમ દોલતને નિહાળતી ઉભી. તેને કોઇ પરિચિત ચહેરો નજરે પડયો. તે એકદમ નરમ પડી ગઇ.

'તુમ કિધરકે રહનેવાલે ? '

'જાબલીકા.' દોલતે શાંતિથી ઉત્તર આપ્યો.

અત્યંત દુઃખથી પેલી સ્ત્રીએ પોતાના માથાપર હાથ મુકયો.

દોલતે પોતાની લાકડી ખખડાવી પાછા વળવાની તૈયારી કરી. પેલી સ્ત્રી ઉતાવળે બોલી ઉઠી, 'ઠહર, ઠહર, જવાન ! તુમ્હારી જાત કી ? '

'જોતા.'+

'નામ કી ? '

'દોલત ! '

'હેં ! દોલત ? ' પેલી સ્ત્રી ફિક્કી પડવા લાગી. તેની અતિ મૂલ્યવાન, ઝીકસતારાની સાડી જમીન પર રગ્દોળાવા લાગી ને તે દોલતની પાસે આવવા લાગી. 'તબ તો તું—' તેણે ધ્રૂજતાધ્રૂજતા

*માતા, +ખેડુત

ઊભર્યું. દોલત તો તદ્દન શૂન્ય દશામાં હોય તેમ ભાન વિના જ બોલતો હતો, 'તુમ મેરી મૌતારી ! ઓ મૌતારી ......'

'દોલત મૈં તુમ્હારી મા કુંતી—'

વાક્ય પૂરું થાય તે પહેલાં કુંતી દોડી. દોલત એની લાકડી પર અઢીંગીને મુડદાની પેઠે ઊભો હતો તે નીચે ઢગલો થઇ પડતો હતો. કુંતીએ દોડીને પડતા દોલતને બચાવી લીધો ને પોતાના ખોળામાં લઇ લીધો. તેની શૂન્ય આંખ કુંતી સામે ટગરટગર જોયા કરતી હતી. તેણે થાકથી, નિરાશાથી, પ્રત્યાઘાત સહન ન થવાથી પોતાનું માથું કુંતીના ખોળામાં નાખી દીધું. કુંતી આજે જીંદગીમાં પહેલવેહેલી આ શૂન્ય આંખો જોઇને રડી. તેને નાનો દોલત અને તેનો પ્રેમ સાંભરી આવ્યા. પગદંડી ઉપર નજર રાખીને કલાકના કલાક તે મજનુના ઝાડ નીચે થોભતો એ યાદ આવ્યું. એ અકારણ, માત્ર તેને જોઇ ને જ આનંદ પામતો તેની સ્મૃતિ ચડી. તેની આંખમાંથી દડદડ આંસુ ચાલી નીકળ્યા. જીવનનું બધું ઝેર એક ઘડીમાં ઓસરી ગયું.

'દોલત ! બેટા ! મૈં તોરી માતા કુંતી...'આંસુથી બીજા શબ્દો ઢંકાઇ જતા હતા, 'મૈં તોરી માતા કુંતી...વેશ્યા જૈસે કામ ...'

દોલત એક વાર ફરીથી એના ખોળામાંથી બેઠો થયો.

અત્યંત પ્યારથી તેણે કુંતીના હાથ પર, પાની પર, પગ પર ચુંબન કર્યાં 'તું દુસરે કુછ નાઇ. તુમ મેરી મૌતારી ! તુમ મેરી મૌ .......તે ગાંડાની પેઠે — ચિત્તભ્રમની પેઠે લવતો: 'ઓ મૌતારી ! તુમ સબન હૈ સુંદર છા; તુમ સબન હૈ કોમલ છા; તુમ સબન હૈ પવિત્ર છા.'*

* ઓ મા ! તું સર્વથી સુંદર છે, સર્વથી કોમળ છે, સર્વથી પવિત્ર છે.

અને કુંતીના ખોળામાં માથું નાખી તે આંખો મીંચીને શાંત પડી રહ્યો.

'બેટા !' દોલત ! કુંતીએ અત્યંત આર્ત સ્વરે દોલતને બોલાવ્યો. ' આલુકા શાક બનાઉં, બેટા ? દોલત !'

કોઇનો અવાજ સંભળાયો નહિ.

તે વારંવાર એનું એ બોલવા લાગી, 'બેટા ! દોલત ! આલુકા શાક'—

એના શબ્દો પ્રત્યુત્તર વિના ભોંઠા પડીને પાછા ફરતા હતા. ' બેટા ! દોલત—'

દોલતે કાંઇ જવાબ આપ્યો નહિ.

* * *

જબરા કડાકા સાથે આકાશમાંથી વરસાદ તુટી પડ્યો.

# રેશમના ઝાડ

શ્રી. પન્નાલાલ પટેલ

'મગન, એ મગન, જરા અહીં આવજે.' મારા પાડોશણ લાડુકાકીએ તેમના બારણામાં ઉભે ઉભે મને બોલાવ્યો.

'શું કહ્યું લાડુકાકી?' તેમના ઘરમાં પેસતાં મેં પૂછ્યું.

'આ જોને ભાઇ!' લાડુકાકીએ હાથ લાંબો કરતાં કહ્યું. ત્યાં તો મારી નજર ચૂલા આગળ ધૂણતી રેશમભાભી ઉપર પડી. મેં પાસે જઇ, 'રેશમભાભી, એ રેશમભાભી' કહી બોલાવી પણ કોણ સાંભળે જ છે? એ તો બસ 'ઉં...હું...ઉં....હું' કરતી ડાબા જમણી માથું હલાવ્યે જ જતી હતી.

લાડુકાકી બબડતાં હતા: કુણ જાણે રાંડ બે મહિનાથી આવી છે ત્યારથી ભૂતાં લઇને આવી છે. હવે તો હું કડાકૂટ કરાવીને

ય થાકી.' અને મારા તરફ જોતાં બોલ્યાં : 'કશું બોલાય જ નહિ. જરા કાંક કામનું કહ્યું, જરાક કોઇ લઢ્યું કે પાધરૂં ય ભૂત ઉપડ્યું જ છે! હું તો હવે થાકી. મેં તો નાથ્યાને ય કહ્યું કે કાઢી મેલ રાંડને, પણ એ ય મૂવો નથી માનતો.'

એટલામાં એક મોભે વસતા લાડુ કાકીના જેઠ કાળુ કાકા આવ્યા. 'તું કાંઇ બોલી હઇશ તે ઉપડે જ તો. એક તો પોચું કાળજું ને ઉપરથી તું ડામે, પછી ઝોડાં જંપેય ખરાં કે?' કહી એમણે રેશમ ભાભી આગળ અંગારા મુકી ધૂપ કર્યો. થોડીક વાર થઇ હશે ને તે લૂલીલટ્ટ થઇ ઢળી પડી. પછી કાળુ કાકા 'જરા જીભ સખણી રાખતી હોય તો. એમ લઢે તે કાંઇ કામ થઇ જવાનું છે? કહી કહીને થાક્યા પણ....'એમ બબડતા ચાલતા થયા.

લાડુકાકી મારા આગળ બોલવા લાગ્યાં: 'ભૂવા ય મુવા હમું નથી કાઢતા. કોઇ કે' છે એના પિયરનાં ઝોડ છે; કોઇ કે' છે બાબરિયો ભૂત છે. આમાં ખરૂં શું માનવું?'

રેશમભાભીને હવે કળ વળી હતી. તેણે મને જોઇ ઝટપટ માથે ઓઢી લીધું અને પછી મુંગી મુંગી કામે વળી.

'કેમ રેશમભાભી, શું થયું'તું હમણાં?' મેં હસતાં હસતાં પૂછ્યું.

તેણે મારા તરફ મોં મલકાવ્યું અને તેની સાસુ તરફ કતરાતી આંખે જોતાં બોલી: 'મારા પિયરનાં ઝોડસ્તો!'

'ત્યારે મારા ઘરનાં છે? હું થોડું ઉપજાવીને કહું છું? ન માને તો પૂછી આવ દેવલા ભૂવાને? આખું ગામ સાંભળતું 'તું એ દન.' લાડુકાકી તડુકી ઉઠયાં.

હું ઉઠીને ચાલતો થયો. મન ગૂંચવાતું હતું : તકરાર થવાથી કોઇ કોઇને વાયુ ચડી આવે છે એ તો શે'રમાં ભાળ્યું છે. પણ આમ ભૂતે ય ચડી આવતાં હશે એ.તો મેં પહેલું અહીં જ ભાળ્યું.

જ્યારે જ્યારે રેશમભાભી મારી નજરે પડતી ત્યારે ત્યારે મારો જીવ બળી ઊઠતો. હતી તો ઠીંગણી પણ એના શરીરનો એકેએક અવયવ ભરેલ અને ધાટીલો હતો. એના પિયરમાં જ મારી સાસરી હતી તેથી ઘણીવાર મેં એને આ પહેલાં ય જોયેલી, પણ અહીં આવ્યા કેડે મેં ન તો એના મોં પર પેલું સદાય રમતું હાસ્ય જોયું, કે ન એની રમૂજી મશ્કરીઓ સાંભળી. એકવાર મેં પૂછ્યું : 'કેમ રેશમભાભી, મારા પર રીસાયાં છો કે શું ?'

'તમે તો મારે બે ય પાના સગા થાઓ. તમારાથી તે વળી રીસાવાનું હોય !' તેણે મોં મલકાવતાં કહ્યું.

'પિયરમાં તો જરા ય જીભ મોંમાં ન'તાં ઘાલતાં, ને અહીં તો મોં પરથી માખે ય નથી ઊડતી !' મેં હસતાં હસતાં કહ્યું.

રેશમભાભીએ છાનો એક નિઃશ્વાસ નાખ્યો. અને 'એ દન જુદા હતા!' કહી ચાલતી થઇ.

અને ત્યારપછી આ બધાંયનું કારણ પેલાં ઝોડ, માતા, કે ભૂત—જે હોય તે—પણ એ જ છે વિચારી ન માનવા છતાં ય માનવા પડતાં.

એક દિવસ નાથાએ મને પૂછ્યું : 'એં મગનભાઇ, શે'રમાં આવાં ભુતપલિત ખરાં ?'

'કોઇ જાણે ય નહિ ને કે ભૂત પલિત શી બલા છે,' મેં કહ્યું.

'કુણ જાણે મારાં હાળાં આ વનવગડામાં ક્યાંથી ભરાણાં છે. જો કોઇ ડાંકણ મારા હાથમાં આવે તો ઊભી ચીરી નાખું, એવા દઝારા ચડે છે!' નાથાએ દાંત ભચડતાં કહ્યું. અને થોડી-વાર પછી પાછું ચલાવ્યું : 'મુવાં ભૂતાં પેઠાં છે એ તો, પણ આ તો ઊલટી ઘરમાં નીતની લઢાઇ ઘાલી છે. મારી મા કે' છે, તારા પિયરનાં; ત્યારે પેલી કે' છે, તમારા ઘરનાં. હું તો ભૂતાં કરતાં મારા હાળા કકળાટથી કંટાળ્યો !'

થોડીવાર સુધી કોઇ કંઇ ન બોલ્યું.

નાથાએ પાછું બોલવા માંડ્યું: 'મારી મા કે' છે, કે કાઢી મેલ, ને બીજું બૈરું કર. પણ મને એ નથી ગમતું.' વળી પાછો થોડીવાર ચૂપ રહી બોલ્યો: 'એનેય હું ના કહી કહીને થાક્યો કે તું ડોશી સામું નહિ બોલ, પણ મારી હાળી જાત માને તો ને?' અને ઊઠતાં ઊઠતાં, 'જોઉં છું, આજ એક ગાયડીને બોલાવ્યો છે, જો એની કાંઇ કારી લટે તો.' કહી ચાલતો થયો.

રાત અડધીક થવા આવી હશે ને નાથાના ઘરમાં ઢોલ ખખડ્યો. મેં સમજણા થયા કેડ કોઇવાર આ 'માલ્લુ'* નજરે નહોતું ભાળ્યું. આજે જોવાની ઇચ્છા થઇ અને નાથાના ઘરમાં જઇ એક બાજુ ગોઠવાયેલા ગામના આઠદસ માણસો ભેગો બેસી ગયો.

વાતાવરણ બહુ ભયંકર લાગતું હતું. ભીંત પાસે ગોઠવેલા પાટલા પર ટમટમતા દીવાના પ્રકાશ આગળ રેશમભાભી ઊંધા પગ નાખી ધૂણી રહી હતી. તેના ઢીચણ સમાણા લાંબા વાળ વીખરાઇ ઉત્તર દક્ષિણ ઝૂલતા હતા. બાજુમાં લાંબા વાળવાળો ભૂવો એના ખુલ્લા, કાળા, પડછંદ શરીર સાથે વિકરાળ લાગતો હતો. એની

*માલ્લું : દાક્લું

બાજુમાં દારૂના બે શીશા ઊભા હતા. બીજી બાજુ ભૂવાનો સાગરીત જરૂરત પ્રમાણે ધીમેથી 'ઢૂમક, ઢૂમક' ઢોલ વગાડતો હતો. સારૂં હતું કે ગામના બીજા માણસો વચ્ચે હું બેઠો હતો, નહિ તો કદાચ બીકના માર્યા મને જ માતા ચડત.

એટલામાં ભૂવાએ પણ ધૂણવું શરૂ કર્યું, અને હાથમાં બળતા કાકડા લઈ રેશમભાભીના માથા પર ગોળ ફેરવતાં બોલવા લાગ્યો: 'ખમ્મા મારા પિયર...જે હોય એ પણ આજ છૂટ્ટે મોંઢે બોલજે.' વળી કંઇક મંત્ર બબડવા લાગ્યો. તૂટક તૂટક શબ્દો સમજાતા હતા—' 'ન ઊતરે તો...ના સોગન...ના સોગન દરિયાઇ...પીરના સોગન...' અને પછી કાકડા પાટલા પર મુકી 'હુસ...હુસ' કરી એ ય ધૂણવા લાગ્યો. થોડી થોડી વારે રેશમ• ભાભી તરફ જોઇ, 'બોલ બોલ મારા પિયર; આ પંચ આગળ 'છૂટ્ટે મોંઢે બોલજે.' પણ રેશમભાભી તો દાંત કટકટાવતી 'ઉસ...ઉસ!' એવો સુસકાર જ કાઢતી હતી. ઢોલના ઓછા વત્તા અવાજ પ્રમાણે એના ધૂણવાની ગતિ ઓછી વ-તી થતી એટલું જ.

ભૂવાએ એના ભૂતિયા પંથની બેત લલકારી: 'બાપ્પો બાપ્પો... કાશીમાં કૂકડા....બોલવા લાગ્યા...એ!' અને 'હુત હુત' કરી દાંત કકડાવતો છૂટ્ટે માથે ધૂણવા લાગ્યો.

રેશમભાભીએ પણ માથાને વહેતું મુક્યું. ભૂવાએ ફરી કંઇક મંત્ર ભણ્યો અને બોલ્યો; 'બોલ બોલ?'

રેશમભાભી થોડીક બબડી.

'કરનારે ઘણું કાઠું કામ કર્યું છે!' અમારામાંના એક પાવરધા પ્રેક્ષકે કહ્યું.

રેશમભાભીનો અવાજ જરા જોરથી આવવા લાગ્યો. ભૂવાએ દારૂનું છાલુ ભરી તેના માથા પર વાળ્યું અને પી જતાં બોલ્યો: 'હાંરે...જોઉં તો ખરો તારું જોર. બોલ? બોલ? પણ જો, બોલે તો અરીયાં પરીયાં શિખ્યે બોલજે હા...?' અને પછી ઢોલવાળાને ઉદ્દેશ્યો: 'વગાડ! વગાડ જરા જોરથી.'

રેશમભાભી જાણે ગદ્યને પદ્યમાં ગાતી હોય તેમ બોલવા લાગી: 'અલ્યા....પાણીને પાણિયારે....એ આવતી; ચમ્મક ચાળાની ભરેલી. નીત નીત નવાં ગવન પે'રતી...જાણે એને એકલીને... જોવનાઇ હોય એમ!....ત્યારની મારી...આંખો તો ચઢી'તી'— અને પછી 'હા ર ર રે હાય!' કહી રેશમભાભી દાંત કટકટાવવા લાગી. બોલવું બંધ થયું.

થોડી વાર ઢોલવાળાએ પણ થાક ખાધો. રેશમભાભી પણ ધીમી પડી હતી. ભૂવાએ પણ થોડોક થાક ખાધો, અને પાછી એની ક્રિયા શરૂ કરી: કાકડા ઉતાર્યા, દારૂ પણ તેના માથા પર ઉતારીને પીધો, અને ઢોલના 'ઢમુક્ ઢમુક્' અવાજ સાથે પાછું લલકાર્યું: 'બાપ્પો બાપ્પો!...' અને પછી એ ય રેશમભાભીની માફક દાંત કટકટાવતાં બોલ્યો: 'ચઢે જ ને? કેમ ન ચઢે?!'

ઢોલ સાથે રેશમભાભીને શૂર ચઢ્યું. પાછી બોલવા લાગી: 'આંખે મેંશ ઘાલતી...જાંણે વિંવાં માલવા...હેંડી...'

અમારામાંથી એક જણ બોલ્યો: 'ત્યારે! તારાં ડાચાં બેસી ગયાં હશે, એટલે એ ય શોખ ન મારે એમને?' બીજા બધા ય હસી પડયા. મેં પણ ઓછોવત્તો સાથ આપ્યો.

રેશમભાભી આગળ બોલતી હતી: 'તે મી ઠઠ્ઠો કર્યો... "જોવનાઇ તો ભૂંડી...અમારે ય હતી..." અને પછી 'હા ર ર રે હાય;'

કહી દાંત ભચડવા મંડી. થોડીવાર સુધી કંઇ ન બોલતાં ભૂવાએ પાછી તેની ક્રિયા કરી અને એક બેત લલકારી પાણી ચઢાવ્યું.

રેશમભાભીએ શરૂ કર્યું: 'પણ અલ્યા...મને ઉપડતીકને કે'છે... તમારે હતી ત્યારે હતી...પણ હમણાં તો નથી ને...? આવું મેણું? બાપ...બાપ...! કેમ કરી વેઠ્યું જાય...!!'

'હોવે હોવે, તમારાથી તો શેનું વેઠાય?' પેલા જુવાને પાછી મશ્કરી કરી, વાતાવરણને વળી રમૂજી કર્યું.

'પણ તોય...મી, કાળને માર્યો; પણ રેશમડી મારે દાવે આવી'તી—એનો કાળ ભમતો'તો!' કહી રેશમભાભીએ વળી દાંત ભચડયા; અને આખીય રીસ એના માથા પર ઉતારી. મારો જીવ ગભરાતો હતો. મારી તો માન્યતા છે કે પહેલી વારનો દરેક પ્રેક્ષક ગભરાઇ જ જાય. ભૂવાએ પાછી વિધિ કરી.

રેશમભાભીની જીભ તોતડાતી હતી. ભૂવાએ 'થવા દે; મારા પીર થવા દે! શું કામ ગૂંચવાય છે!' અને રેશમભાભીનો ખભો હલાવતાં: 'આવું બોલે તો બધાયને રીસ તો ચઢે, બાપ ચઢે!'

'પણ અલ્યા મુઇ મને તો...કઇ ગઇ તો..., પણ મારી સાતનવાઇની દીકરીને...મે'ણું મારી ગઈ...ગાંણાંની ગાનારી છેલ ...મારી દીકરીને કે' છે, "લે હેંડ વાઘરણ જેવી..."'

'તે હશે હુગરી જેવી તો કે'જ તો' પેલો જુવાન પાછો વચ્ચે બોલ્યો.

રેશમભાભી આગળ બોલી: 'બાપ બાપ...! એ દાઝડીઓ કેમ ભૂલાય? પણ યાદ રાખજે રેશમડી...જો છઠ્ઠે મહિને... રંડાપો ન આવે...તો વળી...મારો ગુરૂ કાચો જાણજે...'

'તારી માએ જાણી ય પરમાણ છે.' વળી એક બીજા જુવાને કટાક્ષ કર્યો.

'રાંડ કોકનું વેર કોકના પર કાઢવા જેવું કરે છે તો!' લાડુકાકી બોલ્યાં.

'હવે ભાઈ નામ છોડાવવું છે?' ભૂવાએ અમને પૂછ્યું.

થોડાકોએ હા કહ્યું પણ બેત્રણ બુઝર્ગો ન માન્યા: 'ના, અમસ્થો વીખવાદ ઊભો થાય. નામ લેવડાવીને શું કામ છે? બધા ય સમજી તો ગયા જ છે.'

પછી તો ભૂવાએ એને શીશામાં ઉતારવા માંડ્યું. એ વેળાના રેશમભાભીના ધમપછાડા, એના લાંબા વાળોનાં તાંડવ નૃત્ય, એના દાંત ભચેડાટ: એ બધું જોતાં મારા તો છમ્મર છૂટી ગયા. ઘેર જતા રહેવાની ઇચ્છા થઈ પણ પગમાં જોર નહોતું. વળી ચોપાડમાં એકલો પડતાં વધારે બીક લાગવાનો સંભવ પણ હતો.

'ભાઇસા'બ, કાઠુ કામ કરજો હોં! હું તમારો ગણ ભવોભવ નહિ ભૂલું!' બાજુમાં બેઠેલાં લાડુકાકીએ ભૂવાને વીનવ્યો.

પહેલો કૂકડો બોલ્યો અને ભૂવાએ એની માયા આટોપી લીધી. રેશમભાભી ધમ દઈને ધરતી પર પછડાઈ પડી.

'હવે ક્યાં ગયું એ બધું જોર. ઊંચી ઊંચી ઠેકતી'તી તે ઠેકને હવે?' અમારામાંથી એક જણ બોલ્યો.

'જો મારા ઘરમાં કાંઈ વસ્તુ ઓછું થયું તો એ ઝોડ મેલનારી રાંડના, વળી કટકા ન કરું તો મારું નામ નાથ્યો ન'તો હા...' ઘુંધવાયેલો નાથો બોલ્યો.

'મારાં વાળેલાં ઝોડ પાછાં આવે તો તો થઇ જ રહ્યું ને!' ભૂવાએ કહ્યું અને પછી એનો સાજસરંજામ લઇ ચાલતો થયો.

અમે બધા પણ બગાસાં ખાતા ખાતા વેરાયા.

ત્યારપછી પંદર દિવસ સુધી તો ટાઢુંટીપાણું હતું. પણ સોળમે દિવસ પાછી રેશમભાભી ધૂણી ઊઠી. લાડુકાકી તોબાહ પોકારી તો ધૂણી ઊઠી. લાડુકાકી તો તોબાહ પોકારી ગયાં. નાથો પણ આ વખત તો મારી આગળ બોલી ઊઠ્યોઃ 'મગનભાઇ, આ ઝોડ મારો જીવ લેવાનાં!-' અને પછી રેશમભાભીને એના પિયરથી આવેલા તેડા સાથે મોકલી દીધી.

એક દિવસ હું સાસરીમાં ગયો હતો. ત્યાં રેશમભાભી આવી ચડી. મેં પૂછ્યું:

'કેમ રેશમભાભી, સાંભળ્યું છે કે અહીં આવ્યા કેડ ઝોડ નથી ચઢયાં, ખરી વાત ને?'

રેશમભાભી હસી, પહેલાંના જેવું; પણ પાછી ઉદાસ થઇ ગઇ, સાસરીમાં હતી તેવી. થોડી વાર પછી નિઃશ્વાસ નાખતાં બોલીઃ 'એ ઝોડાં, એમ ઝંપે એમ નથી લાગતું!' અને થોડી વાર ચૂપ રહી વળી પાછી હસતાં હસતાં બોલીઃ 'એ તો એને થાનકે બેસશે ત્યારે જ જંપવાનાં.'

મને કોણ જાણે એની આંખો જોઇને, કે પછી બોલવા પરથી, કે મોંના બદલાતા હાવભાવ પરથી, પણ કંઇક વહેમ પડ્યો ખરો.

મેં કંઇક વિચારીને અંતે કહ્યું: 'રેશમભાભી, લાડુકાકી તો તમને કાઢી મેલવાનું કે' છે!'

'તો તો ડેરીએ ડેરીએ દીવા કરું.' રેશમભાભી બોલી.

'તારી માએ જણી ય પરમાણુ છે.' વળી એક બીજા જુવાને કટાક્ષ કર્યો.

'રાંડ કોકનું વેર કોકના પર કાઢવા જેવું કરે છે તો!' લાડુકાકી બોલ્યાં.

'હવે ભાઇ નામ છોડાવવું છે?' ભૂવાએ અમને પૂછ્યુ.

થોડાકોએ હા કહ્યું પણ બેત્રણ બુઝર્ગો ન માન્યા: 'ના, અમસ્થો વીખવાદ ઊભો થાય. નામ લેવડાવીને શું કામ છે? બધા ય સમજી તો ગયા જ છે.'

પછી તો ભૂવાએ એને શીશામાં ઉતારવા માડયુ એ વેળાના રેશમભાભીના ધમપછાડા, એના લાંબા વાળોના તાંડવ નૃત્ય, એના દાંત ભચેડાટ. એ બધુ જોતા મારા તો છમ્મર છૂટી ગયા. ઘેર જતા રહેવાની ઇચ્છા થઇ પણ પગમાં જોર નહોતું. વળી ચોપાડમા એકલો પડતા વધારે બીક લાગવાનો સંભવ પણ હતો.

'ભાઇસા'બ, કાઠુ કામ કરજો હો! હું તમારો ગણ ભવોભવ નહિ ભૂલુ!' બાજુમાં બેઠેલા લાડુકાકીએ ભૂવાને વીનવ્યો

પહેલો કૂકડો બોલ્યો અને ભૂવાએ એની માયા આટોપી લીધી. રેશમભાભી ધમ દઇને ધરતી પર પછડાઇ પડી.

'હવે કયા ગયુ એ બધુ જોર. ઊચી ઊચી ઠેકતી'તી તે ટેકને હવે?' અમારામાથી એક જણ બોલ્યો.

'જો મારા ઘરમા કાઇ વસ્તુ ઓછું થયુ તો એ ઝોડ મેલનારી રાંડના, વળી કટકા ન કરુ તો મારુ નામ નાથ્યો ન'તો હા...' ધુધવાયેલો નાથો બોલ્યો.

'મારા વાળેલા ઝોડ પાછા આવે તો તો થઇ જ રહ્યુ ને !' ભૂવાએ કહ્યુ અને પછી એનો સાજસરંજામ લઇ ચાલતો થયો.

અમે બધા પણ બગાસા ખાતા ખાતા વેરાયા.

ત્યારપછી પંદર દિવસ સુધી તો ટાઢું ટીપાણુ હતું. પણ સોળમે દિવસ પાછી રેશમભાભી ધૂણી ઊઠી લાડુકાકી તોબાહ પોકારી તો ધૂણી ઊઠી લાડુકાકી તો તોબાહ પોકારી ગયા. નાથો પણ આ વખત તો મારી આગળ બોલી ઊઠયો. 'મગનભાઇ, આ ઝોડ મારો જીવ લેવાના !' અને પછી રેશમભાભીને એના પિયરથી આવેલા તેડા સાથે મોકલી દીધી

એક દિવમ હું સાસરીમા ગયો હતો. ત્યા રેશમભાભી આવી ચડી. મે પૂછ્યુ

'કેમ રેશમભાભી, સાભળ્યુ છે કે અહીં આવ્યા કેડ ઝોડ નથી ચઢયા, ખરી વાત ને ?'

રેશમભાભી હસી, પહેલાના જેવુ, પણ પાછી ઉદાસ થઇ ગઇ, સાસરીમા હતી તેવી. થોડી વાર પછી નિશ્વાસ નાખતા બોલી 'એ ઝોડા, એમ ઝપે એમ નથી લાગતુ !' અને થોડી વાર ચૂપ રહી વળી પાછી હસતા હસતા બોલી 'એ તો એને થાનકે બેસરો ત્યારે જ જપવાના.'

મને કોણ જાણે એની આખો જોઇને, કે પછી બોલવા પરથી, કે મોના બદલાતા હાવભાવ પરથી, પણ કઇક વહેમ પડયો ખરો.

મેં કઇક વિચારીને અતે કહ્યુ : 'રેશમભાભી, લાડુકાકી તો તમને કાઢી મેલવાનુ કે' છે !'

'તો તો ડેરીએ ડેરીએ દીવા કરુ ' રેશમભાભી બોલી.

'પછી નાથા જેવો વર નહિ મળે હો!' કહી હુ હસ્યો.

'તમારા મનથી ને?' અને જતા જતા બોલતી ગઇ: 'જીવતી હઇશ તો વળી....' બાકીના શબ્દો કોણ જાણે કેમ, પણ ગળી ગઇ.

થોડા દિવસ પછી ગામમા સમાચાર આવ્યા કે રેશમના પિયરીઆએ પણ કડાકૂટ કરાવી હતી અને એ વેળાએ ય ઝોડ તો એનું એ બોલ્યૂં ઉપરથી વળી કે'તા ગયાં કે 'નાથ્યા, થોડા દન છે, મા'લવુ હોય તો મા'લી લેજે.' અને આ સમાચારે તો બધાને ગભરાવી માર્યાં. અને એવામા ધાક ખાઇ ગએલો નાથો જ્યારે માંદો પડ્યો ત્યારે સૌને પાકી, ખાત્રી થઇ ગઇ લોકોએ સલાહ પણ આપવા માંડી 'રેશમડીને ફારગતી આપી દે.' પણ નાથો હજુ નહોતો માનતો.

લાડુકાકીના કલ્પાત આખો દિવસ મારા સાભળવામા આવતાં 'મારા છોકરાનો ભોગ લેવાની રાંડ! હે હનમાન બાપજી! હે કાળકા મા! મારો છોકરો સાજો થઇ જશે તો તારે પારે પાચ પાચ નારિયેળના તોરણ બાંધીશ; અને ઘી દૂધે ય ત્યારે મોમા મુકીશ' વળી પાછી કડાકૂટ કરાવી, પણ નાથો ખાટલામાથી બેઠો ન જ થયો.

નાથો પણ ઘણી વાર ખાટલામાં પડ્યો પડ્યો બબડ્યા કરતો. એક વાર મને પાસે બેઠેલો જોઇ બોલ્યો: 'મગનભાઇ, એક વાર હુ જીવતો ઊઠુ તો એ ડાકણી રાડને માર્યા વગર નહિ મેલુ; પછી મારુ ગમે.'

લાડુકાકી તેના મો પર હાથ દાબતા બોલી ઉઠયા 'અભાગિયા, શુ કામ બુફીને મને વાઝણી કરવા બેઠો છે! આ બધાય

ગરી તારી વહુએ બેસાડયા છે. હજુ ય મારુ કહ્યુ માને તો એને ફારગતી આલી દે !' અને મારી તરફ જોતા બોલ્યા 'કેમ મગન, હું ખોટું કહુ છું આપજી ? !' મે પણ ડોકુ હલાવી હા પાડી.

'ફારગતી તો કુબ્બી નહિ આલું. ભલે કાલ મરતો તે...'

'પણ પછી ય એ એણા પગલાની તો જવાની જને, ત્યારે શું કામ અમથો જક લઇ બેઠો છે !' લાડુકાકીએ આંસુ ખેરવતા કહ્યુ. વળી બબડવા લાગ્યા: 'તમે બેય થઇને મને શુ કરવા ભીખ માગતી કરો છો ? નાતમા કાંઇ કન્યાઓનો ટોટો તો નથી પડયો ?...'

ત્યારપછી હું તો ઊઠી ચાલતો થયો.

લાડુકાકી જો કે રેશમભાભીને તેડવા નહોતા માગતા પણ એવામા વળી કોઇએ એક ત્રીજા ભુવાના વખાણ કરી રેશમભાભીને તેડાવી કડાકૂટ કરાવવાની સલાહ આપી, તેથી વળી તેડી મગાવી અને કડાકૂટ પણ કરાવી. નાથો ખાટલામાથી તો ન ઊઠયો એ ન ઊઠયો, પણ ઉપરથી બકવાટ કરી ધમાલ મચાવવા માડયો: તારા પિયરમા પેસી ગડને કેવડાવજે, કહીએ નાથીઓ ઊઠે એટલી વાર છે !' અને એ ધુધવાટમા ઘણીવાર ખાટલામાંથી બેઠો પણ થઇ જતો, અને આથી તો તેના મદવાડે જોર પકડયુ

ગામના લોકોએ દિવસે દિવસે નાથાના જીવવાના આશા છોડવા માડી બધાયને પાકી ખાતરી થઇ હતી, કે ઝોડ જીવ લીધા વગર નથી જવાના. પણ તેના ઊગરવાનો ફક્ત એક આરો હતો રેશમભાભીને કાઢી મૂકે તો. અને એ સિવાય બીજા એસડ-વેસડ કરવાની ભલામણ કરવી પણ કોઇને નહોતી સૂઝતી. લાડુ-કાકીને તો ગળે સુધી વહેમ ભરાઇ બેઠો હતો. કડાકૂટો કરાવીને

મારી મુશ્કેલી વધી પડી. મને ક્રમને મારે આ ઝોડ વતરામાં માનવુ જ રહ્યુ.

એક દિવસ નાથાએ વાત આડે વાત નીકળતા કહ્યુ 'મગનભાઇ, ગમે એવો બળીયો હોય પણ સામી છાતીએ આવે તો પોચી વળાય, પણ આ મંતરજંતર આગળ આપણી શું કારી લટે ? ! સારું સૂઝયુ કે મે ફારગતી આલી, નહિ તો હાળો મૂવે છૂટકો થાત !'

'હાસ્તો !' મેં કહ્યુ.

ત્યાર પછી એકાદ મહિને વળી હુ સાસરીમાં લટાર મારવા ગયો ત્યા સાભળ્યુ કે રેશમભાભીએ ગામના એક જુવાન સાથે એના માબાપની ઉપરવટ થઇ નાતરૂ કર્યું છે. ફટ મારી આખો ઊઘડી ગઇ નજર આગળ રેશમભાભી ખડી થઇ. ઘમ્મા લડાઇ થતામા ઊકળી ઊઠતા, નવી જાતનાં ઝોડ મને યાદ આવ્યા. મને એ બધાય રેશમભાભીના ઢોગ લાગ્યા. પણ સાજુ માણસ આવી રીતે ધૂણી શકે ખરૂં ? અને તે ય અવરિત ચારપાંચ કલ્લાક સુધી ?વળી પેલુ ઝોડ મૂકવાનું કારણ દર્શાવ્યુ હતું એ ત્યારે બનાવટી ? આ બધા ભૂવાના છુમંતર વગેરેનુ શું ? અને આવા તો કઇક સવાલો ઊઠયા. મને કંઇ ચેન ન પડતા કામનુ બાનું કાઢી રેશમભાભીની નવી સાસરી તરફ ફરવા ઊપડયો. થોડી વાર થયા પછી આડાઅવળા આખરે રેશમભાભી ભર્યે બેડે આવતી દેખાઇ. હું સામે ગયો અને એકાંત સાધી પૂછ્યું· 'કેમ રેશમભાભી ? હવે ..'

'જાણતા નહિ હો, જો હવે ભાભી કહીને બોલાવી છે તો ?' સાથે સાથે તેની આખમા હાસ્યના પૂર ઉભરાતા હતા.

'ત્યારે શું કહીને બોલાવું ?' મેં પૂછ્યું.

'સાળીને જેમ બોલાવાતુ હોય એમ વળી' અને થોડીવાર રહી મારે પૂછવુ હતુ તે જ સબંધી તેણે પૂછ્યુ 'તમારા લાડુકાકીને હવે તો નીરાત થઇ ને?'

'એમને તો નીરાત જ છે ને પણ તમને હવે કેમ છે? હજુ ય ઓડ વીતાડે છે કે..'

રેશમભાભી વચ્ચે જ બોલી 'તમે ય સાવ ભોળા જ છો ને? તે દન કહ્યુ'તુ તોય ન સમજ્યા?' અને પગ ઉપાડતા ઉપાડતાં બોલી 'એ તો એનું થાનક મળતા ઓડઓડ બધાં ય ઝંપી ગયા.'

મારાથી બોલી જવાયું' 'અરે વાહરે રેશમ! તારા ઓડ!'

# કાગભૂત

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

હું ખાસ નબળો નથી. નિશાળ–પાઠશાળાના વર્ષો દરમિયાન કસરત કરેલી, તે જો કે નિયમિત રીતે નહીં, તોપણ વચ્ચે વચ્ચે ત્રણચાર મહિના લાગટ તેની પાછળ મચીને સારી પેઠે કરેલી, એટલે એ ખીલતા વય દરમિયાન કસરતને લગતા એક બે હુનાર પણ મળી ગયેલા, અને મૂળ બાંધો સારો હોવાથી મારા સહાધ્યાયી જુવાનોમા તો કસરતી પણ લેખાતો હતો વળી મારો હાથ જરા છૂટો અને ભારે હતો, અને ગુસ્સો મને અણધાર્યો અને વીજળી-વેગે ચડી આવતો, એટલે ખરેખરા કસરતી અને જોરાવર સાથીઓ પણ મારાથી દબાતા. એટલે કે હું ખાસ નબળો નથી એટલું જ નહીં પણ સામાન્ય માણસમાં હોય તેટલી કે તેથી કંઈક વધારે હિંમત પણ મારામાં છે જ; જે બનાવ આ ઠેકાણે વર્ણવું છું તે

કોઇ કમજોર અને છેક કન્યારાશિ માણસની ભ્રમણા જેવો ગણવાનો નથી જ.

શાળા પાઠશાળાના સમયને બે દાયકા વીતી ગયા હશે તે પછી એક વાર મને તાવ આવ્યો. તાવની આપણા દેશમા નવાઇ નથી બે અઢી વર્ષમા એક વાર તાવની લ્હેર થાય નહી એવા માણસ કોઇક જ માગ દશબાર વર્ષ તદ્દન નીરોગી ગયા હશે, પણ આ વેળા તાવ આવ્યો તે પછી લગભગ દર વર્ષે તે શરદ ઋતુમા એક વાર આતિથ્ય માગતો થયો. દર વખતે પાચથી પદર દિવસમા હુ પાછો સાજો થઇ જઇ કામે લાગી જતો આમ થોડા વર્ષ ચાલ્યું, પછી છેલ્લા પાચ વર્ષથી તાવ કવખતે પણ આવતો થયો, અને જ્યારે આવે ત્યારે હુ નખાઇ જતો, વળી પથારીમા એકલો પડયો હોઉં ત્યાં ચંચળ મનને તરેહવાર વિચારો આવ્યા કરતા. એક, વિચાર આવે તે પાચ પંદર મિનિટ ઘોળાયા કરે, બીજો વિચાર આવે, તે ઘોળાવા માંડે, ત્રીજો આવે આ છેલ્લાના ઘોળણ દરમિયાન ગમે ત્યા ગમે તે રીતે પેલો કે બીજો વિચાર ફરી આવીને ચાલતા વિચારની સાથે ગૂચવાઇ પડે. વળી નવા નવા મુદ્દા આવે અને ગૂચવણ વધતી જાય અને વચ્ચે કોણ જાણે કેટલી મિનિટ મન થાકી જઇને છેક ખાલી નિશ્ચેષ્ટ પડી રહે. ઉઘાડી આંખે નીંદર જ લે, અને તે જાગી ઊઠે ત્યારે વિચારમાળા પાછી ગમે ત્યાંથી શરૂ થાય. પાસે કોઇ બેઠું હોય તેની સાથે કંઇ વાત કરતોં ફરતા પણ મગજ બ્હેર મારી જાય, અને પછી તે ખમી ગયું હોય અને બીજુ જ કોઇ આવીને બેઠું હોય, તેને આખો જુવે પણ, તથાપિ મગજ તો બેભાન જેવું પેલી આગલી વાતચિત જ અટકી હોય ત્યાંથી આગળ ચલાવવા માગે. ઓરડામાં પ્રકાશ વધે ઘટે તેમ વિચારો પણ ફરી જાય

અને ખાસ કરીને સાંઝ પડી હોય ને દીવા હજી ચેત્યા ન હોય, એ સમયે તો ભયના વિચાર પણ આવે : અસ્પષ્ટ અને છેક જ પાયા વિનાના, તો પણ ભયના મોડી રાતે એકલો જાગતો પડયો હોઉં ત્યારે તો ચોપાસની ગાઢ શાંતિમાં અને બારીઓ વાટે અંદર ધસ્યા જ આવતા ઘનઘોર અંધકારમાં, ઓરડામાં ઝીણો દીવો બળતો હોય તથાપિ, ભયના જ વિચાર આવે; પસીનો થઇ જાય એટલો ભય પણ વ્યાપી જાય અને મે તો આ ઘડી સુધી ભય નામે જાણેલો નહિ એટલે મનની આ નવી અનુભવાતી નબળાઇ રોગ કરતા અને શારીરિક નબળાઇ કરતાય મને વધારે મૂઝવણમા નાખતી ભયની ક્ષણિક ભરતી ઊતરી જાય તે પછી– આમ કેમ થાય છે, આનો શો ઉપાય. આ બાયલાપણુ હવે મારી કોટે વળગેલુ અને અસાધ્ય • નીવડશે તો એ ખમાશે જ કેમ, એ પ્રકારની મારી આ મૂઝવણ મને વધુ વધુ પજવવા લાગી.

આવી સ્થિતિ નવીસવી હતી ત્યા મંને થયા કરતુ કે લાવ એનું અથેતિ વર્ણન દાક્તરને સભળાવું. દાકતર અને મારા સ્નેહી સંબધીઓમાં જે અનુભવી અને સમજુ હતા તે સર્વે મારા રોગની બાબતમા ભૂલો કરે છે એમ મને લાગતુ. રોગનું જોર વિશેષ જણાતુ ત્યારે સૌ એનુ પ્રમાણ હોય તેથી ઘણુ જ વધારે કલ્પતા અને રોગ કાબૂમા આવેલો જણાય ત્યારે સૌ, દાક્તર પણ, એથી ઊલટી ભૂલ કરતા, અને ચાર આની રોગ હોય તથાપિ અર્ધાઆની જ રહ્યો હશે એમ ધગર માની લેતાં મારો દાકતર વિચારશીલ, અભ્યાસી, તરંગી, અને ખણખોદિયો માણસ હતો. અને એ મારુ સાંભળે તો મને લગભગ ખાતરી હતી કે રોગની ચિકિત્સા એ વધુ બારીકીથી કર્યા વગર રહેવાનો નહિ, એટલે મે પ્રથમ એને જ કહી જોવાનો મનસુબો

કર્યો. પણ એમા તો મારો પાસો છેક જ અવળો પડયો એણે કશું સાંભળ્યું જ નહિ જ્યારે જ્યારે લાગ જોઇને હું એને 'સમજાવાનુ શરૂ કરુ ત્યારે ત્યારે એ મને એકડે એકથી જ અટકાવી દેતો "જુવો-ભાઇ," એ તુરત બોલી ઊઠતો, "તમારો બાધો બહુ જ અચ્છો છે. ગભરાવાનું જરા પણ કારણ નથી મગજને રજ પણ તસ્દી ન આપશો, એટલે બીજુ બધું કાર્ય મારી દવા કરી આપશે, અને જોતજોતામા તમે પાછા ટટાર થઇ જશો. મગજને શાત રાખો; કોઇને બહુ બોલવા ન દ્યો, તમે પણ, સાહેબ, ખપ જોગુ જ બોલવાનું રાખો માન કેળવો, મૌન, માન ! લોહીમાં જેમ બળ વિશેષ તેમ રોગનો ઉછાળો પણ જબ્બર અને ઇન્જેક્શન (Injection) લેવા તમે રાજી નહિ એટલે થોડી વાર લાગે છે. તોપણ શો સગીન છે તમારો બાધો ! લેશ પણ ના ગભરાઓ દવાને ઘૂટડે ઘૂટડે ફાયદો થતો આવે છે લ્યો, સાહેબજી ! "

અધૂરામા પૂરુ વળી એ બાહોશ માણસે એ જ પાઠ મારી વહુ, મારા મોટા પુત્ર અને મારા મિત્રો બધાને ય ભણાવી દીધો એટલે દાક્તરની આશા છોડી જ્યારે મેં એ લોકો સાથે વાત ઉપાડવા માડી, ત્યારે જોઇ લ્યો મારી દશા ! કોઇ મારું સાભળે જ નહિ ! એક કહે, "દાક્તર સાહેબનો હુકમ છે કે વધારે વાતચીત ન કરવી," અને અટકી જાય. બીજું કહે, "આવો સગીન બાધો છે ને આ શી અણુસરજી પીડા ! મગજને શાત રાખો, શાત." હુ અકળાતો. રોગને પત ન કરે એવો આ "સગીન" બાધો, જગ વાતચિતથી નબળો પડે એ જાતની આ સૌની બીકથી કઇક હસવું પણ આવતું. મગજની ક્રિયા મોએ ડૂચો મારીને બધ પાડવાની એમની બેવકૂફ રીતથી ગુસ્સો પણ થતો. પરતુ એ આપ મતીલી ટોળકીમાથી મારૂ કોઇએ ન સાભળ્યું તે નજ સાભળ્યુ.

અને મેં પણ હારીને વાત જતી કરી. એમ કરવાની મને ફરજ પડી, ખાસ તો એટલા માટે કે આ કોઇ ન જ સાભળે અને હું અકળાઉં, ત્યારે કોઇ કોઇ વાર પરિણામ એવું થતું કે મારો રોષ કાબૂમા રહેતો નહિ, અને તેના ઝપાટામાં બીચારૂ ત્રીજું જ કોઇ ન લેવા ન દેવા અને સપડાઇ જતું. ભોગને નોકર કે બાળક કે સંબધીના, જે આમ છેક જ જુદા પ્રકારના ધૃતેન્ધનાદિથી પ્રજ્વલિત અગ્નિદેવની શિખાઓના સ્પર્શસુખ રૂપ યજ્ઞભાગ પામતું.

તાવે મારા ઉપર છેલ્લો હુમલો કર્યો તે સૌથી જબરો હતો. ત્રણ રાત અને ચાર દિવસ તો બહુજ વસમા ગયાં. ચોથી સાંજે મે આખ ઊઘાડી ત્યા માથા આગળ સ્ત્રીના હાથમા બરફની કોથળી, પગ પાસે હજામત વધી ગયેલી દાઢીવાળો મારો પુત્ર—જેને એવી ટેવ કે કામની ભીડ હોય તો ન્હાવાનુ રહી જાય. એકાદ ટંક જમવાનો ય પડે, પણ સવારે દાતણ પછી હજામત અને તે પછી અમે નમતે પ્હોરે એમ ચાહના બે ટક, એ તો કદાપિ ન પડે,—અને વચ્ચે દાક્તર, એવો ખેલ જોવામા આવ્યો. મે જરા હસાવવાની ઇચ્છાથી કહ્યું "દાક્તર સાહેબ, સગીન બાધો !"

"બેશક સાહેબ," દાક્તર બોલી ઉઠ્યા, "સગીન બાધો, સાદુ જીવન, અને મોટે ભાગે નિયમિત દિનચર્યા. એ ત્રણ સિદ્ધિ જ્યા વસે, ત્યા દેવોના વૈદ્ય પણ કબૂલ કરે, કે અમારી જરૂર નથી. કઇક આગન્તુક વિષ કે વિકાર પૂરતો જ દવાનો ખપ, જેનો ગુણ પણ સત્તર આના અને તાત્કાલિક. વારૂ સાહેબ, જરા બેઠા થઇ આ રંગીન પાણી વડે ખુબ કોગળા કરો, બધી અરૂચી સાફ થઇ જશે, અને પછી ગરમાગરમ કાજી લેજો ત્યાં 'હુ પાછો આવું છુ."

એ ઘડીથી મને જલદી આરામ થતો ગયો. સાતમે દિવસે તો હું ઘરમાં હરફર કરવા લાગ્યો. બીજા એક બે દિવસમાં દાક્તરની સલાહથી અમે હવા ફેર માટે ક્યાં અને કેટલી મુદત જવું તેનો વિચાર કરવા માડ્યો અને આને વળતે જ દિવસે નમતે પ્હોરે મારો પુત્ર આવ્યો ત્યારે મેં કહ્યું "ભાઇ, આજ તો એમ થાય છે કે થોડું ફરી આવું" એણે પૂછ્યું, "સાથે આવું?" મેં ના કહી. એ કઇ ચાલ્યો ગયો. મારા કપડાં લાકડી વગેરે તૈયાર જ હતા તે પહેરી સજ્જ થઇને હું બહાર નીકળ્યો.

મારા મનને મૂળ તો જરા લાંબે જવા ઇચ્છા હતી પણ નદી કિનારે ચાલતા પાસે જ આવેલા જૂના કોટના બુરજની બેઠકથી લલચાયો ખંભાત અને દીવથી માંડીને કોલંબો સુધીના આપણાં આરબી સમુદ્રને લાગેલાં બંદરોમાં જ્યાં જ્યાં હાલ કોટના ખંડેર જોવામાં આવે છે, તે બધા કોટ મૂળ ફિરંગી એટલે કે પોર્ટુગલના ઇજનેર મિસ્ત્રીઓએ અગર તેમના શિષ્યો કે અનુકરણકારોએ બાંધેલા હશે એમ લાગે છે. જૂના મોગલાઈ કિલ્લાઓ તેમ ઘાટ પ્રદેશના મરાઠી અને આરાવલિ પર્વત વગેરે સ્થળોના રાજપૂત ગઢો અને દુર્ગોને સરખાવી જોતાં આ બંદરી કોટોની રચના વિગતોમાં તેમ મુખ્ય ઉદ્દેશમાં પણ અનેક રીતે જુદી તરી આવે છે. દરિયામાંથી કે તેને મળતી મોટી નદીમાંથી જ રક્ષણીય જગા ફરતી કુદરતી ખાઇ થઈ જાય એવી ગોઠવણ કરીને તે ઉપર આ સર્વ બંદરોમાં અમુક જાતની જ રચના રચેલી છે, તેમાં બંદૂકો માટેનાં બાકોરાં, મોટા તોપખાના માટેના બુરજો, અને બીજી રચનાઓ બધે એક જ નમૂનાની દેખાય છે, જેમાં પાછળથી વલંદા કે અંગ્રેજોએ કોટ સમારતા વખતે થોડો જ ફેરફાર કરેલો છે. આવા બુરજોની અર્ધ કે પોણુ જાળિયા ઝરૂખસબંધી હતી, જ્યાં અઢારમા સૈકા સુધી જરી

કરાલ તોપો રહેતી. તોપચીઓ ઢેડ વિલાયતી, લેબાસમા દોર ચલાવતા, અને ખારવા આદિ રાકડી કોમો પાસે દોર કરતા યે વત્તું વૈતરૂં માર મારી ને કરવાતા.

ત્યા આગળ હવે ધરડા તેમ નવજુવાન સ્ત્રીપુરૂષો અને તેમને વળગેલાંનાના મોટાં છોકરા રંગ રંગી સ્વચ્છ વસ્ત્રોમા સહેલ કરે છે, ટોળે મળીને કે છુટા છવાયાં બેસે છે, પત્તા ટીચે છે, સોકટીઓ ટીપે છે, ગામ ગપાટા હાકે છે, નાતજાતની કુથળી કરે છે, ચવેણુ ખાય છે. કાકડી, કેળાં, સતરા, તરબૂચ, દાડિમ, આદિની છાલના કચરા પાડે છે. બીડીઓ ફુકે છે, અને ગગડા લલકારે છે જ્યા એક કાળે લશ્કરી દોરદમામ અને અમલદારના જુલમ નિરંકુશ હતા, તથા દુશ્મનના ગોળા ગાજી રહેતા અને ધમસાણ વાળતા, ત્યા હવે તો હિંદવાસી છોકરાઓની રમકડામા ય ગણતરી નહિ એવી ગલોલોમાથી હળિયા કે કાકરી જ ઉડે છે, સોડા વોટર અને લેમનોની જ ગોળીઓ ખણખણે છે, અને નહીં રસમા નહી રાગમા નહીં મેળમા નહી અર્થમા કે નહીં કવિતામા, એવા નાટકી ગાનતાન પણ ચાલી રહે છે

•

કોઇ કોઇ વખત એકાદ બુરજ છેક વિજન પણ મળી આવે છે.

હુ આ બુરજના પગથિયા ચડયો ત્યારે ત્યા કોઇ જ નોતુ. પાસે નદી સરસા ડક્કા ઉપર બે ત્રણ બગલા બતેલા આવેલા તેમાથી લક્કડ, નાળિયેર, તાડુરી, પથ્થર, ખજૂરની તાડછાની થેલીઓ વગેરે માલ ઉતરતો હતો, અને એક બે મછવામા પાર જવાની દોડધામ બે ત્રણ રહેલાણી ટોળીઓ કરી રહી હતી, એટલે અહીં હવા ખાવા આવેલા હશે તે સૌ આકર્ષાઇને ત્યા ચાલી ગયેલા. હું બેઠો. સામેપારનો ભૂખર કાંઠો, ને પાછળ લીલા ઝાડોની હાર, તેની પાછળ

સૂકા ઘાસનો કે કાળી માટીના ખેતરોનો વિસ્તીર્ણ પટ, તેનીયે પાછળ ઘેરી અમાપ મ્હોળાઇથી ઘટા જેવી કોર, અને દષ્ટિ સીમાડે નમતા આથમતા તડકાનો આસમાની વ્યોમ ઘૂમટ, એ છેક સાદો અને જન્મારાનો *પરિચિત તથાપિ સદા મોહક પડદો આંખ આગળ ખડો જ હતો નદીમા ભરતી આવતી હતી અને બે પાચ હોડી તેમા તણાતી તણાતી પણ પોતાને માર્ગે ગતિ કરી રહી હતી, ક્વચિત પાછળના શિવાલયમા કોઇ ઘટ વગાડતું તેનો અવાજ, એ મન્દિરનો કળશ પણ બુરજની બેઠક કરતા નિચાણમા અને તેની ગોદમા જ હોવાથી, કોઇ ભોંયરામાથી ઉચે ચડીને આવતો હોય એવો વાગતો હતો. હુ બેઠો અને સિગરેટ સળગાવી, (સિગરેટની પરહેજી બે દિવસથી જ દાક્તરે દૂર કરી હતી,) એ ધૂમાડાના બારીક અને એક બીજાંમા ગૂચવાઇ મદ મદ ઉડતા ચકરડા હુ જોવા લાગ્યો ત્યા સાથે આકાશમા પખી દીઠા. પાચ પચીશ સો એમ એ જોત જોતામા વધી ગયાં અને સર્વ કાગડા જ. બીજી કોઇ જાતના પંખીનુ નામ પણ નહીં જરઠ, ભરજુવાન, નવજુવાન, અને બાળક, એક પાછળી એક આવતા જ ગયા અને પાચસો કરતા ય વધારે થઇ ગયા. આ પચક્રોશીમા જેટલા કાગડા કાગડી હશે તે બધા જ જાણે આ સધ્યાની રહેલગાહે આવતા હોય અને આ બુરજ ઉપરનું આકાશ એમના મેળાનુ થાનક હોય એમ બની રહ્યુ. કાગડામા એક ગુણ બહુ મોટો છે. એ જાતિને મારા દાકતર જેવાને પણ મૌન જાળવવાની સલાહ આપવી પડે નહિ આ છસો સાતસોનુ ઝુંડ હશે, પણ બધા જ નીરવ અને બધા જ જાણે હવામાં તરતા હતા, હવા ખાતા હતા, ખેલાડી રોવત ઘોડાને ચાક ફેરવે, કાબેલ હાકનાર

---

* આ વાર્તા કલ્પિત જ છે, 'જન્મારાનો પરિચિત' એટલે આ વાર્તા નાયક પોતે સ્વમુખે કહે છે, તેને જન્મારાનો પરિચિત

એરોપ્લેનને ગોળ ઘુમરી ખવગવતો ખવરાવતો ઇંગ્રેજી આઠડાની આકૃતિઓ રચે, એક પૂરી કર્યા પહેલા બીજી માડે અને બીજીમાથી ત્રીજી. ઉપલુ વર્તુલ છેક આકાશની ટોચમા નાખે તો નીચલું કોરતા તમારે માથે અડકશે કે શુ એટલો પાસે થઇને જાય,એ પ્રમાણે આ મેકડો નાના મોટા કાગડા પણ પોતપોતાની પાખોને એકસરખી પ્રસારેલી અને ઘણુંખરૂં નિશ્ચળ રાખીને માત્ર ડોક અને પુછડીના "હાથમારતા" હતા. આ સાગર જેવા વાતાવરણના માછલાઓ હોય એમ સેલી રહ્યાં હતા શ્રાવણ ભાદરવાના મોટા હોડાઓમાં જરા સીધુ તરી વળી હિલોળે ચડિયે, પાણી હીંચ લે તે સાથે આપણે હીચીએ, તેમ ઉપલા આકાશના વાયુ થરમા જાણે હવાના લાબા લાબા મોજા ઉઠી ઉઠી હીચ ખાતા હોય અને આ કાગડાઓ તેમા હીચતા હોય, એવી આ એમની રમત હતી

તમે કહેશો, પંખીઓમા અધમ, વા અધમ નહી તો પણ છેક ઉતરતી અસ્પર્શી પંક્તિનો, જે કાગડો, તે વળી આમ ખેલે, તરે, એળે, ચગડોળે ચડે ઘુમરીઓ ખાય, વાહિડોળે હીચકે, લ્હેર કરે, મેળો ભરે, કેવળ નિ શબ્દ, અને મેંકડોની સખ્યામા? ખૂબ કે'વા છો! ના, ભાઇ, ના કાગડો પણ ગમે તેવો તોય પ્રાણી છે તમારા સ્પર્શ્યાં સ્પર્શ્ય ભેદ રાખો તમે તમારી માનવ ઘટનાઓમા ફિલસુફો જાણે છે જ કે જન્તુસૃષ્ટિમા અણોરણીયા નથી મહતો મહીયાન્ સુધી દરેક જાતિની જીવનચર્યામા જીવવું, બસ જીવવું,–વ્હેતી ક્ષણનો ઉપભોગ લેવો, ખાવુ, પીવું, ખેલવુ, વિરમવું, વિહરવુ, અને તે પ્રયોગ કરવાની વૃત્તિએ, ઉપયોગ લઇ જોવાની ઇચ્છાએ, ચાખી જોવાની રીતે, મતલબ કે ખેલવાની જ ઢપ છપે,–એ જીવનહેતુ સર્વવ્યાપી છે અને જો ખલકનો સારો ખેલ આ નજરે નેવુ કે નવ્વાણુ ટકા ખેલ જ છે, તો કાગડા પણ ખેલે, તરે, ઉડતા ન કળાય એવી

સફાઈએ ઉકે, નભોમંડળનુ આખું પોલાણ પોતાની સ્વાગ મિલ્કત હોય એમ તેમા યથેચ્છ પાખ લબાવે અને પોતાની એકોળ ચાચ પાદશાહોની આખ જ હોય એમ દશે દિશામાં ફેરવી જુએ એમાં ચકિત થવાનુ નથી. ચકિત થાઓ કે ન થાઓ, એ બનાવ કુદરતી છે, ઘણીયે વાર બને છે, અને તે ઘડીએ જેવો બનતો મ્હારા જોવામા આવ્યો તેવો જ વર્ણવી રહ્યો છું. આપણા દેશમા સંધ્યાકાળનુ આયુષ્ય બહુ જ ટૂંકું છે કાગડાઓ પણ ધીરે ધીરે શિવાલયમા અને કાંઠે કાંઠે આવી રહેલ વડ, પીપળા, લીમડા, આમળી, કોઠી, લીલી, કણુસ, જાબુડા, આદિમાં રાત ગાળવાને માટે પોતપોતના પરિચિત સ્થાન તરફ ઢળવા લાગ્યા. બુરજથી થોડે ઉચે ફર ઉચા ટેકરા ઉપર આવેલો એક જૂનો જગી જાબુડો ઘેરી ઘટાવાળો હતો. એ ટેકરો ઉગમણો ઢળે છે એટલે એ જાંબુડા નીચે સંધ્યાનો અંધકાર પ્રથમ જામ્યો, અને એ મધ્ય-બિંદુથી જ જાણે તે ચોગમ ફેલાવાને ઉતાવળો થતો હોય એવો મને ભાસ થયો. કાગડા પણ હવે ટપોટપ ઝાડો ઉપર ઉતરી બેસી જવા લાગ્યા. તેમાં એ જાબુડામા જ આરામ મેળવતા કાગડાઓને ગણતાં ગણતા મારી આખ અને બુદ્ધિ બને હારી ગયા. જાબુડાની ઉપલી ઘટા તે જાણે અંધકારનું માથુ અને તેમાં પાને પાને વાળે-વાળે કાગડા, એવો મને ભાસ થયો.

આવ્યો ત્યારે હું ડક્કા તરફને છેડે આ જાબુડાને પીઠ કરીને-બેઠો હતો પણ ત્યાં ડક્કાનો ઘોંઘાટ મને કંટાળો આપતા હુ સામેના બાકડા ઉપર બેઠો. બાકડા એટલે બુરજનો ગોળ ઘેરા ગળા સમાન ઉચો હોય તેને મધ્ય ભાગે પત્થરની જ બેઠક ચણી લીધેલા હોય છે તે તોપો માટે જ જ્યા જ્યા ધારેલા જગાઓ ગખેલી ત્યા ત્યા બેઠક એ બેસવાના પત્થર પણ

ન હોય, પણ તે સિવાય ધારોની દિવાલને ફરતી આવી બેઠક હોય જ. તે વચ્ચે વચ્ચે આમ ત્રુટિત હોવાથી, એવી બેઠકને લોકો બાકડાઓ કહે તે કુદરતી જ છે. આ છેડે બેઠો અને કાગલીલા જોવા લાગ્યો હતો. હવે અંધકાર વધે તે પ્હેલા ઘેર પ્હોચી જવાના ઇરાદાથી હું પાછો ઉઠયો એટલે મને સાંભર્યું કે મારી પ્રથમ લાકડી પ્રથમ બેઠેલો ત્યા પડી રહી હતી. હુ બીડી ચેતાવતો તે લેવાને ચાલ્યો અને સામે જોઉં છુ ત્યા તો—જાણે એક હાથ જેવા હાથના કરતા પચાશગણો મોટો હાથ તેને જ લઇ લેવાને લંબાતો હતો ! સહસા આ કાળો હાથ કેવો અને એ તે શુ કૌતુક, તે જાણવા નજર નાખું છું તો એ હાથ પેલા રાક્ષસી અંધકારમાંથી લંબાયો હતો. એ આખો અંધકાર જ જમીનદોસ્ત બે મિનાર જેવા પગ લાંબા કરી તે ઉપર પોતાનું રાક્ષસી ધડ નીચું વાળી આમ લાંબે હાથે એ લાકડી લેવાનું કરતો હતો, અને તેના માથા ઉપર એક કાનથી બીજા કાન સુધીમા એક ભયંકર કદનો કાગડો સેલી રહ્યો હતો. આવો પ્રચંડ અંધકાર મૌકુલિ કાગભૂત દેખીને હુ છળી ગયો, ખરેખર અને સોગન ઉપર કહું છુ કે પાછો વળી જ ગયો, અને સામે બાકડે જેમ તેમ પ્હોચી બેસી ગયો. મારા હૃદયના ધબકારા માય નહીં. પણ મારી આખ તો ફાટેલી જેવી એ જાણુડા તરફ ચોટેલી જ રહી, ધ્રૂજતો ધ્રૂજતો પણ એ વિકરાળ ભૂત સામે જોઇ જ રહ્યો. તેનો દેખાવ પળે પળે વધુ કાળો અને ગજાવર બનતો ગયો આમ કેટલી ક્ષણ ગઇ હશે કોણ જાણે

પણ ત્યા મને વિચાર થયો એ કે આ શું ! કોણ હું અને શો આ ભય ? લાકડી તો લઇ આવુ જ ત્યારે જ ખરો. ઠીક છીએ, ચાર કદમ દૃઢતાથી ભરીશ ત્યાં આ અંધકાર—જન્મ કાળભૂત, આ વિક્ષિપ્ત કલ્પનાનુ સત્ય, ફરી પોતાની માતૃકામા વિલીન થશે અને

હુ લાકડી લઇને ઘેર જઇશ. સિગરેટ હાથમાથી નીચે પડી ગઇ હતી, કોણ જાણે કયારે, તે ઉંચકી લઇને મે ફરી ચેતાવી, અને ઉઠીને મારી લાકડી તરફ ચાલવા લાગ્યો

* * *

પાછી ચેતના આવી ત્યારે હુ મારી સ્ત્રી બરફ ઘસતી હતી અને પુત્ર જ્વરતલિકામા પારો કયા સુધી ચડતો હતો તે જોતો હતો. આખ ઉઘડતા સાથે મારાથી સવાલ થઇ ગયો–"મારી લાકડી ?"

મારી સ્ત્રીથી ન રહેવાયુ ને ગાજી ઉઠી. "આ શું આ–લાકડી ! લાકડી ! બેફામ હતા ત્યાં યે લાકડીનો લવારો, અને ભાન આવતા વારને પાછી એને એ લાડવાઇ લાકડી !"

પુત્ર ધીમેથી બોલ્યો· "બા, હજી સુધી નથી તાવ ને નથી ન્યૂનાશ * ચાલો સુદ્ધિ પણ આવી એટલે નિરાત થઇ, પણ બાપુને ગુસ્સે કરીશ તો તાવ આવે પણ ખરો હો !–બાપુ, લાકડી પેલી રહી એની જગાએ, હુ ગાડીમા ભૂલી આવ્યો નથી."

હુ ગાડીમા ઘેર આવ્યો અને વળી બેભાન અવસ્થામાં એ જાણીને મને અચબો થયો. પણ તે દાબી રાખીને મેં સિગરેટ માગી. પુત્રે મારા કોટના ખીસામાથી દાબડી કહાડી અને તે ઉઘાડી કહે, "બાપુ, હમણા થોડી વાર ન પિયો તો નહિ ચાલે ! જુવો આમા એક જ છે. ગોપાળ (નોકર) કહેતો હતો એણે દસ્તુર મૂજબ ચાર મૂકી હતી, એટલે કે તમે ત્રણ પીધી કેટલા વખતમા તે જાણો છો ! જુવો અત્યારે સાત ઉપર બાડત્રીશ થઇ છે. તમને પથારીમા સુવાડયા ત્યારે સાડા સાતમા બે ત્રણ મિનિટ કમ હતી તમે ગાડીમા બેઠા ત્યારે સવા સાતના ટકોરા વાગતા

*Sub-Normal

હતા. તમે અહીંથી ફરવા જવા નિકળ્યા છ ઉપર બે ત્રણ મિનિટે. એટલે તમે કલાકમા ખરેખર સવા કલાકથી ઓછા સમયમાં ત્રણ તો પીધી."

બ્હાણુ બેડી બેડીને બદર ત્યારે આ ! હું હસ્યો. પણ સાથે એને કહ્યું પણ, "વારુ, ત્યારે, વાળુ કરીને." થોડીવારમાં મારા ગૃહરાજ્ઞી નીચે વાળુ વ્યવસ્થા, કોઠાર નિરીક્ષા આદિ એમના નિત્યકર્મ માટે સિધાવ્યાં, મારો પુત્ર પણ જતો હતો, મે એને બેસાડીને પૂછ્યું, "તુ ત્યા કેવી રીતે આવી ચડયો ?"

એણે બધી હકીકત કહી. મેં સાથે આવવા મના કરી એટલે મને ગુસ્સે ન થવા દેવા એ ચાલ્યો ગયો, પણ સામી મેડીએ જ બારીનું એક બારણુ આડુ રાખીને તૈયાર બેઠો. હુ બહાર નીકળ્યો, એટલે એ થોડુ અતર રાખીને પાછળ પાછળ આવ્યો. ગોપાળને એણે સાથે જ રાખી લીધો. હુ બુરજ ઉપર બેઠો એટલે એ જઈને શિવાલયની અગાસીમાં બેઠો અધારૂ થતા એણે ગોપાળને ભાડે ગાડી લાવવા મોકલ્યો અને પોતે મારી પાસે આવ્યો. મે લાકડી લીધી હતી અને બીજો હાથ ધોગ ઉપર મુકી હુ બેસવા જતો હતો (કે પડી જાત) ત્યા એ આવી ચડયો, અને મે માથુ એના ખભા ઉપર જ મુકી દીધુ. ગોપાળ આવતા મે માથું ઉચક્યું, અને એ બનેના ટેકાથી હુ ચાલીને ગાડીમા બેઠો. પછી (પુત્રના ધારવા પ્રમાણે) હુ બેશુદ્ધ થઇ ગયો પુત્ર આવ્યો ત્યારથી ગાડીમા બેઠો ત્યા સુધી આખ ઉઘાડી હતી અને થોડા ડગલા ચાલ્યો, તથાપિ એને ખભે માથુ મુકાયુ તે ક્ષણ પહેલાથી પણ હુ બેશુદ્ધ જ હતો. એ હકીકત મેં એને જણાવી નહી. કાગભૂતના અતિભયાનક દર્શન વિષે પણ કોઈને લેશ પણ ઈશારો કર્યો નહિ

# તેતરની જોડી

શ્રી. બકુલેશ

સરાઇના ઉંચા દરવાજા ઉપર, હિમાલયના શિખર પર સોનાના કિરણો ઢોળતા સૂરજની રોશની હજી હરી પણ ન હોય ત્યાં તો અમીર પોતાની દિલરૂબા લઇ દરવાજા આગળ ખડો થઇ જતો—સરાઇના ખૂણામાં આવેલા એક ન્હાનકડા કોરીખાનામા ઓટલાની પાસે અમીર ત્હેના ભાઇ મીરઝા સાથે પડ્યો રહેતો. ખુદાએ ત્હેની પાસેથી ચશ્મો ખૂંચવી લીધા હતાં, ત્હોયે સૂરજ કેટલે ચઢ્યો છે એની ચોકસાઇ ભરી માહિતી તે જ આપી શકતો' અને એથી રોજ બડી ફજરમા હજી તો સરાઇનો કુકડો પણ ન બોલ્યો હોય ત્યારે પોતાના આખ વિનાના મુખડાને પાસે સુતેલા પોતાના ભાઇ તરફ ફેરવીને બોલતો "મીરઝા! ઉઠ હવે!.... .મુસાફિર આવવાનો વખત થઇ ગયો!"

---

આ પુસ્તકની કિંમત એક રૂપિયો છે.

અને પછી તે પોતાના પાળેલા તેતરની જોડી તરફ જોઇને કૈ ને કૈ બોલ્યા કરતો પાંજરામાં પુરાએલી તેતરની જોડી આંધળા અમીરના અવાજને સત્કારતી હોય તેમ પાંખો ફફડાવી, ગેલ કરતી વિચિત્ર અવાજ કરતી, પાંજરામા જોરથી આંટા મારવા માંડી જતી. અમીર, મીરઝા અને તેતરની જોડી વચ્ચે ન સમજાય એવુ સગપણ ખાસ દેખાતું.

આંધળો અમીર અમીર ન્હોતો પણ ફકીર હતો—પોતાના ભાઇ મીરઝાની સાથે તે સરાઇમા ગુલમર્ગની ખીણ જોવા આવતા જતા મુસાફરો અને શોખીનોને ખુશ કરવા દિલચસ્પીથી દિલરૂબાં બજાવતો અને આવનારા મુસાફરો આંધળા અમીરની દિલરૂબાની હલક પર આફરીન પૂકારી મીરઝાએ હાથમા ઝાલેલા ડબ્બામા પૈસો બે પૈસા નાખી જતા. ઘણીવાર તો શોખીનો તરફથી એને રૂપિયો સુદ્ધાં મળી જતો.

બડી ફજરમા અમીર હજી તો પથારીમા પડયો હોય ત્યારે દૂર દૂરથી આવતા ખટારાના ઘોડાગાડીના અને સીગરામના અવાજને બરાબર પારખી જતો અને મીરઝાને ઉઠાડી રોજી પર લગાડી દેતો ઘણી વાર તો મીરઝા ઉંઘમાં પડયો હોય ત્યારે તે એકલો કાશી-ખાનાનો લાકડાનો દાદરો ઉતરી જઇ સરાઇના દરવાજા આગળના મ્હોટા ઝાડના ઠુંઠા આગળ બેસીને દિલરૂબાના તાર છેડતો-અને નવા આવનારા મુસાફરો પાસેથી દિવસની રોજીની શરૂઆત કરતો

કકડાવી નાખે એવી ગજબ ઠંડી તીર ચલાવતી-તોયે અમીર અને મીરઝાની જોડી સરાઇના બારણા પર નિયમસર ઉભી રહેતી ઉઠ-તાની સાથેજ તેતરની ખબર લઇ બન્ને જણ દરવાજા પાસે હાજર થઇ જતા—અને મુસાફરોની હાર જરાક નરમ પડે એટલે કાશીખાનામા જઇ સવારના ચહાનાસ્તાની તૈયારી કરતા

૨

ગુલમર્ગ!...કાશ્મીરની ભવ્યતા!...હિમાલયની અદ્ભુત અને રમણીય લીલાને નયનમાં સમાવવા દર વર્ષે હજારો મહેલાણીઓ આવ્યા કરતા: વસન્તની શરૂઆતમાં જ મીરઝાં અને અમીરને વર્ષની રોટી મળી રહેતી શિયાળામાં મુસાફરોમાં મંદી આવતી: તો પણ નિયમસર અમીર અને મીરઝાં સરાઇના મ્હોટા દરવાજા આગળ મ્હોટા ઝાડના ઠુંઠાની નીચે ઉભા ઉભા પોતાની રોટીની અહાલેક શરૂ કરી દેતા.

આવનાર મુસાફરોના અંગ પર ગરમ કપડાના સુટ દેખાતા: શરીરને ગરમી બક્ષવા, ઠંડીને દૂર રાખવા કેટલાય લોકો ઉનના ધાબળામાં વીંટળાએલા દેખાતા. પણ અમીર અને મીરઝાં તો પોતાની લાંબી ચૌડી ઇજાર અને જૂનું કાશ્મીરી પહેરણ, ઉપર પુરાણા જમાનાનો, જૂનો ભરત ભરેલો કીનખાબનો કબજો પહેરેલા દેખાતા. ગેજ ગેજ એજ કપડામાં લોકોનાં મન રીઝાવી રોટી ખાી કમાતા.

અમીર જ્યારે કરૂણ સૂરે ગાતો ત્યારે મીરઝાં પસાર થતાં લોકોની સ્હામે પોતાના હાથમાનું ડબલુ ધરીને બોલતો "અલ્લાહ કે નામ પર! દેદો કોઇ અંધેકો!"

અને એના ડબલામાં પૈસો, બે પૈસા, આની બે આની જેવી પરચુરણ હમેશ પડયા કરતી–પૈસાનો ખણખણાટ સાંભળીને અમીર તાન મારીને ગાતો.

"...કિસકો આખના ઓર આખકે
ચીલમન ગીરા દેના... .

હમારા દેખના ઔર દેખકર
આસૂ ગીરા દેના .....
અય આને વાલે...અચલકો
જરા હઠા દેના .. .

જ્યારે સ્હાજ પડી જતી અને ઠંડીની કાળી પાંખ ગુલમર્ગની ખીણ પર પથરાતી ત્યારે અમીર પાસે જ આવેલી એક હોટેલમાં જઇને પુષ્કળ શરાબ પી આવતો. મીરઝાં એ બરાબર જાણતો–પણ એ તો એના જીવનનો એક ક્રમ બની ગયો હતો ઘણીવાર તો અમીર ખૂબ શરાબ પીને ચીક્કાર બની લથડીયા ખાતો ખાતો આવતો ત્યારે મીરઝા જ એને સૂવાડી દેતો. આ વખતે તેતરની જોડી પીંજરામા ગમગીન બનીને અમીર તરફ જોયા કરતી, એ વાત મીરઝા બરાબર જાણતો હતો

પણ ઠીક શરાબ પીધા પછી આસ્માન સ્હામે મ્હો કરીને હાથમાના દિલરૂબાના તારને જ્યારે તે છેડતો અને પછી એક એક તાન મારીને તે એકાદ ચીજ છટકાવતો ત્યારે ગમે તેવા મખ્ખીચુસ પાસેથી પણ તે એકાદ આનો જરૂર પડાવી લેતો

૩

અને એક દિવસે જ્યારે સોહામણી સન્ધ્યા રાત્રિની ગોદમાં લપેટાઇ જતી હતી ત્યારે કેટલાક નવા મુસાફીરો સરાઇમાં આવતા હતા–અમીરે દિલરૂબા છેડી–મીરઝા "દે દો ! અલ્લાહ કે નામ પર !" બોલવા લાગ્યો–મીરઝાએ જોયું કે આવનારા લોકો દૌલતમદ હતાઃ

""બરાબર ગા !...માલદાર લોકો આવે છે !" મીરઝા અમીરના કાનમા ગણુગણ્યો.

તે જ વખતે એના ડબ્બામા દૌલમંદના એક મ્હોટા છોકરાએ એક આનો નાખ્યો. ન્હાનાએ બે આની નાખી મોટો છોકરો આંધળા અમીરની સામે જોઇને ગભરાઇ પાછો હઠી ગયો–અને મીરઝાએ એની સામે જોયા જ કર્યું

જ્યારે જ્યારે મીરઝા કોઇ છોકરા તરફ જોતો ત્યારે ત્યારે એનુ જીગર નરમ બની જતુ. એને એનો ભૂતકાળ બોલાવતો જ્યારે અમીર માત્ર બચ્ચુ હતો ત્યારના દિવસ એને યાદ આવતા હા, તે કારમી પળ એનાથી ભૂલાતી ન્હોતી એ વખતે એક કાતીલ ચીસ પાડી અમીર જમીન પર ફસડાઇ પડયો હતો. મીરઝા ઘણીવાર ગોફણથી પોતાના ખેતરમા પાકને નુકશાન પહોચાડતાં પખીડા ઉડાડતો–એની એવી એક ગોફણે અમીરની આખનો ભોગ લીધો હતો બીજે વર્ષે હકીમે કહ્યુ કે બીજી આખ પણ એકાદ વર્ષમા ચાલી જશે–અને પછી ....પછી . .. ખરેખર ! થયુયે તેવું જ. અમીરને મન આલમ અંધકારમય બની.

પહેલા તો લોકો એને કહેતા કે તુ ફલાણા પીરની માનતા કર.. ને. તને તારી આખો ખુદા પાછી આપશે. પણ એ બધામાથી એને માત્ર નિરાશા જ સાંપડી. આ આખ મીરઝાની ગોફણથી ગઇ હતી એ વાત કોઇપણ જાણતું ન્હોતુ ફક્ત મીરઝાનું દિલ જાણતુ હતુ. સદાકાળ એનુ હૈયુ આસુને ઘોળી ઘોળી પી જતુ અને એક દિવસ તો મીરઝાંને થયુ કે તે પહાડપરથી પડીને બેજાન થાય...પણ પાસેની મસ્જિદના મુઝાવરે એને કહ્યુ, "અલ્લાહ પાક પર ભરોસો રાખ !.. ...તારી જીદગી તારા ભાઇ માટે કુરબાન કરને !.. આમ આપઘાત કરવાથી અલ્લાહ નારાજ થાય છે !" ત્યારથી એણે અમીરની ખૂબજ કાળજી કરવા માંડી. જ્યારે જ્યારે મીરઝા ગુચ્છાવાળા તેના ભાઇના બાલોમા હાથ ફેરવતો

અને દુનિયાની હરતરહની વાતો કહેતો અને અમીરની વાતો સાંભળતો ત્યારે એના હૈયાને એક જાતની ટાઢક થતી.

અને એક દિવસ અમીરે વાતચિત કરવી બંધ કરી કારણ કે આજે એની આશાનો અન્ત આવી ગયો હતો. કુદરતની રમણીયતા, બરફથી છવાએલા પહાડો, ધોધમાર વહ્યા જતા પાણીમા ઘસડાઇ જતાં વનનાં રગબેરંગી ફૂલડાં, નીલોત્તરીથી છાએલી ખીણો, કુદરતને ખોળે ઉડતા મનોહર પંખીઓની હારની હારો અને આકાશમાં ડુંગરોની ટોચે બેસતા સુફેદ અને રૂપેરી બાદલોની હારમાળા તે હવે કદિ ન જોઇ શકશે એ આનંદ, જીવનની ખુશ્બુ, ખુદાએ સર્જેલી કુદરતનો મીઠો મીજાજ એની ચશ્મો કદિ નીરખી શકશે નહિ એથી તેણે બોલવાનું છોડી દીધું હતુ.

પણ એથી વધારે દર્દ તો મીરઝાના જીગરમા થયુ હતુ. ઘણી વાર તો તે અડધી રાત્રિએ, કે રાત્રિના પાછલા પહોરે ઉઠીને આસ્માનમા ચમકતા તારાઓ જોતો ફુંકાતા પવનમાથી આવતો સુરો સાંભળતો અને એકલવાયા અંધકારમા ઉંડે ઉંડે જોયા કરતો. પછી પાસે સુતેલા અમીરના બાલો પર હાથ ફેરવી પેટ ભરીને રડી નાખતો...રડવામા, આસુ સારવામાં એને આનંદ મળતો અને જેમ મીઠાઇ વધુ ખવાય ત્યારે ખાનાર અટકી જાય તેમ તે ખૂબ રોવાનો આનંદ લૂંટી પાછો સુઇ જતો.

અને જેમ જેમ દિવસો વહેતા ગયા તેમ તેમ એકાન્તમા બેસીને ઘણીવાર અમીર ગાવા લાગ્યો. એને ખબર પડી કે લોકોને એનો અવાજ ગમતો હતો. એક રાત્રીએ જ્યારે તેના પડોશીઓને ત્યા દાવત હતી ત્યારે અમીરે એટલું સરસ ગાયું કે લોકો તેના નામ પર, 'મરહબા,' 'આફરીન પુકારવા લાગ્યા હતા. એક

દિવસ એને મીરઝાએ દિલરૂબા લાવી આપી. એકાદ મહિના જેટલા સમયમાં તો તેણે દિલરૂબાને પોતાની માશુક બનાવી નાખી.

પણ એક દિવસ એવો આવ્યો કે હેમના ખેતરનો પાક વધુ વરસાદથી ખત્મ થઇ ગયો–ગયા વરસે શાહુકાર પાસેથી વ્યાજે પૈસા લીધા હતા ખેતર તો ક્યારનું યે ગીરો પડ્યુ હતુ પરિણામે એ લોકોને ઘરબાર વિનાના બનવુ પડ્યુ ...અને જ્યારે મીરઝાં વીશ વર્ષનો અને અમીરને પંદર થયા ત્યારે શેરીએ શેરીએ ગાઇને પૈસા કમાવા સિવાય બીજો કોઇ ઉપાય એમને રહ્યો નહિ.

આમ છેલ્લા પાચ વર્ષોમા તેઓએ સારાય કાસ્મીરને ફેંદી નાખ્યુ હતુ. દિલ્હી, આગ્રા, બનારસ અને કલકત્તા સુધી મીરઝાં અમીરને લઇ ગયો હતો, પણ 'કાસ્મીરમા કમાણી સારી છે!' એની ખાત્રી થતા તેઓ કાસ્મીરમા જ રહેતા હતા.

જ્યારે જ્યારે મીરઝાં કુદરતને ખીલેલી, હસતી નિહાળતો ત્યારે રડી પડતો અને પછી એના અંધ ભાઇ અમીરની આંખોના ખાડા તરફ જોયા કરતો અને પછી !.. પછી?...પછી તો વખત વહેતાં અમીરને શરાબની લત લાગી–અને જ્યારે તે શરાબ પીતો અને ગેલમા આવી વાતો કરતો ત્યારે મીરઝાંને આનંદ થતો

૪

જ્યારે મીરઝા રોટી પકવવામા મુસ્ગુલ બનતો ત્યારે અમીર પાજરામા પૂરેલા તેતરની જોડી સાથે ગેલ કરતો અને ખાઇ લીધા પછી જ્યારે અમીર જરાક ઉંઘી જતો ત્યારે મીરઝા સરાઇને વાળવા–ઝુડવાવાળી જવાન લડકી ગુલશનની સાથે લટકા કરતો : આમ ઘણીવાર સુધી ગુલશન અને મીરઝાં વાતો કરતા અમીર તે જાણતો ઘણીવાર તો સુતેલા મીરઝાંને નવા અને "ઉદાર" મુસાફરોની

ખાસ ખબર કહેવા ગુલશનજ આવતી અને ઘણી વ
મીરઝાને ગોટી પકાવી આપતી.

વરસાદ પડતો અને પવનના સુસવાટા શરીરને વં
જતા ત્યારે ન્હાનકડી ઓરડીમાં તેતરની નર-માદાની જે
મીરઝા અને અમીર ગોધાઇને, એક ફાટેલા ગરમ
વીંટળાઇને પડયા રહેતા. ગુલશન પોતાના શરીરની
બન્ને ભાઇઓને આપતી.

અને એક દિવસ જ્યારે હજી સુરજે હિમાલય
પણ નહિ કર્યું હોય અને હજી તેતર પણ જાગ્યા નહિ
તો એક નવી સીગરામે સરાઇમાં પ્રવેશ કર્યો. ઘોડો તે
અંદરથી એક રૂસ્સેદાર જવાન ઉતર્યો ગુલશને એકદમ
મીરઝાને જગાડી દીધા. અમીર એકદમ હાથમાં
બહાર આવ્યો અને ઓટલા પર બેસી ગાવા બજાવવા
કારીખાનામાં સુતેલો અબ્દુલ્લો જાગી ઉઠયો—સરવાઇવાર
તે જ જતો.

"સાબ !..અલ્લાહ કે નામ પર !" મીરઝાં બોર
અમીર પોતાની દિલરૂબા બજાવવામાં ગ... રહ્યો.

આવનાર મુસાફીરે રૂવાબમાં અ

" શુક્રિયા જનાબ ! " મીરઝા બોલ્યો.

સરાઇના ઓટલા પર અમીર દિલરૂબા બજાવતો હતો એવી કંગાલ ઓરડીમા તેતરની જોડી જાગી ગઈ હતી. લગભગ ત્રણેક મિનિટ થયા તેતરની એ જોડીએ ખુબજ ધમાલ મચાવી દીધી હતી, ત્હેમના તુફાનનો અર્થ શો હતો ?–શા માટે તેઓ ચીચીયારી પાડતા હતા ? જાણે કંઇક અમંગળ થવાનુ હોયને તેવું વાતાવરણ ઓરડીમા જામી ગયુ હતુ. આ વખતે નવો મુસાફીર સીગરામમા બેસી ચૂક્યો હતો–સીગરામ બહાર નીકળવા માટે સરાઇના ચોગાનમા ફરીને જ્યા અમીર બેઠો હતો ત્યા આવી બજાવી રહેલા અમીરના ચ્હેરા પર મુસાફીરે નઝર નાખી–જાણે અમીરની ખાલી–તેજવિહોણી આંખો ત્હેને જ જોઇ રહી હોયને.. .. પેલા મુસાફીરે ત્હેની પાસે આવીને પુછ્યુ

" તુમ્હારા નામ ક્યા ? "

" અમીર !."

મુસાફીર હસ્યો, " અચ્છા ! તુમ હૈ તો ફકીર . નામ અચ્છા હૈ ! "

" ઠીક જનાબ ! "

" લેકિન ! અમીર ! ખ્યાલ રખના, તેરા સાથી તેરે સાથ દગા ન ખેલે ! "

" ક્યા, જનાબ ? મુઝસે દગાઁ કૌન ખેલેગા ? "

" તેરે સાથીકો મય' એક પાંચકી નોટ દેતા હુ...ખુદાકી મહેરસે મય બ્હોત કમા ચૂકા હુ .ઉનકી પાસમે હિસાબ લેના !.." અને તે ખડખડ હસીને ચાલ્યો ગયો. સીગરામ ઉપડી ગઇ.

ખાસ ખબર કહેવા ગુલશનજ આવતી અને ઘણી વાર ગુલશન મીરઝાને રોટી પકાવી આપતી.

વરસાદ પડતો અને પવનના સુસવાટા શરીરને વીંધીને ચાલ્યા જતા ત્યારે ન્હાનકડી ઓરડીમાં તેતરની નર–માદાની જોડી, ગુલશન, મીરઝા અને અમીર ગોધાઇને, એક ફાટેલા ગરમ ધાબળામાં વીંટળાઇને પડયા રહેતા. ગુલશન પોતાના શરીરની હુંફની ગરમી બન્ને ભાઇઓને આપતી.

અને એક દિવસ જ્યારે હજી સુરજે હિમાલય પરથી ડોકિયું પણ નહિ કર્યું હોય અને હજી તેતર પણ જાગ્યાં નહિ હોય ત્યા તો એક નવી સીગરામે સરાઇમા પ્રવેશ કર્યો. ઘોડો તેજદાર હતો–અંદરથી એક રુઆબદાર જવાન ઉતર્યો. ગુલશને એકદમ અમીર અને મીરઝાને જગાડી દીધા : અમીર એકદમ હાથમાં દિલરૂબા લઇ બહાર આવ્યો અને ઓટલા પર બેસી ગાવા બજાવવા બેસી ગયો. કારીખાનામા સુતેલો અબ્દુલ્લો જાગી ઉઠયો–સરવાઇવાળાને ઉઠાડવા તે જ જતો.

"સા'બ !...અલ્લાહ કે નામ પર !" મીરઝા બોલ્યો આંધળો અમીર પોતાની દિલરૂબા બજાવવામાં મસ્ત હતો.

આવનાર મુસાફીરે રૂવાબમા અહીં તહીં આંટા માર્યા.....

"તને કૈં આપ્યુ ખરૂ ?" અમીરે મીરઝાના કાનમાં પૂછ્યું.

"હજી સુધી તો નથી આપ્યુ–મને લાગે છે કે એ કારીખાનામા ગયો છે–બહાર જતી વેળા આપશે ખરો !......."

થોડી વાર પછી તે પાછો ફર્યો. અમીર ફરી ગાવા લાગ્યો. મીરઝા પાસેથી પેલો મુસાફીર ગાડી તરફ ફર્યો–તેણે ખીસ્સામાં હાથ નાખી એક આનો આપ્યો.

" મશ્કરી ના કર ! મીરઝા ! લાવી દે...જોઉં ! ..મારા હાથમા તો આપ ! પાચની નોટ કેવી હોય તે જોઉં ! "

" પણ બાપુ ! " મીરઝાં કરૂણ સ્વરે બોલ્યો, " અહી માત્ર સાડા ત્રણ આના છે, ત્યા તને પાચની નોટ ક્યાથી આપુ ? "

જીદગીમા પહેલીજવાર અમીર મીરઝા સ્હામે આખોના ખાડાથી કૈંક ન સ્હમજાય એવી રીતે જોઇ રહ્યો. અને જીદગીમા પહેલીજવાર મીરઝાએ એના અધ ભાઇના ચ્હેરા પર ન સ્હમજાય એવી વ્હેમની વાણી વાચી લીધી. તેણે પોતાનો એક હાથ અમીરના ખભા પર ફેરવ્યો અને પછી કહ્યુ,

"ભાઇ !... ..."

"જવા દે હવે મશ્કરી !" અમીરનો અવાજમા જુદીજ જાતનો ધ્વનિ હતો. "મ્હને ત્હેણે કહ્યુ કે ત્હેણે ત્હને પાચની નોટ આપી . મ્હને એમ પણ કહ્યુ કે ત્હને કોઇ છેતરી ન લે એનુ ધ્યાન રાખજે"

"અમીર ! ત્હને સ્વપ્નુ આવ્યુ હશે !"

"ચૂપ હવે ! બસ !.......એણે ત્હને પાચ રૂપિયાની નોટ આપી જ છે... ત્હારે એકલાએજ ખાઇ જવી છે. કા તો તુ ઓલી ગુલશનને આપી દેતો લાગ છે ... "

આ જાતની ગરમ ચર્ચા ચાલતી હતી એટલીવારમા તો અબ્દુલો કાશીવાળો ત્યા આવ્યો "એલાઉ ! કરો છો શુ અહીં !.. ..બહાર કેટલીયે ગાડીયુ આવી ગઇ છે ! જાવ જાવ !..... .."

"લેકીન જનાબ ! વહ મેરા ભાઈ હય. વહ અયસા કભિ નહિ કરેગા ! ખુદા આપકા ભલા કરે !" અમીર બોલ્યો

"પાચકી નોટ !" અમીર મનમાજ ખુશ થઇ ગયો અને દીલાવર દિલની તારીફ કરવા લાગ્યો–પછી ગણગણ્યો, "હુ એને અડી તો જોઉં !....કેવી કડકતી નોટ !.. કેટલાય દિવસ થયા નોટને હાથમા ઝાલી નથી..."

એટલી વારમા અમીરે મીરઝાનો અવાઝ સાભળ્યો "ગુલશને ગરમ ગરમ ચ્હા તૈયાર કર્યો છે, ચાલ ! અહી આવ જોઉ, અમીર!"

પણ અમીરે તો લાકડાનો દાદરો ચડતા જ પૂકાર્યું, "મને એ જોવા દેને !.. કેટલા ય વખતથી મે નોટ હાથમાં નથી લીધી.."

"શુ છે ઇ?" મીરઝાં પાસે આવી પહોચ્યો અને તેણે કહ્યુ, "આ આલમમા ઘણા જ ઉદાર આદમીઓ હજી વસે છે ખરા!'

"હા. ..કેમ વળી ?.. મારી પાસે અત્યાર સુધીમા તો અઢી આના થઇ ગયા ! અને હજી દિવસ આખો બાકી છે."

"પણ પેલી પાચની નોટ તો લાવ !" અમીર આતુરતા પુર્વક બોલ્યો, "એલા ! હુ બધુ ય જાણુ છું હો !" અને એમ કહેતા એણે વચ્ચે પડેલી બાલદી આગળ ઠોકર ખાધી અને પછી તે ધબ લઇને નીચે બેસી ગયો.

પીંજરામા પડેલી તેતરની જોડીમા ભયકર લડાઇ શરૂ થએલી સભળાતી હતી ! શા માટે તેઓ આ કારમી ચીચીઆરી પાડતા હતા ? મીરઝાએ તેમને શાંત પાડવા વૃથા મ્હેનત કરી અને પછી કહ્યુ "શું છે આટલું બધું...? તમને જુદા પાજરામા મૂકવા પડશે હવે......"

"મશ્કરી ના કર! મીરઝા!.. લાવી દે..જોઉં!...મારા હાથમા તો આપ! .પાચની નોટ કેવી હોય તે જોઉં!'

"પણ બાપુ!" મીરઝાં કરૂણ સ્વરે બોલ્યો, "અહી માત્ર સાડા ત્રણ આના છે, ત્યા તને પાચની નોટ કયાથી આપું?"

જીંદગીમા પહેલીજવાર અમીર મીરઝા સ્હામે આખોના ખાડાથી કૈંક ન સ્હમજાય એવી રીતે જોઇ રહ્યો અને જીંદગીમા પહેલીજવાર મીરઝાએ એના અધ ભાઇના મ્હેરા પર ન સ્હમજાય એવી બ્હેમની વાણી વાચી લીધી. તેણે પોતાનો એક હાથ અમીરના ખભા પર ફેરવ્યો અને પછી કહ્યુ,

"ભાઇ! . ...."

"જવા દે હવે મશ્કરી!" અમીરના અવાઝમા જુદીજ જાતનો ધ્વનિ હતો. "મ્હને ત્હેણે કહ્યુ કે ત્હેણે ત્હને પાચની નોટ આપી .. મ્હને એમ પણ કહ્યુ કે ત્હને કોઇ છેતરી ન લે એનુ ધ્યાન રાખજે"

"અમીર! ત્હને સ્વપ્નુ આવ્યુ હશે!"

"ચૂપ હવે! બસ!......એણે ત્હને પાચ રૂપિયાની નોટ આપી જ છે... ત્હારે એકલાએજ ખાઇ જવી છે કા તો તુ ઓલી ગુલશનને આપી દેતો લાગ છે . . ."

આ જાતની ગરમ ચર્ચા ચાલતી હતી એટલીવારમા તો અબ્દુલો કારીવાળો ત્યા આવ્યો "એલાઉ! કરો છો શુ અહીં!.. . બહાર કેટલીયે ગાડીયુ આવી ગઇ,છે! જાવ જાવ!..... "

મીરઝા જવા તત્પર થયો–પણ અમીર તો જ્યાંનો ત્યાં ઉભોજ રહ્યો.

"ચાલ હવે–"

"પણ મ્હારા જવાનો શો અર્થ?......"

"ચાલ હવે.... ત્હારો લવારો બંધ કર!" આંધળા અમીરનો હાથ ઝાલતા મીરઝા બોલ્યો.

અમીરે એનુ માન્યુ–તે મીરઝાની સાથે ચાલ્યો–ઘસડાયો– "આપણે આ વાત પછી કરીશું......"

એ અંધારી ઓરડીમા આ વખતે તેતર શાન્ત પડી ગયાં હતા–પણ પીંજરામા ન સ્હમજાય એવી ગમગીની હતી. બન્નેની આંખો ઘેરાયલી અને રીસાએલી દેખાતી હતી......

૫

અને સરાઇના મોટા દરવાજા આગળ ઝાડના ઠુંઠા નીચે અમીર અને મીરઝા ઉભા રહ્યા. અમીર ગાતો– બજાવતો હતો–પણ એના સુરમા આજે ન સમજાય એવી કઠોરતા હતી–અવાઝ ફાટી જતો હતો. મીરઝાં બોલતો હતો, "દે દો! અલ્લાહ કે નામ પર!......" પણ હમેશ જે કરૂણ વાતાવરણ તેઓ ખડું કરતો તે તેઓ આજે જન્માવી શકતા ન્હોતા,

"અમીર!. ...તુ આવો નઠોર ક્યારથી થયો? તારા ભાઇમા તને વિશ્વાસ નથી! ..."મીરઝા બોલ્યો.

આકાશ સામે મ્હો કરી અમીરે કહ્યું, "મીરઝા!......તુ મને છેતરે છે?......તું આમજ મને છેતરતો આવ્યો છે?......સાચું

કહે, આટલા વર્ષોમા તે કેટલા રૂપિયા મારાથી ચોરીછુપીથી બચાવ્યા છે ?"

"ઓહ !"

કોઇએ કારમો ઘા કર્યો હોત તો મીરઝાં સહી લેત—પણ ભાઇની આવી ઝબાન એનાથી સાભળી ન શકાઇ

"ભાઇ !.. મારે તને શા માટે છેતરવો ?...શા માટે મારે તારાથી પૈસા છુપાવવા ?...હું કૈં તારાથી વધુ ખાતો કે પીતો નથી ! મારે પૈસાને શુ કરવા છે ?"

પીંજરામાની તેતરની જોડી વિચિત્ર અવાઝથી રડી રહી હતી, બહાર ટાઢો પવન ફુકાઇ રહયો હતો. સરાઇમાં એક ખૂણે બાંધેલા ઢોરના વાગોળવાના અવાજ આવતા હતા બરફથી છવાયલા પહાડો પર વાદળાઓની ઘટા જામતી જતી હતી.

"ખોટુ ન બોલ !...ગુલશનને તે આપ્યા છે કે નહિ ? સા...તુ ચોર છે ! .." અમીરથી બોલાઇ જવાયુ.

"હુ ચોર ?" મીરઝાએ તાજુબીથી બૂમ મારી—વળી પાછી તેતરની જોડીએ કારમી ચીચીઆરી કરી મુકી. અબ્દુલ્લાના હાથમાથી કાફીનો એક પ્યાલો પડી ગયો અને કઠોર અવાઝ થયો—એને ખીજ ચઢી—એટલે ત્હેણે મોટી વતી પાસે બેઠેલા કૂતરાને જોરથી નાહકનો ફટકાર્યો બીચારો કૂતરો કરૂણ સાદે ભસનો ત્યાથી ન્હાસીને ફળીયામા ચાલ્યો ગયો. બીલાડીએ મીયાઉ મીયાઉ કરી મૂકયુ ..અબ્દુલ્લો ચીમો મારતો પડશાળમા ચાલ્યો ગયો—ચૂલામા લાલ અગારાના ભડકા ભગિલી બારીમાથી આવતા પવનના સુસવાટાથી વધુ જોરથી નીકળવા લાગ્યા

મીરઝા એના આંધળા ભાઈ સ્હામે જોઈ રહ્યો અને પછી એક નિ શ્વાસ નાખી બહાર ચોરામા ચાલ્યો ગયો—દૂર દૂર, કોણ જાણે ક્યાં સુધી ચાલ્યા જતા બહારના રસ્તા પર એણે નજર નાંખી આસ્માનમા ઘેરાતી મેઘમાળાને એણે જોયા કરી : હમણા વરસાદ વરસશે, એ ઢંગને મીરઝા શાંતિથી જોઇ રહ્યો. એના દિલમાં ન કળી શકાય એવા દર્દના વાદળો ઘેરાયા હતા. એ રડી નાખે તો ? પણ તેથી શો ફાયદો ? અમીરને એથી માનવામાં નહિ આવે. એનાથી આ બધું ખમી શકાયું નહિ. સગો ભાઇ તેની પર ચોરીનો આક્ષેપ મૂકતો હતો—જેને તે જાનથી પ્યારો ગણતો હતો, જેને માટે તેણે જીંદગીની કુરબાની કરી દેવાના કસમ ખાધા હતા, તે માત્ર પાચ રૂપિયા માટે એને ધુત્કારે ?—અમીર વ્હેમનો શિકાર બનતો હતો. એનાથી એ ઘા સહી શકાયો નહિ. જે ગોઝણથી અમીર આંધળો થયો હતો એ કરતા પણ આ ઘા વધુ કારી હતો કોઇપણ હિસાબે પોતાની નિર્દોષિતા સાબીત કરી આપવા તેણે મનમા ગાંઠ વાળી.

એને ખૂબજ વિચારો આવવા લાગ્યા. એના આંધળા ભાઇ માટે તો એણે આમ ને આમ લોકોના અપમાન સહીને, હાથમા કમ્બલુ પકડીને, ભીખ માગીને જીંદગી વીતાવવાનુ પસંદ કર્યું હતુ— એનો શુ આવોજ બદલો ? હાં, અમીર તો ઘણા વખતથી જ પોતાનામા વ્હેમ રાખતો હશે તે આ વખતે તેને કહેવાનો મોકો મળી ગયો હતો. પણ એ એનો સાથ હમેશ માટે છોડી દે અને પોતે કોઇને ત્યા નોકરી કરવા માંડે તો....પણ અમી-રનુ શુ ?—અમીર જરૂર ગાઇને કમાઈ શકે—તેણે અંધાર ભર્યા ચોગાનમા પગલા ભર્યા .. જીંદગીમા પહેલીજવાર એને એકલાં અંધકારમા ફરતા બ્હીક લાગવા માંડી...દૂર દૂર પહાડોની પેલેપાર પથરાએલા આસ્માનમાના તારાઓ શુ એની મશ્કરી કરતા હતા ?

...શું તેતરની જોડી પણ એમની આ તકરારથી નારાજ હતી? એ ગુન્હેગાર ન્હોતો છતાયે એને એવો શા માટે ધાગ્વામાં આવ્યો હતો?

પણ એ જ વખતે તેણે અમીરને કાશીખાના આગળ લાકડી વતી ખોડંગતો ખોડગતો માર્ગ શોધતો જોયો—એ આકાશ મ્હામે જોઇ રહ્યો હતો—મીરઝાએ પણ આકાશ મ્હામે જોયા કર્યું—એને તો અંધકારજ દેખાતો હતો—એને લાગ્યું કે તેને આખો હોવા છતાયે એ આંધળો બનતો હતો—એને લાગ્યુ કે એની દુનિયા અંધારી બની ગઈ હતી. આ પળોએ એના જીગર પર ટકોરા મારી કહેવા માંડ્યું કે તે અમીરને જાનથી પણ જયાદા ચહાતો હતો. અને...તે એને કદિ એકલો નહિ મૂકી શકે. અમીરની જીંદગી તેની જીંદગી હતી. આ બધો પ્યાર એ શા માટે જવા દે?—માત્ર પાચ રૂપિયા માટે? કા તો તેણે તેના ભાઇની તેની તરફની એદિલી સહી લેવી જોઇએ અને કાતો પોતાને બેગુનાહ સાબીત કરવાની પૂરી તૈયારી કરવી જોઇએ

એ માટે એણે શું કરવું?—પાચ રૂપિયાની નોટ!... હા, પણ પાચની નોટ કયાથી લાવવી? હા, તો પછી તે અમીરને કહી શકે, 'તુ શરાબ પી જાય એ માટે મે પાચની નોટ છૂપાવી રાખી હતી!'

બહાર આજે આવેલા નવા મુસાફીરો જમીને પાછા સૂવાની તૈયારી કરતા તેણે સાભળ્યા હા, આજે સવારેજ તેણે તેમના ખીસ્સાની પાકીટમા પુષ્કળ પાચની નોટો જોઇ હતી તેણે તેમની પાસે જઇ પોતાની બધી વાત કહી દઇને પાંચ રૂપિયા માગી લેવાનો વિચાર કર્યો, પણ એની વાત માને કોણ?

તે પોતાના ફાટેલા ગોદડા પર આડો પડ્યો. તેતર પણ ઉંઘી ગયાં હતા. ત્યા ઘોર અંધકાર હતો. બહાર શેરીમા કૂતરાના અવાઝ અને પવનના સુસવાટા સિવાય બધુ શાન્ત હતું. પાસે જ સૂતેલા અમીરનો શ્વાસોશ્વાસ એ સાભળી શકતો હતો.

એણે વિચાર કર્યો કે સુઈ જવુ—પણ તેને ઉંઘ આવે તેમ નહોતી એ વિચારના ચક્કરમા પડ્યો હતો. હા, સારૂં થયુ કે તે પેલા મુસાફીરો પાસે પાચ રૂપિયાની ભીખ માંગવા ન ગયો. નહિંતર તો એ બધાને તેના વિષેનો વ્હેમ મજબૂત થાત.

૬

મીરઝાં ગોદડીમા આળોટતો હતો પણ ઉંઘ એને સંઘરતી ન્હોતી. અંધારીયા ખુણામા પડેલા પાંજરામાં તેતરની જોડી પણ શાન્ત રીતે ઉંઘેલી તેણે અંધાગમા યે દીઠી. ખૂણામા મીંદડી ટૂટિયુ વાળી સૂતિ હતી—એનાથી થોડે દૂર એક કૂતરી પણ પડી હતી. બે ત્રણ ગલુડીયાં એને ધાવતા ધાવતા 'કાઉ...કાઉ. કાઉ' અવાજ કરી રહ્યા હતાં. પવનની ફુંક સંભળાતી હતી—બધુ યે શાન્ત હતુ—પણ મીરઝાનું દિલ શાન્ત નહોતું.

"ગમે તેમ કરી પાચ રૂપિયાની નોટ પેદા કરીને અમીરને આપ !" એનું દિલ પૂકારીને એને કહેતુ હોયને એમ તેને લાગતું હતું.

પણ લાવવા ક્યાથી ?—ચોરી કરવી ? પેલા મુસાફરો પાસે તો ઘણી નોટો હતી. એક ઓછી થાય તો એમને કયાં ખબર પડે તેમ હતુ ? વળી સાંઝે એ જોઇ પણ ગયો હતો કે તેઓએ પાકીટને ઓશિકા હેઠળ મૂક્યું હતુ—ઠીક !...જાણે કોઇ નિર્ણય પર

આવ્યો હોય તેમ બહારના અંધકારને ભેદીને પળભર અનિમિષ નયને એ જોઇ રહ્યો.

એ બહાર નીકળ્યો–ધીમેથી, જીંદગીમા પહેલી જ વાર એ 'આવુ કામ' કરી રહ્યો હતો કોને માટે? પાસે જ, ઉઘાડે બારણે, અંધકારમા એ લોકો સુતા હતા બે મિનિટમા જ કામ પૂરૂ થઇ શકે તેમ હતું,

ઉઘાડા બારણાની ફાટમાથી ત્હેણે ઓરડામા બરાબર જોયુ. અબ્દુલો કારીગરો, મામદો રખેવાળ અને ઇસ્માઇલ કન્ટ્રાકટર બધાં ઉંઘી ગયા હતા. આકાશમા તારાઓજ માત્ર જાગતા હતા. બહાર મ્હોટા દરવાજા પર વાસલેટનુ ફાનસ દિવસે મરી જવા માટે જાગતુ જાગતુ, ઝોકા ખાતું આછો પ્રકાશ ફેલાવતુ હતુ.

મીરઝાએ બારણુ ઠેલ્યુ–અને પછી પોતે ધીમેથી અંદર સરકી ગયો–ફોલ્ડીંગ ખાટલાની નીચેથી આબાદ સરકી ગયો; ખાટલાની પાસેની ટીપાય પર પાણીનો ગ્લાસ અને એક અંગ્રેજી ચોપડી પડયા હતા–સ્હામે બીજો ખાટલો હતો–તેની ઉપર પણ કોઇ ઘસઘસાટ ઉંઘી રહ્યુ હતુ.

એક માણસે પડખુ ફેરવ્યુ–કંઇક જમીન પર પડી ગયુ–એ શું હતુ? મરઝા ગભરાઇને ખૂણામા ભરાઇ ગયો સારે નસીબે કે અવાજ ન થયો–હા, એ પડી ગયુ એ તો પાકીટ જ હતુ–એમાં નોટો હતી ને? મીરઝાથી તેણે એ પાકીટ ઉંચકી લીધુ એણે ઉઘાડ્યુ–હા, ત્યા તો બહુ નોટો હતી–એક બે વધારે કહાડી લે તો? .ના; એવી ખબર પડી જાય તો?–ત્હેણે એક જ પાચ રૂપિયાની નોટ કહાડી અને પછી ત્હેણે તે પાકીટ ખાટલાના ઓશિકા આગળ મૂકી દેવા પ્રયત્ન કર્યો.. પણ તેમ બનવુ સંભવિત ન્હોતુ ત્હેણે

તે પાટીય નીચે જ રહેવા દીધું. સૂનાર ધારશે કે પડખું ફેરવતાં તે પડી ગયું હશે...અને તે બારણા તરફ ઘસડાયો–પણ એટલી વારમા તો કોઇ જાગી ઉઠેલું બોલ્યુ :

" હે ?...કોણ છે ?"

ભયકર શાન્તિ પથરાઇ રહી...મીરઝાને સારાયે શરીરમા પરસેવો થઇ આવ્યો, પણ બીજી જ પળે ફરી પહેલાના જેવી શાન્તિ ફેલાઇ ગઇ. મીરઝાં સીફતથી ઘસડાઇને બહાર આવ્યો. બહારનો ખુલ્લો પવન એના પસ્સેવાવાળા બદનને ટાઢક બક્ષી રહ્યો જ્યારે તે પોતાની અધારી ઓરડીમા પહોચ્યો ત્યારે તેણે સાભળ્યુ કે બહાર કૂતરો ખૂબ જોરથી ભસી રહ્યો હતો અને પાજરામાં તેતર પાંખ ફફડાવતા હતા.

" કાલે આપણે શ્રીનગર ઉપડી જઇશું–ત્યાંથી દિલ્હી ઉપડી જઇશુ—અહીં હવે ઝાઝો કસ નથી"—તેણે પોતાના દિલને કહ્યું. વળી બે દિવસ પહેલાં જ એણે અબ્દુલ્લા કાફીવાળા અને ઇસ્માઇલ કોન્ટ્રેકટરને વાત કરી હતી કે હવે 'અહીં દિલ માનતું નથી–દિલ્હી જવું છે.'

૭

બડી ફજર પહેલા તો તેને અમીરને ઉઠાડાયો, ગુલશનને કહ્યું કે 'ગતના વધેલા પાંઉના ટુકડા અને થોડુક ખાવાનું બાધી આપ અમારે દિલ્હી જવુ છે...' અને પછી તે ઇસ્માઇલ કોન્ટ્રાકટરને સલામ કરીને પાછો આવ્યો.

" પણ ઘણુ ટાઢ પડે છે તેનું શું ?"

"ફીકર નહિ !"

" પણ ભાઇ ! શ્રીનગર પહોચ્યો ત્યારે પેલા સુમારીઆને કહેજે કે હજી સુધી માલ કેમ ન મોકલ્યો ? આટલો સદેરો દઇશને ?"

" હા ! "

અમીરે તેતરના પાંજરાને હાથમાં લીધું-બીચારા પાંખો ફફડાવતા હતા "કડકડતી ઠંડીમા બેહાલ થશે !" તે બબડ્યો.

મીરઝાએ અમીરનો ડાબો હાથ પકડયો અને તેઓએ સરાઇને સલામ કરી-કૂતરો એમને જતા જોઇને પૂછડી હલાવતો આટા મારવા લાગ્યો-બીલાડી મીયાઉં મીંયાઉં કરતી ગુલશનના પગને શરીરનો લાડ કરવા લાગી.

ખીણમા હજી ધૂમ્મસ પ્રસરી હતી સૂરજ ઉગે તો જ ધૂમ્મસને હાટી કહાડે. પહાડો પર વાદળોના ઢગના ઢગ દેખાતા હતા. દૂર દૂર પથરાએલી સુરમ્ય કુદરતને ધૂમ્મસ ઢાંકી દેવા પ્રયાસ કરી રહી હતી

તેઓ ઠીક દૂર નીકળી આવ્યા હતા રસ્તો સાફ હતો.

"હવે હુ એને કહુ ?" મીરઝાએ વિચાર્યું-તે કંઈ બોલ્યો નહિ, પણ ખીસ્સામાથી પાચ રૂપિયાની નોટ બહાર કહાડી અને પોતાના ભાઇને આપી. અમીરે તે પોતાના હાથમાં લીધી અને પછી ત્હેનો અનુભવ કરવા લાગ્યો. 'પાંચ રૂપિયાની નોટ !' એણે તે પોતાના ગાલે અડાડી-આસપાસની ઠંડીમા પાચ રૂપિયાની એ નોટ એના ગાલને કંઇક ગરમ અને હુંફવાળી લાગી.

"હા ! મ્હેં એમ જ ધાર્યું હતું...પેલા મુસાફરે મ્હને કંઈ પણ ન કહ્યું હોત તોયે મ્હને તો ખબરજ પડી ગઇ હતી..." તે બોલ્યો.

"હા !..." નિ,શ્વાસ નાખતાં મીરઝા બોલ્યો. શું કહેવું ત્હેની ત્હેને ખબર ન્હોતી · "પણ મ્હે ત્હને શા માટે આ પાચની નોટ ન આપી તે તો તું બરાબર જાણે છે ને ? તું તો શરાબ પી નાખત.. મ્હારો વિચાર ત્હને ઇદ પર નવી ઇજાર, નવો કબજો અને નવી ટોપી લઇ આપવાનો હતો. કેમ, તુ હવે ખુશ થયો ને ? મ્હને તો એ ત્હારાથી છૂપાવી ગખી એ માટે બહુ જ ખુશી થાય છે !"

પણ અમીર ઉશ્કેરાઇ ગયો. ત્હેણે જોરથી કહ્યુ "મ્હને તું ઉલ્લુ બનાવે છે ?.. તુ ચોર છે ? દગાબાજ છે ?"

મીરઝા એક ડગ પાછળ હઠી ગયો અને પછી બોલ્યો, "હું જુઠું નથી બોલતો હુ !"

"તે મ્હને આમ કેટલાય વર્ષથી ઠગ્યો છે. હું બધું એ જાણુ છુ."

મીરઝાં નીચું માથુ કરી ચાલવા લાગ્યો. તે કૈં બોલી શક્યો નહિ. તેણે ફરી તેના ભાઇનો હાથ ઝાલ્યો અને તેઓ આગળ ચાલ્યા.

ધુમ્મસને ભેદી સૂરજ ક્યારનોયે બહાર નીકળી ગયો હતો. પહાડો પરના વાદળા વિખેરાતા જતા હતા, નીચેની ખીણમા રસ્તો સાફ સાફ દેખાતો હતો રસ્તામા સ્હવારના પખીના અવાજ અને ધીમા વાતા પવનના અવાજ, કોઇવાર અમીરના એક હાથમાના તેતરના પાજરામા થતો અવાજ.. ...તે સિવાય સર્વત્ર શાન્તિ હતી.

"સુરજ તપતો લાગે છે !"

અને મીરઝાને થયુ કે અમીરના દિલમાં કોઇ જાતની અસર તે આણી શક્યો નથી. એનું હૃદય તેવુ જ હતું-પથ્થરિયું.

તેઓએ ચાલ્યા જ કર્યું..... પણ મીરઝાનુ દિલ ચાલતુ ન્હોતુ. એ તો અનેક જાતના વિચારોના ચક્રાવામા અટવાયું હતુ. હા, સરાઇવાળાને વ્હેમ આવશે તો? આમ ઓચિન્તા ચાલ્યા જવું ઠીક ન કહેવાય!

પણ હવે એનુ આથી વધુ ખરાબ કોણ કરી શકે તેમ હતું?—એને આનાથી વધુ દુખ આપવાની તાકાત કોનામા હતી?—એનો પોતાનો સગો ભાઇ એનામા વિશ્વાસ રાખવા તૈયાર નહોતો. તેણે તેને ચોર ઠરાવ્યો હતો. જીદગી સુધી તેણે જેને માટે અપમાન અને મેણાટોણા સહ્યા હતા તે ભાઇ જ આજે એનુ ઘોર અપમાન કરી રહ્યો હતો—એના દિલને છૂંદી રહ્યો હતો.

૮

સફર આગળ ને આગળ ચાલતી હતી. તેતરની જોડી ભૂખી થઇ હતી રસ્તે આવતી એક હોટલ આગળ તે ઝાડના છાંયડામા બેઠા—થોડુંક ખાધુ—તેતરની જોડીને ખવરાવ્યુ પણ તેણે એકકયે ખાધું જ નહી. જાણે બેયે અબોલા લીધા હોય તેમ એક એક ખૂણામા બેઠા રહ્યા.

"શો ઉપયોગ?—પેલી પાકીટમાથી પાચની નોટ ચોરી એનો શો અર્થ?" મીરઝા બબડયો અને તેણે તેના ભાઇના આખવિહોણા ચહેરા તરફ જોયુ આસ્માનમાં જાણે એ આખોના ખાડા કે શોધી રહ્યા હોયને?...જાણે એ ખાડા એના હૈયાની આરપાર ઉતરી જવા મથતા હોયને, એમ મીરઝાને લાગ્યુ.

'એતો મને હજીયે ચોર, દગાબાજ ધારે છે!'

તેને લાગ્યુ કે એના હૈયા પર એક જબર બોજાનો ભાર હતો. એ અસહ્ય હતો.

અને પછી જ્યારે દૂર દેખાતા પહાડો પરથી સૂરજના તાપથી બરફ સાફ સાફ ઓગળતો દેખાતો અને નદીઓના ઝરણા વધારે જોશથી વહેતા સંભળાતા ત્યારે બન્ને જણાએ લાગલાગટ એક કલાક સુધી મૌન સેવી ચાલ્યા જ કર્યું પછી એકાએક મીરઝાએ કહ્યુ:

"ભાઇ !"

અમીર કૈં બોલ્યો નહિ

મીરઝાએ પોતાનો જમણો હાથ અમીરના ખભા પર મૂકી દીધો અને પછી પૂછાયું.

"ભાઇ !......તને ભૂખ લાગી હશે–ચાલ ! અહિં નાળું સરસ છે–જોને કુદરત કેવી રૂપાળી લાગે છે !"

અમીર થભી ગયો–એને ભૂખ તો લાગી હતી જ. એક વધુ શબ્દને વિનિયમ કર્યા વિના જમી લીધા પછી બન્ને આગળ ચાલ્યા એક બીજા નાનકડા ગામડામાથી તેઓ પસાર થઇ ગયા.

દૂર ક્ષિતિજ પર દ્રષ્ટિ દોડાવતાં દોડાવતાં, સૂરજના સીધા કિરણોને અટકાવવા આંખ ઉપર એક હાથને રાખીને મીરઝા બોલ્યો, "શ્રીનગરનો રાજમહેલ દેખાય છે !" તે સાથે દૂર ક્ષિતિજમાં તેણે બે વ્યક્તિઓને નીહાળી તે મનમા બબડ્યો, "પોલીસ લાગે છે !"

પોલીસની કલ્પના આવતા જ એ જરાક કમ્પ્યો......એણે ચોરી કરી હતી ! પણ પોલીસ એને માટેજ આવતી હશે, એની શી ખાત્રી ? જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ પોલીસ જેવી બે વ્યક્તિઓ પાસે આવતી ગઇ–અને આખરે એક નાળાના પુલ આગળ બન્નેનો ભેટો થઇ ગયો –એમને મીરઝા અચ્છી રીતે પીછાનતો હતો:

"શ્રીનગરની સગર્ડના પોલીસ છે ઉસ્માન અને કસ્તુમિયા. !"

એ જરાક ધ્રુજી ઉઠયો અને પછી પોતાના ઓળખીતા પોલીસ દોસ્તોને આવતા જોઇ બોલ્યો, "કા ?.. કઇ તરફ–એલી ?"

"તમારી તરફ જ તો .. ..." જવાબ મળ્યો.

"અમે જઈએ છીએ શ્રીનગર..." મીરઝા બોલ્યો.

" ..પણ માફ કરજો !. .અમને એવું ફરમાન છે.. તમને પાછા ગુલમર્ગ લઇ જવા."

"હું ?"

"હા ! તમને પકડવામાં આવે છે !"

મીરઝાની ગડ જ ફાટી ગઇ. એનું મો ફની પૂણી જેવું સફેદ બની ગયુ. લોહી ધ્યાસ્યુયે ભરી ગયુ હતુ. એનું હૈયું જોરથી ધડકતુ હતુ. અમીર તો ફ્રાગનોગે જમીન પર ધમ દઇને બેસી ગયો હતો. એના હાથમાંનુ તેતરનુ પીંજર .જમીન પર ફસ-ડાઈ પડયું હતુ.

"મીરઝા !. ....કે બોલતો ભગ ! આ શું છે ?" બંધી વાતચિત પરથી અમીરે પૂછ્યું.

"આટ'સા'બ !......અમે......અમે એવા ન હોઇએ...... આમ'સા'બ !......"મીરઝાં કરુણ સાદે પુકારી ઉઠયો.

"પણ તમને પકડવાનો અમને 'આડર' છે—એટલે લાચાર છઇ. તમને ચોરી કરવાના આરોપસર......" તે વધુ ન બોલ્યો, "ચાલો."

"બોલને !...આ શું છે ? મીરઝાં !"

"હમણાજ બધુ કહું છું...થોભ જરાક..."

બન્ને ઉલટી દીશામા ચલ્યા. મીરઝાએ હજી એના અંધળા ભાઇનો હાથ ઝાલ્યો હતો. પાછળ પોલીસના બે માણસો ચાલ્યા આવતા હતા.

મીરઝા મનમા વિચાર કરવા લાગ્યો. ફોજદાર આગળ એ બધું જ સમજાવી દેશે...પણ એમ કોણ માને ?...એનો ભાઇ પણ ખુદ માનતો ન્હોતો.

આકાશ સ્હામે મોઢું ઉંચુ કરી અમીર ચાલ્યો આવતો હતો. હાથમાના પીંજરામા તેતરની જોડીએ ગમગીનભર્યું તુફાન કરી મૂક્યુ હતું. વીખેરાઇ ગએલા વાદળોમાથી સુરજ સખ્ત રીતે પ્રકાશતો હતો.

મીરઝાએ અમીરના એ લાગણીવિહોણા–ખાલી મુખડા તરફ જોયું–એણે વિચાર કર્યો, અમીર મારા વિષે જ વિચાર કરતો હશે કે 'મીરઝા મને ધૂતે છે એટલું જ નહિ પણ ગામમા પણ ચોરીઓ કરે છે, નહિ ?...કારણ કે એની પાસે આખો છે...'

એણે ખુબ વિચાર કરવા માડ્યો. એને કૈં સુઝ ન પડી. 'મને ભલેને સખ્ત કેદની સજા આપે પણ એનો અર્થ શો ?.. એણે ચોરી શા માટે કરી હતી ?.. ફક્ત એના ભાઇની શંકા ટાળવા માટે, એના ભાઈના પ્યાર ખાતર...એના અમીર માટે જ... ..'

મીરઝા કૈં ચોક્કસ વિચાર પર ન આવી શકયો. એનાથી રડી જવાયું. એની આખમાથી હુસ્કા વિનાના આસુ સરવા લાગ્યા...

અમીર ઝતે ચાલતા એકદમ અટકી ગયો. મીરઝાં પણ અટક્યો.

"એલાઉ ..ચાલો—" ધક્કા મારતા સીપાઇ બોલ્યો.

પણ તેણે તાજુમી વચ્ચે નીહાળ્યું તો આધળા અમીરની બગલમાથી દિલરૂબા જમીન પર પછડાઇ પડી હતી. તેતરનુ પીંજરૂ પણ,..તેણે પોતાના બન્ને હાથ ઉચા કરી પોતાના ભાઇનું મુખડું જોવા માડ્યુ. એજ ચેરા હતો પણ ગાલ ભીના હતા આંખમાંથી આંસૂ વહી ગયા હતા. તે પછી તેણે આસ્માન સામે માથુ કરી, એક પળ પછી પોતાના બન્ને હાથ મીરઝાની ગરદન પર ઝુકાવી દીધા, અને તેને સમજાય એવા આવેશથી પોતાના બાહુપાશમાં જકડ્યો.

"એલાઉ ! પાગલ તો નહી હુઆ ?" સખ્ત રીતે સીપાહી બોલ્યો, "ચાલો, આગળ !"

એક શબ્દ પણ બોલ્યા વિના અમીરે પોતાની દીલરૂબા પાછી લઇ લીધી. તેતરના ખુલ્લા પીંજરા પર પોતાનો રેશમી રૂમાલ ઓટાડી દીધો અને ફરી ચાલવા માડ્યુ.

મીરઝાંએ જોરથી શ્વાસ લીધો જાણે વર્ષોથી એનો શ્વાસ રૂધાઇ ગયો હોયને !..... પહેલીજવાર એ પ્રેમનો શ્વાસ લઇ રહ્યો હતો એણે અમીરના ચ્હેરા પર સંતોષ અને સ્મીત બેઠેલા જોયાં. પોતાનો હાથ તેણે ભાઇના ખભે મૂક્યો.

શુ એના ભાઇનો હૃદયપલ્ટો થયો હતો ? .

શું હજીયે અમીર મીરઝાને દગાબાજ અને ચોર માનતો હતો ?

પોલીસને આ લોકોની વિચિત્ર વર્તણૂક ન સ્હમજાઇ. હાથમાના દડા વતી તેમણે અમીર–મીરઝાને ચમકાવ્યા.

પણ મીરઝા પોતાના ભાઇના ખભા પર દ્રઢતાપૂર્વક હાથ નાખી આગળ વધતો હતો. પહેલા કરતાં તે વધુ ઉતાવળી ગતિએ

ચાલતો હતો. કારણ કે તેણે જોયું કે અમીરના ચ્હેરા પર મીઠું સ્મિત ફરકી રહ્યુ હતુ. એના હોઠ પર મીઠાશ નાચતી હતી: આખોના ખાડામાં આનંદ દેખાતો હતો:

પીંજરામાના તેતર કૈ પણ તુફાન કર્યા વિના સુરમ્ય શાન્તિથી એક બીજાની ચાંચો મીલાવી છૂપી વાતો કરતાં હતાં.

" ફોજદારની પરવાહ નથી–" મીરઝાંનું દિલ બોલ્યું "મને મારો ભાઇ તો પાછો મળી ગયો ને!"

જીંદગીમા પહેલીજવાર પરદેશ ગયેલા ભાઇને ઘણા વર્ષ પછી પાછો આવીને ભેટતા જે આનંદ થાય તે આનંદ અત્યારે મીરઝાને થતો હતો.

આકાશમા રૂના દગલા જેવાં વાદળાઓ ક્યારના ય વીખેરાઇ ગયાં હતા અને સુરજ જરાક નીચે નમતો હતો. પહાડોમાથી વહેતા ઝરણાઓ પરથી ચાલી આવતી હવા ખુસ્નુમા લાગતી હતી.

તેતરની જોડીએ પીંજરામા મીઠી ગેલ કરવા માડી હતી.

ચાલતો હતો. કારણ કે તેણે જોયું કે અમીરના ચ્હેરા પર મીઠું સ્મિત ફરકી રહ્યું હતું. એના હોઠ પર મીઠાશ નાચતી હતી: આંખોના ખાડામાં આનંદ દેખાતો હતો

પીંજરામાનાં તેતર કે પણ તુફાન કર્યા વિના સુરમ્ય શાન્તિથી એક બીજાની ચાંચો મીલાવી છૂપી વાતો કરતાં હતાં.

" ફોજદારની પરવાહ નથી–" મીરઝાંનું દિલ બોલ્યું "મને મારો ભાઇ તો પાછો મળી ગયો ને!"

જીંદગીમાં પહેલીજવાર પરદેશ ગયેલા ભાઇને ઘણા વર્ષ પછી પાછો આવીને ભેટતા જે આનંદ થાય તે આનંદ અત્યારે મીરઝાંને થતો હતો.

આકાશમા રૂના ઢગલા જેવાં વાદળાંઓ ક્યારના ય વીખેરાઇ ગયાં હતા અને સુરજ જરાક નીચે નમતો હતો. પહાડોમાથી વહેતા ઝરણાઓ પરથી ચાલી આવતી હવા ખુશનુમા લાગતી હતી.

તેતરની જોડીએ પીંજરામા મીઠી ગેલ કરવા માડી હતી.

# ગોવાલણી*

શ્રી 'મલયાનિલ'

તે ઘણી જ જુવાન હતી. કોઈને પંદર વર્ષની ઉંમરે અધર પર ગુલાબ ફૂટે છે. કોઈક તો સત્તર અઢાર વર્ષે આંખમાં ચમક ચમકાવે છે એને ગાળમાં ગર્વે કંઠમાં કોયલ ટહુકતી હતી. નિર્દોષતાએ હવે રજા લેવા માંડી હતી. નાનપણ હવે ખૂબસૂરતીને જગ્યા આપતું હતું. ઉછળતી કણી હવે તસતસતી હતી.

નહોતી ઝગમગેલી તોયે જબરી ચંચળ હતી, નહોતી શહેરની તોયે શિષ્ટ લાગતી હતી, નહોતી ઉચ્ચ વર્ણની તોયે ગોરી હતી,

---

*ગોવાલણી અને બીજી વાતો, મલયાનિલ કૃત વાર્તા સંગ્રહમાંથી. પ્રકાશક કુમાર કાર્યાલય, અમદાવાદ.

આંખે આવીને ભ્રમર બેઠા હતા. કીકીમાં તીરની ધાર હતી. ગાલમાં ગુલાબ છવરાયા હતા.

માથા ઉપર પિત્તળની ઝળકતી તામડી મૂકી ભાગોળેથી ગામમા પેસે ત્યારે જાણે લક્ષ્મી પ્રવેશી. દૂધ લેવુ એ, દૂ...ધો'નો ટહૂકો શેરીએ શેરીએ સંભળાય અને દાતણ કરતુ સૌ કોઇ એની સામે જુએ. પુરુષોને શુભ શુકન થતા સ્ત્રીઓને ઇર્ષ્યા આવતી.

એ ગુજરાતની ગોવાળણ હતી. સવારના પહોરમાં પોતાને ગામડેથી નીકળતી. તાજા દોહેલા દૂધ ભરી અમારા ગામમા આવતી. સૌ કોઇને એનુ દૂધ લેવાનુ મન થાય એનુ 'દૂધ લેવુ એ, દૂ. ધો' સાભળતા શેરીની સ્ત્રીઓ ઝટ પથારીમાથી ઊભી થાય.

એ હમેશા રાતો સાલ્લો–જાડો પણ સ્વચ્છ નવો ને નવો સાચવી પહેરતી. એને પીળી પટ્ટીની કોર હતી અને કાળો પાલવ હતો. હાથમા દાતના રૂપાની ચીપવાળા ભારે 'બલૈયાં' પહેરતી પગે જાડા કલ્લા ઘાલતી, નાકમાં નથની અને કાનમા નખલી. આંગળીએ રૂપાના વેઢ, ગળામાં ટૂપીઓ અને કીડીઆસર આ એના આભૂષણો હતા માથે જરા ઘૂમટો તાણતી તેથી એના વાળ કેવા હશે તેની કોઇને ખબર ન હતી. એ ઓળતી હશે, સેંથીમાં કંકુ પૂરતી હશે, એ કલ્પના જ એની ખૂબસુરતીમા ઉમેરો કરી આપતી હતી

હુ એના આવવાને વખતે જ ઓટલા પર દાતણ કરવા બેસતો. સામેથી દેખાય ત્યારે નફ્ફટ થઇ એકી ટશે એની સામે જોતો. એ બિચારી શરમાય, નજર નીચી ઢાળી દે, પણ બીજી નવેલીઓની માફક એની ચાલ નહોતી બદલાતી, ઝૂમ્મરો નહોતો છૂટતો. હાથ વાકાચૂંકા નહોતા ઉછળતા, શાત અને ગભીર થઇ હમેશનો 'દૂધ લેવુ એ, દૂ..ધો' નો રણકાર કર્યા કરતી.

મારી પત્નીને હુ રોજ કહુ કે "આ ગોવાલણી પાસેથી તું દૂધ કેમ નથી લેતી? હમેશા "ખૂન! દૂધ લેવુ મે' કહી એનું મો દુઃખી થાય છે અને તને તેની જરા દરકાર નથી."

કોણ જાણે શાથી, પણ જ્યારથી એને જોઇ હતી ત્યારથી મને દિલમા કંઇક અજબ લાગણી થઈ આવી હતી. પરાણે પણ હું મારે ઘેર એનુ દૂધ લેવડાવું. એને થોડી વાર માટે આગણે બેસાડુ અને લાગ આણી મારી સામે જોવડાવું. આવી કામ-લાંગના છતાં ભરવાડણ કેમ જન્મી! એના કોમળ જણાતા બદન ઉપર આવું જાડું વસ્ત્ર કેમ રહી શકતુ હશે! ઇશ્વર પણ જોયા વગર જ જન્મ આપે છે ને!

તે દિવસે મને થયુ કે હુ ભરવાડ જન્મ્યો હોત તો ઠીક થાત! મને તળાવનાં કાંઠા પર ઉભા રહી વાસળી વગાડતાં આવડતી હોત તો મારૂ થાત ડચકારો ડચકારતો ગામને સિમાડ ઢોરની વચ્ચે ડાગ પર શરીર ટેકવી, માથે મોટુ કાળીયુ બાંધી ગીત લલકારતો હોત તો વધુ ગમત. એ ગામડાનુ પણ કાનુડાનુ જીવન હતું ગાડો બનાવનાર ગોવાલણી પણ ગધાની જાતવાળી!

'વારવાર એનુ સૌંદર્ય જોવાથી મારા મન પર એની મારી અસર થઇ. એની ગંભીર પણ કાળી આંખ પર મારૂ દિલ લલચાયુ. એની પાછળ હું શેરીમા ભટકુને એ પછી ક્યા જાય છે તે જોઉ એમ હૃદય ગોઠવણ કરવા લાગ્યું.

એક દિવસ તો આઠ વાગ્યાનો જેવો ડંકો થયો તેવો જ હું ઉઠ્યો અને આટુ અવળુ જનાનુ છોડી દઇ ગામને દરવાજે જઇ ઊભો રહ્યો. દૂધ વેચીને ઘેર જતા એ હમણા જ આવશે

ત્યારે અજાણ્યો થઇ એની પાછળ પાછળ જઇશ. લાગ આવશે કે તરતજ એને પૂછીશ કે તું કોણ છે ! તારી આ આંખોમાં શું છે ! તારી ગોવાલણીની જાતમાં આવી બેભાન કરે તેવી પરીઓ છે !

સવાલ ગોઠવતો હું દરવાજે જઇ ઊભો રહ્યો. એટલામાં બને હાથમા પૈસા ગણતી, ખાલી પડેલી દૂધની તામડીઓને માથે અધ્ધર ગખ્ખી સીધી ડોક પણ નીચી નજરે ચાલતી ચાલતી એ દરવાજાની બહાર નીકળી. હુ પાછળ પાછળ જવા લાગ્યો.

ગાડાનો ચીલો પડ્યો હતો, ઊંચી ચઢાણવાળી જમીનમાથી રસ્તો કાઢેલો હોવાથી આજુ બાજુ માટીની ભીંતો જેવું થઇ ગયું હતું અને ઉપર કેર તથા ચણોઠીના ઝાડ અને વેલા ઉગ્યા હતા. ચીલાની વચમાની ધૂળ ઉડાડતી એ ઉતાવળે પગલે ચાલી જતી હતી, સામે સૂર્ય હોવાથી એક હાથ ઊંચો ધર્યો હતો, અને બીજે હાથે તામડી પકડી હતી. એકાદ વખતે ઓચિંતું પાછું જોવાથી મને એણે જોયો હતો, અને હુ તેની જ પાછળ તો નથી ચાલતો એમ વહેમાઇ હતી, એટલે એ ઘડીમા ધીમે પગલે ચાલે તો ઘડીક ઊતાવળે પગલે, અને તે જ પ્રમાણે હું પણ મારી ચાલ બદલતો હતો. મને ખબર નહિ કે એ ઠગારી પોતાનો વહેમ ખરો છે કે ખોટો તે જાણવા માગે છે. અલબત્ત હું એની પવિત્રતાને કે એના ચારિત્યને દૂષિત કરવા નહોતો માગતો. એના રૂપથી હુ અંજાઇ ગયો હતો. મનથી હું ભ્રષ્ટ થઇ ચૂક્યો હતો, છતા હજી કંઇક મગજ શક્તિ ચાલતી હતી અને છેક બેશુદ્ધ બની ગમે તેવુ વર્તન ચલાવુ એટલે દરજ્જે પાગલ નહોતો બન્યો

આ પ્રમાણે અમે અરધોએક માઇલ ચાલ્યાં હોઇશું ત્યાં એ અટકી ગઇ. ત્યા વડના ઝાડની ઘટા હતી અને તળે વટેમાર્ગુને

બેસવાને માટે છાપરી હતી ઉપર કોયલ ટહુકે, નીચે વાછડા, બકરાં, ગાય, ભેંસ આમ તેમ ફરે. સ્થાન રમણીય હતુ છાપરીની બહાર એણે તામડીઓ ઉતારી અને રસ્તાની બાજુ પરની હરિયાળી ઉપર એ 'હાશ, રામ' કહી ઊભા પગે—ગોવાલણીઓ બેસે તેમ—બેઠી.

મારી સ્થિતિ કફોડી થઇ. હું ચાલ્યો જાઉ કે ઊભો રહું ! વાત કરવાનો વિચાર આવતા જ દિલ ધડકવા લાગ્યુ. મો પર લોહી તરી આવ્યું. હિમત કરી આટલે સુધી હુ આવ્યો હતો, પણ આ ગોરી ગોવાલણીએ તાકાત લઇ લીધી હતી

વિચાર કરી મે એ જ રસ્તે ચાલવા માડ્યુ. એને વટાવીને બે પગલા ગયો ત્યા 'ચંદનભાઇ, કેમ ચ્યોં જાઓ મો !' એણે પૂછ્યું મારે ત્યાં હરરોજ આવતી હોવાથી મને મારી રીતે ઓળખતી હતી પણ આમ એકાએક મારી સાથે બોલવાનુ શરૂ કરશે એવો ખ્યાલ નહતો. શું ત્યારે હું એની જ પાછળ આવતો હતો તે એ સમજી ગઇ હશે ! મારા સંબંધે એ કેવો વિચાર રાખતી હશે ! આમ કઇ કઇ વિચારો મને આવવા લાગ્યા છતા એના પ્રશ્નનો જવાબ તો આપવો જ જોઇએ. શો આપવો ? હુ તો ગભરાટમાં જ બોલી ઊઠ્યો "તારૂ ગામ જોવા" બોલ્યા પછી વિચાર આવ્યો કે આ હું શુ બોલ્યો ! એના ગામને જોવાનું મારે શુ પ્રયોજન ! અને હવે જરૂર મારા મનની નબળાઇ એ જાણી ગઇ હશે. કદાચ એની મરજી વિરૂદ્ધ હશે અને કોઇને કહેશે કે 'ચંદનભાઇ, મારૂ ગામ જોવા આવ્યા હતા' તો ? પણ એટલામા એણે પૂછ્યું, 'તે ઇમાં શું જોવું સે ! કોય તમારા ગામ જેવું નહિ. લ્યો ઓંમ આવો જરા મારૂં દૂધ તો પીઓ. ખાખડી બેસવું સે, તમને હવાદ ગ્ધો જસે'

મારી ગૂંચવણનો અંત આવ્યો. આવા મારા ચલણથી એને કાંઇ અણગમતું નહોતું થયું, ઊલટી એ જ ચાહીને મને બોલાવે છે એટલે હલકા પડી જઇશ એવું કાંઇ નહોતું. જો ગુલાબ જ બુલબુલને બોલાવે તો બુલબુલનો શો વાંક ? જો નાગ જ મોરલી પાસે આવીને બેસે તો વાદીનો શો વાંક ? હવે જે થાય તે જોવા દે અને મારી મુરાદનો ઘાટ ઘડાઇ આવે તે ઘડાવા દે.

'નારે, એમ તારૂં દૂધ પીવાય ? ઘેર કાલ આપી જજે' પીવાનું તો ઘણુયે મન હતું, પણ એમ પહેલે બોલે પી જઉં ત્યારે તો અણઘડ જ લાગું ને ?

'હવે ઘેર તો લેતા લેશો, પણ આયતો પીઓ. ત્યો કોય વડનો રૂપાળો સાયડો હશે ? પશી આવા ગોણા ગાતા હશે ? અને કોય મારે હાથે દૂધ મળશે ? ત્યાં તો મારા ખૂન જાણશે તો એક લેશે ને બે મેલશે.'

કોઇ એને કહે કે એ અભણ છે, તો એનો અર્થ એટલો જ કે એને અક્ષરજ્ઞાન નથી. કોઇ એને કહે કે બોલતા નથી આવડતું, તો એનો અર્થ એ જ કે શહેરની ચાપચીપવાળી એની બોલી નથી કુદરતની વચમાં એ ઊછરતી હતી, કુદરતનો સ્વાદ એ પીછાની શકતી હતી અને પોતાના ગ્રામ્ય પણ મધુર અવાજે એનું ભાન મને કરાવી શકતી હતી. તેમા આવા સમયે- આવા એકાન્તમા સરળ હૃદયે મનની બધી યે લાગણીઓ પર અસર થાય તેમ જણાવી શકતી હતી હુ પલકે પલકે બેઠીમા બંધાતો હતો.

'વારૂ, તારૂં દૂધ તો પીઉં, પણ પૈસા લે તો.'

'કાય ગાંડા થ્યા ? ઇમ પૈસા લેવાય ! મારા હમ ના પીઓ તો' કહી હું પાસે ઊભેલો તે જરા અધુકડી થઇ મારી આગળ

દૂધનું પ્યાલું ધર્યું. મે વિચાર્યું વધારે ખેચપકડ રહેવા દે. ડોળ કરીશ ને માન માગીશ તેટલામા તો કમળ બીડાઈ જશે. મે એના હાથમાથી પ્યાલુ–દૂધ માપવાનુ–લીધુ અને દૂધ પી ગયો. અદર સાકર નહોતી, ગરમ કરેલું નહિ તો પણ મને સ્વાદિષ્ટ લાગ્યું. કુદરતી રીતે સ્વાદિષ્ટ જ હોય છે. જેઓ તાજુ દોહેલુ દૂધ પીએ છે તેઓ એની મિઠાશ સારી રીતે જાણે છે, અને આતો તેમા વળી ખૂબસૂરત સ્ત્રીના હાથનુ, એના આગ્રહનું—અને તે એક બેશુદ્ધ ને પીવા મળેલુ !

'ગોવાળણી ! તુ શી ન્યાત ? દૂધ પીતે પીતે વાત શરૂ કરી'

'લ્યો તમે વટલાયા !'

'ના, ના, હુ એટલા વાસ્તે નથી પૂછતો, જાણવા જ માટે પૂછું છું. કહે તો ખરી તું શી ન્યાત ?'

'એમ વળી ? અમે દોગ આગ્નાગ રબારી લોક.'

'તે તુ પરણેલી છે કે કુંવારી ?' મારી ગાડછા હવે વધ્યે જતી હતી,

જરા શરમાઈ એણે ધીમે સાદે 'પયણેલી' કહ્યું.

'કોની સાથે' ?'

'જામા મદનભાઈ, કયો ય નોમ સ્હાતુ હશે ? અમ જેવા કોક ભ્મારી હાથે.'

'તું પ્રેમ શું છે એ સમજે છે ?' હું તો મારું ભાન ભુલી ગયો હતો. શુ પૂછાય અને શું ન પૂછાય તેની શુદ્ધ જ નાહિ. એ કાંઇ સમજી નહિ કે મેં શું પૂછ્યુ.

'શુ ?'

'તુ હેત શું એ જાણે છે ? તને તારો વર ચહાય છે ?'

'સદનભાઇ, ગાંડા તો નથી થયા ?'

'ના બસ, મને કહે જ. હું તારી પાછળ આટલે સુધી આવ્યો છું, શેરીમા વાત કરવાની બીક લાગતી હતી, બોલ, હવે તું મારી સાથે વાતો ન કરે તો મારા સમ,' કહી હું એની સામે બેસી ગયો. વચ્ચે દૂધની તામડીઓ હતી

એકદમ 'હા...ય' મારી હુલ્લી ભૂલી ! 'હાય હાય !' સાભળી હું ચમકયો, એ ઊભી થઇ. 'સદનભાઇ, આટલી મારી વટલોઈ જોતા બેહશો ? મારી કુશકીની હુલ્લી ચોક મેલી આવીસુ હમણા ઊભે પગે આવુ છું.'

'શા માટે નહિ ?' એ આખો દિવસ તાપમા બેસવાનું કહી જાય તોયે હું તૈયાર હતો, તો થોડીવારમાં શુ ?

'હા, હા, જા, જઇ આવ. આ છાપરીમા બેઠો છુ' રસ્તામા બેઠેલો મને કોઇ દેખે તો કહેશે કે કેમ બેઠો હશે ? તામડીઓ લઇ હું છાપરીમા બેઠો. અદર કોઇએ ઘાસ નાખી બિછાનુ કર્યું હતુ. ઉપર સાઠાનું છાપરૂ છાઈ બાવળની ડાળોની થાસલીઓ બનાવી હતી. ભીતને અઢેળી લાબા પગ કરી હુ બેઠો. વાહરે ગોરી ગોવાળણી તારી ગામડાની ભાષામાં મધુરતા ! બસ આજ એને જવાજ ન દઉં. વાતોમાં એને પણ એનું ઘર ભૂલાવી દઉં. જોઇએ, મને એ ગાયો ચરાવતા શીખવાડે છે ? એણે ઝીણી સાડી તસતસતી ચોળી અને રેશમી ચણીઓ પહેર્યો હોત, તો એ કેવી લાગત ? અબોડે ગુલાબ ખોસ્યુ હોત ગળામા મોતીની એક એક

એ હોત, અને આજ મદમાતી ચાલે એ ચાલી જતી હોત તો કોને ભુલાવામા ન નાંખત ?

કલ્પનાઓ જોડી જોડી એના રૂપને હુ વધારે મોહક બનાવતો હતો અને એજ કલ્પનાના ચિત્ર માથે વધારે ને વધારે મોહમાં પડતો હતો. એની તામડીઓ ઉપર કાઇક નામ લખ્યુ હતુ તે મેં જોવા માડ્યુ. અસ્પષ્ટ અક્ષરે 'દલી' એટલું વચાતુ હતું. એ ઉપરથી મે માન્યું કે 'દલી' એનું નામ હશે. આવું નામ કેમ ? કદાચ મહીઅરેથી સાસરે જતી વખતે એને આ તામડીઓ એના માબાપે આપી હશે. કેવી સ્વચ્છ અંદરથી અને બહારથી એણે રાખી છે ! દૂધને શોભા મળે અને સારું જણાય એમા નવાઇ ? તામડીને લીધે પણ દૂધ ગમે. માથે મૂકવાની ઇંઢોણી એ સાથે કેમ ન લઇ ગઇ ? જ્યારે અદ્ધર તામડી માથે રાખી એ ગામમા આવે છે ત્યારે શો એનો અવાજ ! પરોઢમા જેમ પ્રભાતીઉ મીઠું લાગે તેમ એનો રણકાર મીઠો લાગે છે. એથી અર્ધી જાગતી અવસ્થામા સવારનું શુભ શુકનનું સ્વપ્નું આવે અને આખો દિવસ આનંદમા જાય. આખા ગામને એ આશીર્વાદરૂપ દેવી હતી.

આમ વિચાર કરતો વીસેક મિનિટ બેઠો હોઇશ એટલામા એ આવી અને 'બેઠા સો ?' એટલું પૂછ્યું

'કેમ ટોપલી જડી ?'

'નારે બઇ ! ચાર પાંચ ઘેર પૂછી આવી, પણ ક્યોય પત્તો નહિં' કુણ જાણે કુનેય ઘેર મેલી આવી હઇશ. અત્તારના પોરમાં તે એટલે ભટકું !' કહી જાણે નિરાશ થઇ હોય તેમ બેઠી.

'શું?'

'તું હેત શું એ જાણે છે? તને તારો વર ચહાય છે?'

'સદનભાઇ, ગાંડા તો નથી થયા?'

'ના બસ, મને કહે જ. હુ તારી પાછળ આટલે સુધી આવ્યો છું, શેરીમા વાત કરવાની બીક લાગતી હતી, બોલ; હવે તું મારી સાથે વાતો ન કરે તો મારા સમ,' કહી હું એની સામે બેસી ગયો. વચ્ચે દૂધની તામડીઓ હતી.

એકદમ 'હા...ય! મારી હુંલ્લી ભૂલી! 'હાય હાય!' સાભળી હું ચમક્યો, એ ઊભી થઇ. 'સદનભાઇ, આટલી મારી વટલોઈ જોતા બેહશો? મારી કુશકીની હુલ્લી ચ્યોક મેલી આવીસુ. હમણાં ઊભે પગે આવુ છુ.'

'શા માટે નહિ?' એ આખો દિવસ તાપમા બેસવાનું કહી જાય તોયે હું તૈયાર હતો, તો થોડીવારમા શુ?

'હા, હા, જા, જઇ આવ. આ છાપરીમા બેઠો છું' રસ્તામા બેઠેલો મને કોઇ દેખે તો કહેશે કે કેમ બેઠો હશે? તામડીઓ લઇ હુ છાપરીમા બેઠો. અદર કોઇએ ઘાસ નાખી બિછાનુ કર્યું હતુ. ઉપર સાંઠાનું છાપરૂ છાઈ બાવળની ડાળોની થાંભલીઓ બનાવી હતી. ભીંતને અઢેળી લાબા પગ કરી હું બેઠો. વાહરે ગોરી ગોવાળણી તારી ગામડાની ભાષામાં મધુરતા! બસ આજ એને જવાજ ન દઉ. વાતોમા એને પણ એનું ઘર ભૂલાવી દઉ. જોઇએ, મને એ ગાયો ચરાવતા શીખવાડે છે? એણે ઝીણી સાડી તસતસતી ચોળી અને રેશમી ચણીઓ પહેર્યો હોત, તો એ કેવી લાગત? અબોડે ગુલાબ ખોસ્યુ હોત ગળામા મોતીની એક એક

સેર હોત, અને આજ મદમાતી ચાલે એ ચાલી જતી હોત તો કોને ભુલાવામાં ન નાખત ?

કલ્પનાઓ જોડી જોડી એના રૂપને હું વધારે મોહક બનાવતો હતો અને એજ કલ્પનાના ચિત્ર સાથે વધારે ને વધારે મોહમાં પડતો હતો. એની તામડીઓ ઉપર કાંઇક નામ લખ્યું હતુ તે મેં જોવા માડ્યુ. અસ્પષ્ટ અક્ષરે 'દલી' એટલું વંચાતું હતું. એ ઉપરથી મેં માન્યું કે 'દલી' એનું નામ હશે. સ્રીનુ નામ કેમ ? કદાચ મહીઅરેથી સાસરે જતી વખતે એને આ તામડીઓ એના માબાપે આપી હશે કેવી સ્વચ્છ અંદરથી અને બહારથી એણે રાખી છે! દૂધને શોભા મળે અને સારૂં જણાય એમા નવાઇ ? તામડીને લીધે પણ દૂધ ગમે. માથે મૂકવાની ઇંઢોણી એ સાથે કેમ ન લઇ ગઇ ? જ્યારે અદ્ધર તામડી માથે ગખી એ ગામમાં આવે છે ત્યારે શો એનો અવાજ ! પરોઢમા જેમ પ્રભાતીઉં મીઠું લાગે તેમ એનો રણકાર મીઠો લાગે છે. એથી અરધી જાગતી અવસ્થામા સવારનું શુભ શુકનનું સ્વપ્નુ આવે અને આખો દિવસ આનદમા જાય. આખા ગામને એ આશીર્વાદરૂપ દેવી હતી.

આમ વિચાર કરતો વીસેક મિનિટ બેઠો હોઇશ એટલામાં એ આવી અને 'બેઠા સો ?' એટલું પૂછ્યું

'કેમ ટોપલી જડી ?'

'નારે બઇ ! ચાર પોંચ ઘેર પૂશી આવી, પણ ક્યોય પત્તો નહિં' કુણ જાણે કુનેય ઘેર મેલી આવી હઇશ. અત્તારના પોરમાં તે ચેટલે ભટકું !' કહી જાણે નિરાશ થઇ હોય તેમ બેઠી

'દલી !' 'દલી' કહેતાંની સાથે એ જરા ચમકી; 'ગોમમાં મને લોક દૂધવાળી કહે સે.'

'જો, આ તારી તામડી ઉપર લખ્યું છે. તે તારે પીઅરથી આ તને મળી 'તી ખરૂંને ? તારા લગ્ન વખતે.'

હું તો એનામાં તન્મય થયેલો હતો તેથી જુદા જુદા અનુમાન મેં કરી રાખ્યાં હોય એમા નવાઇ નહિ.

'તારો વર બીજી વારનો છે ?' શોકપગલું જોઇ મેં પૂછ્યું મારી નજર એના ધોળા બદન ઉપર પડતા એણે સામું જોયું અને સાલ્લો સંકેરી ઉપર ખેચ્યો.

'તું ને તારો વર આખો દિવસ શું કરો છો ?'

'બળ્યો મનખો !' કહી આડું જોઇ એ હસી. દાતની કળીઓને સોડીઆમા સતાડી હસી.

'ના, ના, કહેતો ખરી, સવારથી સાજ સુધી તમે શુ શું કામ કરો છો એ કહી જા.'

'તે શું કરતા હઇશુ ? ઢોરોનું કોમ. હવારમાં વહેલા ઊઠીએ, દાતણુ પોંણી કરી વાસડાંને ધવડાવીએ, એ ગાયોન્દોવે ને હું બાખડી દોહું, દૂધ કાઢી ચારઆર નાશી અમે બે નીહરીએ. એ દરવાજે પેલે હાથે જોય; હુ તમારી ભણી વળુ. દૂધ આલી, હુ ઓય આવીને એ આવે ત્યો લગણુ બેહુ.'

ઓચિંતી મને ફાળ પડી. કદાચ એનો રબારી આવતો હોય અને મને સાથે બેઠેલો જોઇ ફરી વળે તો ? આબરૂ જાય, હળકા પઠી જાઉં અને માર પડે તે જુદો વિચાર આવતા મોં ઉપર ચિંતા ને ભય છવાઇ ગયા અને ચાલ્યા જવા ટોપી હાથમા લીધી.

'તમે લગારે બીશો નહિ. આજ તો હું એકલી આવી સું. એ તો આજે ઘી વેચવા ગયા મે.' મને નિરાત થઇ અને વાતચીત ચાલુ કરી

'તારો વર વાંસળીમા એવુ શું વગાડે છે તે તમે બધા ત્યાં ઊભા રહો છો? હુ તળાવ ઉપર ઊભો રહી વાસળી વગાડુ તો મને આવડે ખરી?'

'હોવે અમ ના આવડે? તે તમને અમ જેવું થાવું અમ ગમે મે?'

'તારે લીધે જ, દલી. તું ખાય તો હુ ખાઉ, તારો જાડો રોટલો પચાવું, તારી ગાયોને ચગવવા જાઉ, એમ મનમાં થઇ ગયુ છે. તારૂ ગામ હજી કેટલું છેટુ?'

'ચાર પાચ ગેતરવા, પેલી આપણીઓ દેખાય ઈ. તમે મારે ઘેર રહો ખરા? અમે તો ઢાલ્યાની ગોદડી ઉપર સુઇ રહીએ ખાટલો ઉઘાડામા ઢાળીએ. પહિ ઢોર બોધ્યાં હોય, તે આખી રાત ગોં ગો બગાડે. તમ જેવાને ત્યાં નો ફાવે.'

'મને તો એ બહુજ ગમે છે. તેમા તારા જેવુ કોઇક મારી સાથે હોય તો મારે ઘેર જવાનું નામ જ ન લઉ.'

વાતચીત ઉપરથી હું એમજ માનતો હતો કે મારી ઉપર એ કુરબાન છે, એના દિલને ચોરી શકું છું અને ધીમે ધીમે એ પોતાની લાગણી કહેવા માંડશે. ફૂલ ઊઘડે તેમ મારૂં હૃદય આશામા ઊઘડતુ હતુ. જેમ જેમ વાટ વધે તેમ મારી કલ્પના વધતી હતી કેતકી ડોલે તેમ જીવ સુમગધ આનામાં ડોલતો હતો. તણખલું હાથમાં લઇ જમીન ઉપર લીસોટા કરતી વાંકુ વાળી કમાન બનાવતી, ભાગીને

કટકા કરતી, આમ તે રમત કર્યે જતી હતી અને ગભરાટ, ભય કે શરમ રાખ્યા વગર મારી સાથે મિત્રની માફક પરિચિત થઇ વાતો કર્યે જતી હતી.

ઘડીભર અમે બન્નેએ શાંતિ પકડી ને એટલામાં તો વીજળી ચમકે અને બાળકના દિલમા ફડકો પડે, અઘોર ઘંટ આવે અને માલતી ફફડે, આનંદ વેરાતો હોય અને શોક પ્રવેશે, તેમ એકાએક છાપરીની ઉઘાડી બારીમાથી મારી પત્નીએ ડોકું કર્યું અને મારી સામે એકી ટશે કોપાયમાન ચહેરે જોવા માડ્યું. જોતા જ શરીર કપવા માડ્યું એની આંખમા ગુસ્સાથી પાણી ભરાઇ આવ્યુ હતુ. શુ બોલુ અને શુ બોલુ એની ગૂંચવણમા એ પડી હતી. કેટલુંયે કહી નાખુ તેવો ઊભરો એને ચઢયો હતો અને છતાં એક શબ્દ એ બોલી નહિ મારી સામે માત્ર જોઇ જ રહી. મે નીચી નજર નાખી દીધી. દલી-ધુતારી દલી-સાલ્લામા મોં રાખી હસતી હતી.

ચિત્રકારને અહીં ત્રણ ચિત્ર ચીતરવાના હતાં, એક કાલિકા, બીજી જાદુગરણી ને ત્રીજો બેવકુફ.

# કેળાંવાળી

શ્રી. 'મસ્ત ફકીર'

એ કેળાંવાળી હતી. એક ગરીબ-પેટને ખાતર કેળાં નામનુ ફળ વેચનારી 'દક્ષિણની એક મજૂર બ્હેન, પણ મે જ્યારે તેને જોઈ ત્યારે એ શેરીમા ભટકતા અને વધુ સમય નગરના ધોરી રસ્તાપર કહાડનાર માનવવ્યક્તિઓના આકર્ષણનુ મધ્યબિંદુ હતી.

રસ્તાને નાકે પહેરા ભરનાર પોલીસ સિપાઇથી માંડીને, હેલકરીઓ, ઘોડાવાળાઓ, મોટરના શોફરો, આસ્તિક ઓચિયાઓ ને ઘોડાની સરતની ટીપ આપતા માતેલા કે મેલાઘેલા ફકીરો, રસ્તે ભીખ માગતા બનાવટી આંધળા ભીખારીઓ, દાતણ વેચતા વાઘરીઓ અને ઓફિસને કે શેઠને કામે બહાર નીકળેલા ઓફિસના હમાલો એ લતા તરફ આવતા, એ રસ્તાને છેડે એક આમ્રવૃક્ષની છાયામા નિરંતર બેસતી એ કેળાવાળી તરફ પહોચી જતા.

આ આકર્ષણનુ કારણ એ હતુ કે એ કેળાંવાળી યુવાન અને દેખાવડી હતી. તેના અંગો ખીલેલા ફૂલેલા હતા. બદન ગોરૂ અને ઘાટિલુ હતું. માથાનો અંબોડો ભરાવદાર હતો. અને તેમાંયે જ્યારે કોઇ કોઇ વખત તેની પાસે નાણાંની જોગવાઇ હોય તે વખતે મોગરા કે ગુલાબની વેણી બાંધતી ત્યારે રાજા રવિવર્માનું જાણે કોઇ ચિત્ર જીવતુ થઈ આ અવનિ વિષે વિચરવા લાગ્યું હોય એવો ભાસ જોનારને થતો.

મેં તેનું નામ રસ્તાની રાણી પાડ્યું હતું, કારણ કે રાજમહેલમા કોઈ ખુબસુરત રાણીની તહેનાતમા જેટલા માનવરૂપી પતગિઆ ભરી ફીટે તેજ પ્રમાણે રસ્તામા ભટકતા અને વિચરતા માનવ પરીન્દાં એ કેળાવાળી રૂપી પ્રકાશ આગળ પહોચી જતાં, તેની ખુબસુરતી ઉપરાત તેની હાજરજવાબી અને તેની મોટી અને કાળી કાળી આંખોના અણીઆળા જોનારાને ઘાયલ કરે તેવા હતા. તેનું જોબન તેના અગોમાથી ફાટફાટ થતું હતું.

લાચિયા સિપાઇઓ બીજા મુફલિસ ફેરીયાઓને ધોલ મારી પોલીસ ચાવડીપર ધસડી જતાં, પણ એ પોલીસદાદાઓ આ લક્ષ્મી નામધારી કેળાવાળી આગળ આવતા પેલી હસીને "મી તુમચી સગતી ચેઉ કા?" એમ મીઠા અવાજે બોલતાં સપાઇદાદા પાણી પાણી થઇ જતાં, અને તેને ચાવડીપર લઇ જવાને બદલે તેની ટોપલીમાથી એકાદ કેળુ કે તરબુચની ચીરી ઉપાડી તેટલાથી જ મતોષ માની ચાલતી પકડતા.

કામ ન હોય ત્યારે પોતાની હેલ લઇ જવાની પાટી ઓરીક્ષ મફી ફૂટપાથપર નીરાંતે ઘોરનાર હેલકરી સ્રવારમાં એ રસ્તા પર પથેલવહેલા આવનાં કેળાવાળાની ખબરઅંતર પૂછી જતો અને પેલી આજ્ઞા કરે તો બાજુની હિન્દુ હોટલમાંથી પોતાની જોગવાઇ

પ્રમાણે એકાદ સિંગલ ચાહ કે બે પૈસાના ભજીયાનો નાસ્તો ફુળાવાવાળીને આપી જતો. રસ્તામાં ઝાડુ કાઢનાર ઢેડો હમેશ ફુળાવાળીની ખબરઅંતર પૂછી જતો, અને પોતા તરફથી એ રાણીની મેવામાં ફુલ તરીકે જે જગાએ તે બેસતી તે જગા અને તેની આજુબાજુની જગા ઘસીઘસીને વાળી નાખતો.

બપોરના એ લત્તામાં કોઇ ઓફીસ આગળ આવતી મોટરોના શોફરો રોઠ ઉપર ઓફિસમાં પધારે કે તુરત જ પોતાની મોટરો છોડી ફુળાવાળીની તહેનાતમાં આવી પહોંચતા, કોઇ તેને પાન આપતો, કોઇ સોડા પાતો, તો કોઇ તેની કોઇપણ પ્રકારની સેવા ઉઠાવી લેવા તૈયાર થતો કોઈ કોઈ વખત તો એ લત્તામાં આવેલી ઓફીસોના શેઠિયાઓ ઓફિસમાં બહારના માણસ ન હોય ત્યારે ફુળાવાળીને ઉપર બોલાવી તેની જોડે બેસી મીઠી ગોષ્ઠિ કરવામાં આનંદ માનતા.

તેના મળતાવડા સ્વભાવથી, તેની માગણી આંખોથી, તેની વાક્ચાતુરીથી અને તેની કાતિલ ખુબસુરતીથી અંજાઇ પુષ્કળ ઘરાકો તેનાં ફુળા લઇ જતા. બીજી બુટ્ટી, રાક કે સાદી ફુળાવાળીઓને જ્યારે ફુળાંનો એક પૈસો કે ફળ બહુ સારા અને મોટા હોય ત્યારે બે પૈસા મળે ત્યારે લક્ષ્મીના એકજ ફુળાની પાવલી અને આઠ આનાની કિંમત આપતા, રસિક અને ઉલ્લુ ઘરાકો મે જોયા છે અને તે એટલા જ માટે કે શરગવાની શિંગ સરિખડી તેની નાજુક આંગળીઓને સ્પર્શ કરવાનો લ્હાવો મળે સવારે લક્ષ્મી ફુળાની ભરચક ટોપલી લાવતી અને સાંજના પાંચ છ વાગ્યા સુધીમાં તો તેની આખી ટોપલી ખલાસ થઇ જતી બાજુની એક દક્ષિણી હોટેલના ફર્સ્ટ ક્લાસમાં જઇ આખા દિવસનો પોતાનો ખુરદો ગણી લક્ષ્મી વિદાય થતી. કોઇ વખત વિકટોરીયામાં, તો કોઇ વખત મોટરમાં, તો કોઇ વખત ઓળખીતા ગામવાળા ખટારાવાળા જોડે એ ઘેર જતી. તેના

અંગપરના આભૂષણો હરહમેશ વધ્યા જ જતા હતા. અલબત્ત મોટા ભાગના આભૂષણો રૂપાના જ બનતાં. માત્ર ગળામાં એકાદ સુંદર સોનાની માળા અને કોણીપર સોનાનુ કડુ એ જ અપવાદ-રૂપ હતાં.

જુદા જુદાં માણસો જોડે કેમ વર્તવું એ કળા આબાદ લક્ષ્મીને આવડતી હતી કોઇ શકા જેવું ઘરાક તેની આગળ કેળુ લેવા જાય તો લક્ષ્મી તુચ્છકારથી તેની આગળનો પૈસો લઇ એકાદ કેળું તેના હાથમાં પકડાવી દેતી, કોઇ ગ્રહસ્થ અને મ્હોપરથી ભણેલો અને વિદ્વાન દેખાતો પુરૂષ તેની પાસે કદળીફળ લેવા જાય ત્યારે લક્ષ્મી જરા સરખી પણ આછકલાઇ બતાવ્યા વગર જરા સાડીની કોર માથાપર સમી કરી એવાં ઘરાકને માનથી કેળું આપતી. કોઇ મીયાંભાઇ કે કોઇ રસિક શીખ કે પારસી મોટરસોફર લક્ષ્મી પાસે કેળા ખરીદવા આવે ત્યારે લક્ષ્મી મીઠડુ હસી, પોતાની કાતિલ નજરથી ઘરાકને ઘાયલ કરી પોતાની કોમળ આંગળીઓનો તેને સ્પર્શ કરાવી, પેલાને બદનમા ઝણઝણાટીની અસર થાય કે તુરત જ તુચ્છકારથી તેણે આપેલા કેળાની કિંમત ફગાવી દઇ તેની પાસેથી આઠ આના કે રૂપિઓ પડાવતી. ટૂંકમા મે તેને જે રસ્તાની ગણીનુ નામ આપ્યુ હતુ તેને યથાર્થ કરતી.

૨

લક્ષ્મી જેવી ખુબસુરત અબળા કેળાં વેચનારી કેમ બની? તે પુરૂષ વર્ગ જોડે અને તેમાં પણ ખાસ કરીને મુંબાઇ શહેર જેવા નગરના પશુ જેવા પુરૂષ જોડે નખરા અને લાડ કરે છે તો તેની શુ દશા થાશે? તે ફસાઇ તો નહિ જાય? તેનું ગૃહજીવન કેવું હશે? તે વિધવા હશે કે પરણેલી હશે? એવા એવા વિચારો મને આવતા, હું કોઇ કોઇ

વખત એની પાસેથી ફળો લેતો, પણ એ હમેશા માનવૃત્તિ દખાવી મને અને મારી ઓફિસના સાથીઓને કેળા આપતી હોવાથી તેના દિલની વાત અમારાથી જાણી શકાતી નહોતી. તેમ તેના ગૃહજીવન વિષે તેને મ્હોડે મ્હોડે પૂછવાની મારી હિંમત ચાલતી નહિ પણ તેના વ્યક્તિત્વે મારી કુતુહલવૃત્તિ જે જરા ટીખળી તો છે તે ઉશ્કેરી મૂકી હતી. અને ઓફિસમાં આવતા કે ઓફિસમાથી જતાં લક્ષ્મી પાસે કેટલા બિલ્લુઓ ઉભા છે? આજે એ કોની સાથે ઘેર જાય છે? આજે કઇ ઓફિસવાળાએ તેને ઉપર બોલાવી? એ વાતો મને જાણવાની ઇતેજારી થતી.

એક રાતે લેમીંગ્ટનરોડ આગળ આવેલા એક સિનેમા આગળ હુ ફરતો હતો, ત્યા થિએટરના દરવાજા આગળ એક મોટર આવીને ઉભી રહી. અંદરથી એક હિન્દુ ગૃહસ્થ બહાર નીકળ્યા, અને તેની પાછળ એક દક્ષિણી બાનુ ભભકાદાર જરીઆન સાડીમા ઉતરી તેના પગમા સોનેરી ભરતવાળી મોજડી હતી. તેણે દક્ષિણ સાડીપર બારીક રેશમી ઉપરણો ઓઢ્યો હતો એટલે તેનુ મો મને દેખાયુ નહી એ લોક થિએટરમા ગયા. હુ પણ થિએટરમા મારા એક મિત્રેજ લખેલી નવી ફિલ્મ આવેલી હોવાથી અંદર ગયો, અને ઉપર બાલ્કનીમા જગા લીધી.

બાલ્કનીમા મારી પાછળ જ બે ચાર ખુરશીઓ છોડી પેલું દક્ષિણી બાઇ અને ગુજરાતી ભાઇવાળું મોટરમા આવેલુ જોડુ બેઠુ હતુ. ફિલ્મ શરૂ થઈ ગએલી હોવાથી હુ મારી સીટપર બેઠો ત્યારે અંધારૂ હતુ, પણ ફિલ્મનો એક ભાગ પુરો થતા, થિએટરની અંદર લાઇટ શરૂ થતા મે પછવાડે જોયુ તો પેલા ગૃહસ્થ જોડે આવેલી દક્ષિણી બાનુ બીજી કોઇ જ નહા પણ પેલી લક્ષ્મી કેળાવાળી હતી!

મનોહર મહિલામા–ખુબસુરત નાઝનિમા એક જાતનું અવર્ણ્ નિય આકર્ષણ હોય છે. રૂપાળી રમણીઓ લોહચૂંબક સમાન હોય છે. જેમ હોકાયત્રની સોઇ હમેશા ઉત્તર તરફ ફરે તેમ પેલી સિનેમા થિએટરથી બાલ્કનીમા એ રીતે પેલી પાછળ બેઠેલી લક્ષ્મી તરફ મારી ડોકી જેવી થિએટરમા લાઇટ થાય કે તુરત જ ફરતી હતી થિએટરોમા, સભાઓમા કે કોઈ જાહેર સ્થળે કોઇ સુદર બાનુ તરફ જોવામાં, તેના સૌન્દર્યનું પાન કરવામા કેટલોક વિવેક અને કલા વાપરવાની જરૂર છે કેટલાક બોઘા જેવા માણસો એવા સ્થળે કોઈ બાઇ તરફ બોકડાની માફક, આજુબાજુઓને તેમજ જેની સામે એ જોતો હોય તેને ખબર પડી જાય એ રીતે જોયા કરે છે. જયારે ચબરાક માણસો થિએટરમાં કેટલી ગિરદી થઇ છે એ બ્હાના હેઠળ, પોતાનો રૂમાલ બેઠક પાછળ નાખી દઇ, તે પાછો ઉચકી લેવાને બ્હાને, કોઇ કલ્પિત સ્નેહી કે મિત્ર થિએટરમાં આવ્યા છે કે કેમ જોવાને પોતાની બેઠક પર ઉભા થઇ જમણી, ડાબી અને પાછળ ફરી સિફતથી થિએટરમાં બીરાજેલી સૌન્દર્ય મૂર્તિનાં દર્શન કરી લે છે.

પણ કોઇની બ્હેન, પત્ની કે માતાનુ સૌન્દર્ય એના જાહેર સ્થળોએ ટીકી ટીકીને નિહાળનાર વ્યક્તિની પોતાની મા, બહેન કે વહુ સામે કોઇ જુએ છે ત્યારે તેની આખો ગુસ્સાથી અને અદેખાઇથી ચાર થાય છે, અને ત્યારે પહેલી જ વખતે તેને સમજાય છે કે કોઇ સ્ત્રી તરફ ટીકી ટીકીને જોવુ એ અવિનય છે. એ એક જાતનો દૃષ્ટિવ્યભિચાર છે, અને એ ટેવમાં રચ્યાપચ્યા રહેનાર માણસની મનોવૃત્તિ કાળે કરીને મલિન બની જાય છે. પોતાની સ્ત્રી જાતિને પડદામાં, ઓઝલમાં કે રાણીવાસમા ગોંધી રાખનાર જાતે જ પારકાની વહુ બેટીઓનાં રૂપ ભુખ્યા બિલાડાઓની

માફક નિહાળ્યા કરે છે. સુધારા અને સભ્યતાનો દાવો કરનારી ગોરી પ્રજાઓ જેટલા આ વિષયમા આપણે હિંદીઓ નીચે ઉતર્યા નથી, મિસ મેયોના દેશ અમેરિકામા અને પારિસ અને ઇગ્લાંડનાં થિએટરોમાં પુરૂષ અને સ્ત્રીજાતિ સ્ટેજ પર પ્રવેશ ન ભજવાતો હોય ત્યારે બાઇનોકયુલરથી એક બીજાની સામે પેટ ભરીને જોયા કરે છે.

અવિકારી દૃષ્ટિથી માનવ કુળના સૌન્દર્યનુ પાન કરનારી વ્યક્તિઓ પણ આવે છે. કવિઓ, શિલ્પિઓ અને ચિત્રકારો આવી સ્વચ્છ નજરથી કોઇ સ્ત્રીનું રૂપ જોવા લલચાય છે, પણ તે તો માત્ર સૌંદર્યની રેખાઓ જ નીરખી ખુદાની કુદરત પર આફ્રિન પોકારે છે અને મુખમાથી ઉદ્ગાર કહાડે છે કે .

**"ક્યા અદા પાંઉસે, શીર તક છાઇ રહી;**
**ઉફ ! તેરી કાતિલ જવાની, જોશમે આતી રહી"**

બેચાર વખત સિફતથી મેં લક્ષ્મી તરફ જોયુ મારી અને તેની આખો એક વખત અચાનક મળી. તે જાણે મને બીલકુલ પિછાનતી ન હોય અને તેની સામે જોવાની મારી ધૃષ્ટતાથી ચીહડાઇ હોય એવો ભાવ તેની આંખમા સ્હજ તરવર્યો અને કામદેવનાં ધનુષ્ય જેવી તેની ભ્રમરો ગુસ્સાથી જરા સકોચાઇ આ બધુ એક પલકારામા જ બની ગયુ હુ પણ સમજી ગયો કે હવે વધુ વાર કેળાવાળીને નીરખવામા સાર નથી મને એ વાતથી લાગી આવ્યુ કે જે લક્ષ્મી હમેશા મને માન આપનારી તે આજ આવી રીતે સાવ અજાણીનો પાઠ કેમ ભજવે છે. એ ખ્યાલ કરતા ખેદ થયો કે નિર્દોષ કેળા વેચનારી કેટલી હદ સુધી પતિત થઇ છે. હશે ! હું તેને કેળાવાળી તરીકે ઓળખુ છુ એ વાત એ કદાચ આવાં

સ્થળોમાં અને આવા સંજોગોમાં છુપી રાખવા માગતી હશે ! મે પણ નિશ્ચય કર્યો કે હવે લક્ષ્મી તરફ જોયુ નહિ પણ તે કયા રહે છે, અને પેલા જોડે તેને શું સબધ છે એ તો જાણવુ. સિનેમાનો ખેલ ખતમ થતા પેલુ જોડું સાથે આવેલી મોટરમા ઉપડ્યું અને હું પણ ખેલ પુરો થવાની અગાઉ બહાર જઇ એક વિકટોરીયામા એ લોકોની વાટ જોતો બેસી રહ્યો હતો, તે તેમની પાછળ પડયો. મોટર ગોવાલિયા તળાવ આગળ આવેલા મકાન આગળ ઉભી રહી અને પેલા બે જણા ઉપર ચડી ગયા. એ મકાનમા બીજે માળે એક દીવાનખાનામા વિજળીની રોશની ઝબકી રહી હતી તે મે જોયું. એ રાતે તો બહુ મોડુ થએલુ હોવાથી વધુ તપાસ બીજા દિવસ પર મુલતવી રાખી હુ મારે ઘેર ચાલી ગયો.

૩

બીજે દિવસે રાતના નવ વાગ્યાને સુમારે ગોવાલિઆ તળાવ આગળ આવેલાં પેલા મકાન આગળ હુ પહોચી ગયો. એજ બીજા માળનાં દીવાનખાનામાંથી વિજળીની ભભુકદાર રોશની બહાર ફેલાતી હતી અને એ ઘરથી થોડે દૂર આવેલાં પિપળાના ઝાડના એ બારી તરફ આવેલા લીલાં પાદડા વિજળીના પ્રકાશથી જાણે સોનેરી બની ગયા હતાં. ઉપરથી તબલા સારંગીના કર્ણમધુર અવાજો આવતા હતા. લક્ષ્મી પેલા શેઠની રખાત હશે કે જાહેરમા ગાનારીનો ધંધો કરતી હશે એ વિચાર હું કરતો હતો, અને ઉપર શું બ્હાનુ કહાડી ચઢી જવું તેનો વિચાર કરતો હતો ત્યા મુંબઇના એક શ્રીમતના પુત્ર જેમણે બાપની ત્રણ લાખની મિલ્કત માત્ર દોઢ વરસની ટૂંક મુદ્દતમા નાટક કંપની અને નાયકાઓ પાછળ ઉડાવી દેવાનો રેકર્ડ કર્યો હતો, તે મોટર પર માગનારાઓની હાય લાગેલી હોવાથી ભાડુની વિક્ટોરીયામા જ એ સ્થળે આવી પહોચ્યા. એમની બાજુ

વધેલી દોઢ બે લાખની દોલત એમના દૂરંદેશ પત્નીશ્રીએ હાઇ-કોર્ટની મદદ લઇ પોતાના હાથમા લેવાથી એ શેઠ તદ્દન ભીખારી થતા બચી ગયા હતા. ડાહી પત્નીએ ધીમે ધીમે શેઠની બીજી કુટેવો છોડાવી દીધી હતી પણ હજી એમનો ગાનારીઓના ઉબરા ભાગવાનો શોખ સદંતર નિર્મૂળ નહોતો થયો એટલે એ ભાઇ મિસિસે એમને આપેલી હાથ ખરચીનો સદુપયોગ કરવાને એ સ્થળે માગતી ગાડીએ આવી પહોચ્યા હતા.

મને જોઇ એમણે બુમ મારી કે "ઓ હો ! ફકીર તમે અહીઆ !"

"ઉપરથી સગીતની ગમઝટના સૂર કાનને અથડાયા એટલે હુ અહીં થભી ગયો. બાજુમા એક સ્નેહીને મળવા આવ્યો હતો." મેં કહ્યુ.

"ત્યારે મારી સાથે ઉપર ચાલો. એક બહુ સરસ ગાનારી દિલ્હીથી આવી છે." શેઠના સુપુત્ર બોલ્યા.

"એટલામા દિલ્હીની પેલી દોલતજાન તો હતી." મે કહ્યુ.

"હા ઉપલું દીવાનખાનું એજ દોલતજાનનુ પણ તેને ત્યા દિલ્હીથી બીજી એક દક્ષિણી ગાનારી આવી છે તે અજબ રૂપાળી છે, અને કંઠ પણ ઘણોજ મધુર છે વળી તેણે દિલ્હીના પ્રખ્યાત ઉસ્તાદ તાનતોલખાં પાસેથી સગીતની તાલીમ લીધી છે, એટલે હમણા તો દોલતજાનને ત્યા મુબઇના મોટા મોટા અને જાણીતા આસામીઓનો ડાયરો જામે છે."

"ઠીક ત્યારે ચાલો હુ પણ ઉપર આવુ છુ"

અમે બન્ને એ મકાનને બીજે માળે ગયા અને પેલા વિજળીની રોશનીવાળાં દીવાનખાનામાં દાખલ થયા ત્યાં જમીન પર આસમાની

એ પણ ખરૂ કે એ પાનની રકાબી જલસો ચાલતો હોય ત્યાં બેચાર વખત પણ ફરે.

દોલતજાનનું સગીત બધ પડ્યુ અને દીવાનખાનામા પ્રમુખ-સ્થાને બેઠા હોય, એવા આગળીએ હીરાની વીંટી પહેરેલ એક જાડા ગ્રહસ્થે દોલતજાનને પૂછ્યુ કે "કાતાબાઇ કયા છે?"

"હમણાજ આપની હજુરમાં એ હાજર થશે" દોલતે જવાબ આપ્યો અને પાચેક મિનિટ બાદ દીવાનખાનાની એક બાજુ આવેલા બારણાનો રેશમી પડદો દૂર થયો અને પોતાના રૂપના તેજથી દીવાનખાનાની રોશનીમા જાણે વધારો કરતી હોય એવી એક દક્ષિણીયુવતી દીવાનખાનામા દાખલ થઇ અને ત્યા બેઠેલા સવળાઓની આખો તેની પર ચોટી રહી. તેણે ઘેરા જાબુડીઆ રગની સોનેરી ફૂલોના ભરતવાળી બારીક કુમાશવાળી સાડી પહેરી હતી. લાલ મખમલની ચોળી પહેરી હતી, પગમા સોનેરી ભરતવાળી મોજડીઓ હતી, માથા પરની સાડીના બારીક કુમાશમાથી તેનો ભરાવદાર અબોડો અને તે પર બાધેલી ગુલાબ અને મોગરાના ફૂલની વેણી જોનારને નજરે પડતી હતી. નાકમા તેણે હીરાની ચૂક અને કાનમા માણેકના લવિંગિઆં પહેર્યાં હતા જેમ શ્રાવણ મહિનાની મેઘલી રાત્રિએ આસમાનમા લટકતી કાળી વાદળી પાછળથી ચદ્ર ડોકિઆં કરે તેમ તેની બ્લુ સાડીમાથી તેનું ગોરૂ અને ઘાટીલુ બદન ડોકિઆં કરી રહ્યુ હતુ એ આવી હાજર રહેલાઓ સામે એક તિરછી નજર ફેંકી સઘળાનુ સન્માન કરવા જરા મસ્તક નમાવી હસી. એ હાસ્યમા કોણ જાણે ત્યા બેઠેલા કેટલાયના કાળજા આરપાર વિધાઇ ગયા હશે. દોલતજાન ઉઠીને બાજુએ બેઠી તેની જગ્યા એ નવી આવનારીએ લીધી એ ઉસ્તાદો પાસે બેઠી, સાડી સમી કરી મોહક લાગે તેમ

જાજમ પાથરી હતી, ભીંતોને લીલો ઓઈલ કલર લગાડયો હતો, ભીંતો આગળ ઈરાની ગાલિચાઓ અને બગલાની પાખ જેવા તકિઆઓની બેઠકો બનાવી હતી, છતમા વિજળીના ઝુમ્મરો લટકી રહ્યા હતા, કેટલાક સગીત શોખીન કે સૌન્દર્ય પીપાસુ સજ્જનો ભીત આગળની બેઠકો પર બીરાજી ગયા હતા. દીવાનખાનાની વચ્ચો વચ્ચ તબલચી અને સારગીવાળા સાજીદાઓની સાથે દોલતજાન આસમાની રેશમી સોનેરી કોરવાળી સાડી અને ગુલાબી ચોળીમા સજ્જ થએલી એકાદ રાગણી છેડી રહી હતી. દોલતજાન પણ દેખાવડી હતી, અને એ વખતે તેની ઉમર લગભગ ચાલીશની ધારવામા આવ્યા છતા ટાપટીપથી એ વીસ પચીસ વર્ષની-યુવતી લાગતી હતી મે અને મારા પેલા મિત્રે ભીત આગળ જગા લીધી એટલે દોલતજાને માથુ નમાવી અમારો સત્કાર કર્યો અને તેની ગાવાની ચીઝ પુરી થઇ એટલે એ ઉભી થઇ અને એક રૂપાની રકાબીમા બે પાનપટીઓ મૂકી માનપૂર્વક અમારી આગળ આવી એટલે અમે રીવાજ પ્રમાણે, અમારી ગુજાસ પ્રમાણે તેમાં કંઇક દ્રવ્ય મૂકયુ એક સારી ગાનારીને એક રાતમા એક હજારની નોટથી માડીને એક રૂપિઆ સુધીની રકમ આપી શકાય અને ખાનદાન નાયકણીની ખુબી જ એ કે તમે હજાર આપો કે માત્ર એક જ કલદાર આપો તેના મોના ભાવમાં ફેરફાર ન થાય. ખરી સગીતની જાણકાર અને કળાબાજ ગાનારી તમારા પૈસા તરફ ન જુએ, પણ દાયરામા બેઠા બેઠા તમે જે રીતે માથું હલાવો તે પરથી તમને માપી નાખે. તમે સગીતના અને તેણીની કળાના ખરેખર પારખ છો એ પ્રતિતી કળાવતીને થાય તો તે તમારૂ વધુ સન્માન કરે, અને પોતે લીધેલી મહેનતની કદર કરનાર જલ-સાઓમાં છે એ જોઇ વધુ ખીલી એક પછી એક રાગણીઓ છેડે. એ પાન લાવે ત્યારે જ તમારે જે દક્ષિણા આપવી હોય તે આપવી.

એ પણ ખરૂ કે એ પાનની રકાબી જલસો ચાલતો હોય ત્યાં બેચાર વખત પણ ફરે.

દોલતજાનનુ સગીત બધ પડયુ અને દીવાનખાનામાં પ્રમુખ-સ્થાને બેઠા હોય, એવા આગળીએ હીરાની વીંટી પહેરેલ એક જાડા ગ્રહસ્થે દોલતજાનને પૂછયુ કે "કાતાબાઇ કયા છે?"

"હમણાજ આપની હજુરમા એ હાજર થશે" દોલતે જવાબ આપ્યો અને પાચેક મિનિટ બાદ દીવાનખાનાની એક બાજુ આવેલા બારણાનો રેશમી પડદો દૂર થયો અને પોતાના રૂપના તેજથી દીવાનખાનાની રોશનીમા જાણે વધારો કરતી હોય એવી એક દક્ષિણીયુવતી દીવાનખાનામા દાખલ થઇ અને ત્યા બેઠેલા સઘળાઓની આખો તેની પર ચોટી રહી. તેણે ઘેરા જાબુડીઆ રગની સોનેરી ફૂલોના ભરતવાળી બારીક કુમાશવાળી સાડી પહેરી હતી લાલ મખમલની ચોળી પહેરી હતી, પગમા સોનેરી ભરતવાળી મોજડીઓ હતી, માથા પરની સાડીના બારીક કુમાશમાથી તેનો ભરાવદાર અબોડો અને તે પર બાધેલી ગુલાબ અને મોગરાના ફૂલની વેણી જોનારને નજરે પડતી હતી. નાકમા તેણે હીરાની ચૂક અને કાનમા માણેકના લવિગિઆં પહેર્યાં હતા જેમ શ્રાવણ મહિનાની મેઘલી રાત્રિએ આસમાનમા લટકતી કાળી વાદળી પાછળથી ચદ્ર ડોકિઆ કરે તેમ તેની બ્લુ સાડીમાથી તેનું ગોરૂ અને ઘાટીલુ બદન ડોકિઆ કરી રહ્યુ હતુ એ આવી હાજર રહેલાઓ સામે એક તિરછી નજર ફેકી સઘળાનું સન્માન કરવા જરા મસ્તક નમાવી હસી. એ હાસ્યમા કોણ જાણે ત્યા બેઠેલા કેટલાયના કાળજા આરપાર વિધાઇ ગયા હશે. દોલતજાન ઉઠીને બાજુએ બેઠી. તેની જગ્યા એ નવી આવનારીએ લીધી એ ઉસ્તાદો પાસે બેઠી, સાડી સરખી કરી મોહક લાગે તેમ

બેઠી. પાસેની રૂપાની દાબડીમાથી એક પાનની પટી પોતાના પરવાળા જેવા હોઠવાળા નાનકડા મુખને ઉઘાડી તેમા તેણે મૂકી. ચારે બાજુ જલસામા કોણ કોણ આવ્યું છે એ જોવા ઝડપી નજર નાખી. પીછાનવાળાઓ તરફ અને હમેશ આવનાર પતગિયા તરફ જરા વધુ મસ્તક નમાવ્યું. અકસ્માત કે જાણી જોઇને તેના માથા પરનો સાડીનો છેડો ખસી ગયો, તે સમો કરી, થોડીવાર આલાપ કરી નીચલી દર્દભરી ગઝલ તેણે ઉપાડી અને જોતજોતામા મુબઇના ગોવાલિયા તળાવ પરના એ દીવાનખાનામા દિલ્હી, આગ્રા અને લખનાની નવાબી મહેલોનું વિલાસી અને સંગીતમય વાતાવરણ ખડું કરી દીધુ. એ ચીજ આ રહી.—

* * *

"દો કામ કીયા આ કર એક તિરછી નજર તુને
ચૂબતે હી કલેજે મે લી દિલકી ખબર તુને.

* * *

"ઇમાન રખો કાયમ યે અણતો બના બેદમ
શર રખ દીયા કદમો મે ઉસ બૂત અગર તુને"

* * *

"યે દિલ જો તુને તોડા ઓ દિલસે મેરા કયા થા,
બરબાદ કિયા જાલિમ અપનાહી તો ઘર તુને"

* * *

"ઘબરાયા હુવા ઘરમે યે કોન ચલા આયા,
બસ દેખ લીયા જાલિમ આહકા અસર તુને"

* * *

ચીઝ પૂરી થઇ. એ ચીઝ ગવાતી હતી ત્યારે હાજર રહેલા-ઓના તૂબડા જેવા માથાઓ પવનના સપાટાથી જેમ દરિયા કિનારે આવેલા તાડ નાળિએરીના ઝાડો મંદ મંદ ઝૂલે તેમ હલી રહ્યા હતા.

ગાયન પૂરૂ કરી એ હાજર રહેલાઓને માન આપવા ઉઠી અને એ રકાબીમા જોતજોતામા સારી જેવી રકમના નોટના ચોડા પડયા.

એ નવી ગાનારી દીવાનખાનામા આવી ત્યારથી એકીટશે તેની સામે હું જોઇ રહ્યો હતો આ લક્ષ્મી કે કાતા ? મને કંઇ સમજ પડી નહિ તે લક્ષ્મી જેવીજ લાગતી હતી, મારી તો ખાત્રી હતી કે તે તો પેલી કેળાવાળી જ હતી, ત્યારે દર રાતે આવી રીતે જેના ચરણમા રૂપિયાનો ઢગલો થાય એ બપોરે કેળા વેચવા કેમ નીકળતી હશે ? આ કદાચ કોઇ બીજી તો નહી જ હોય !

પેલા સિનેમા થિએટરના અને ગોવાલિયા તળાવ આગળના મકાન પરના જલસાના અનુભવ પછી કોટમા મારી ઓફિસની ગલ્લીને નાકે હમેશ બપોરે આવતી લક્ષ્મી કેળાવાળી તરફ હુ જુદી જ દૃષ્ટિથી જોવા લાગ્યો હતો. મને ઘણી વખત એમ થતુ કે પેલી કેટલીક જેદી છૂપી પોલીસની વાર્તા કે ફિલ્મની વાર્તાઓમા આવે છે તેમ લક્ષ્મીના શું બે સ્વરૂપ હશે ? દિવસે નિર્દોષ ફળ વેચનારી ગરીબ બાઇ અને રાતે ભલભલા શ્રીમંત પુત્રોના મસ્તક પોતાના ચરણમા નમાવનાર મનોહર નર્તકી અને ગાયીકા ? બે ત્રણ વખત તેની પાસેથી કેળાં લેતી વખતે મે તેની સામે તાકીને જોયું. અર્થસૂચક નજરે તેની સામે ઘણીવાર મે ટીકી ટીકીને જોયુ, પણ મારી ધારણા ખોટી હરી મેં ધાર્યું હતું કે પેલી રાતના જલસા પછી જયારે બપોરે લક્ષ્મી અને મારી આખ એક થશે ત્યારે તે મને જોઇ ઝખવાણી પડી જશે, મારી અને તેની નજર મળતા એ લેવાઇ જશે, તેનુ મ્હોં ખિલાઇ જશે, તેના ગોરા ગાલ પર શરમના શેરડા પડશે, અને શરમી-

દગીથી તે માથુ નીચું નમાવી પગના અંગુઠાથી ભોય ખોતરવા માડશે પણ બેચાર દિવસ સુધી તેની સામે જોવા છતાં તેની હમેશની રીતભાતમા કંઇ પણ ફેરફાર થતો મેં ન જોયો ત્યારે હું ઘણો અકળાયો.

એક દિવસે લક્ષ્મીએજ ન્હીડાઇને મને પૂછ્યું "શેઠ તમે બેચાર દિવસથી મારી સામે ભેદી નજરથી કેમ જુઓ છો ?"

તેના ઓચિંતા આ પ્રશ્નથી હું ચમક્યો અને જગવાર તેની સામે જોઇ રહી બોલ્યો કે "એ રાતે પેલા જલસામા તારી વાગેશ્વરીની ચીજ મને ઘણી પસદ પડી હતી."

જલસા અને વાગેશ્વરીની વાત સાભળી લક્ષ્મી ગુચવાઇ: તેની સમશેર જેવી બે વાકડી ભમરો કપાળની નીચે અને નાકના ઉપરના ભાગમા એકત્ર થઇ, તેનો ભ્રકૂટીભંગ કોઇ ચિત્રકાર કે કવિની કલ્પનાશક્તિને ઉત્તેજીત કરે તેવો હતો. તે ન્હીડાઇ હતી પણ ગુસ્સા અને રોપમા તેનુ સૌંદર્ય ઓર ખીલતુ હોવાથી મને થયું કે ભલે એ ન્હીડાઈ.

થોડી વખત એ રીતે ભવા ચડાવી એ મારી સામે જોઇ રહી. પછી કંઇક સમજ પડવાથી તેની કપાળ અને ભ્રમર પરના ગુસ્માનાં વાદળા વિખેરાઇ તેના આખા મુખડા પર હાસ્યની વાદળીઓ છવાઇ રહી. રૂપાની ઘટડી જેવુ મીઠું હસી એ બોલી કે "શેઠ તમારી ભૂલ થાય છે, જેને તમે ગાતા સાભળી હશે તેનું નામ કાતાબાઇ હતુ ને?" મેં કહ્યું "હા, એજ નામ હતુ"

"ત્યારે તે હું નહીં પણ મારી બ્હેન."

"તારી બ્હેન ? લક્ષ્મી ! અને તે પણ એવે સ્થળે ?"

"હા મારી માનીજણી સગી બ્હેન અને તે પણ જોડ બ્હેન. તમે ભૂલ ખાવ એમા નવાઇ જેવું કશુ નથી. પણ હવે તેનું નામ કદી મારી આગળ લેતા નહિ મારે મનથી એ મરી જ ગઇ છે."

"તમારા જેવી સુંદર અને ગરીબ સ્ત્રીઓ માટે જાહેર રસ્તો એ સલામતી ભર્યું સ્થળ નથી એમ તને નથી લાગતુ લક્ષ્મી ?"

"જેનું મન મજબૂત હોય તેની બાઇને કયાય પણ બ્હીવા જેવુ નથી"

લક્ષ્મીએ જવાબ આપ્યો. અને થોડી વાર વિચાર કરી કહ્યુ કે "અમારો બન્નેનો ઇતિહાસ હુ તમને ટૂંકમા કહુ. અમે બને મોટી થતા મુબઇ આવી પરણી, મારા મારા નસીબે મને એક અમારી જાતનો મર્દ ભરથાર મળ્યો, એ મોટર ડ્રાઇવર હતો, અને તેના કડક સ્વભાનને લીધે અમે જ્યાં રહેતા ત્યા એનો પ્રભાવ પડતો. મારા ધણીની ધાકને લીધે મારું કોઇ નામ નહોતું લઇ શકતુ, અને આજ પણ મારા ખાવિંદ પોઇબાવડીવાળા રામચંદ્ર અખાડાબાજનુ નામ સાભળી મુબઇનો ગમે તેવો મવાલી ધ્રૂજે છે. કાતાને કમનસીબે મુફલીસપતિ અને હરામખોર સાસુ મળી. તેના ધણીની સાથે એ મિલમા કામ કરવા જતી, ત્યા તેના ખાતાના મારતરથી માડી તે મેનેજર અને મિલપર ચોકી કરનાર ચોકીવાન સઘળા એક સાથે તેના પર આશક પડી ગયા તેની બદમાસ સાસુએ પૈસાની લાલચે કાતાને અવળે રસ્તે જાણી જોઇને ઉતરવા દીધી અને આખરે પરિણામ એ આવ્યુ કે એ મિલના શેઠનો મુસ્લીમ મોટર ડ્રાઇવર તેને લખનૌ ઉઠાવી ગયો, અને બેચાર મહિના પોતાને ત્યાં રાખી પછી બિચારીને કહાડી મૂકી. મુસલમાનો જોડે નાસી જનાર નબળા મનની ઓરતોની

હમેશા એજ દશા થાય છે. આખરે બીજો કંઇ ઉપાય ન રહ્યો ત્યારે એ લખનૌની એક ગાનારીના શરણે ગઇ અને સંગીતવિદ્યામાં પાવરધી બની. આજે સમસ્ત પુરૂષ જાતને પાયમાલ કરવાની ભિષ્મ-પ્રતિજ્ઞા તેણે લીધી છે. મુંબઈ આવ્યા પછી બેચાર શ્રીમંત ગૃહસ્થોને તેણે ખરાબીના ખાડામા ઉતારી પાયમાલ કર્યા છે તમે સિનેમામા તેની સાથે જે શેઠ જોયા એ તેની આગલી મિલના માલેક. કાતાના ફંદામા ફસાઇ એ મિલ વેચવા નીકળ્યા છે અને તમે પોતે જ જોઇ શકશો કે થોડા વખતમાં એ ભૂખ ભેગા થઇ જશે"

"તુ પણ કાતા જેવીજ મનોહર છે, છતાં કેમ બચી?"

"શેઠ વાત એમ છે" લક્ષ્મીએ હસીને કહ્યુ "કે પહેલુ પગથીયુ લપટે એ એકદમ નીચે ગબડવા માંડે છે. આગલે ભવે મેં દેવ પૂજ્યા હશે તે ધણી સારો મળ્યો. તે મારા દરેક કોડ પુરા કરતો સાસુ સસરો પણ સારા મળ્યાં. એટલે જુવાનીની શરૂઆતના જોખમ ભરેલા દિવસો વખતે હુ મારૂ ઘર સાચવીને બેસી રહેતી, અને મુબઈ શહેરની લાલચોથી બચી ગઈ."

"ત્યારે હાલ આ ફુલા વેચવા કેમ બહાર ફરે છે?" મે પુછ્યુ.

"કારણ એટલુ જ કે મારો ધણી પક્ષાઘાતના રોગથી પીડાઇ આજ ચાર વરસથી બિછાને છે અને તેથી ઘરખર્ચ મારે પેદા કરવો પડે છે. અને તેથી કોઇ કારખાનામા મિલમા જવાને બદલે આ સ્વતન્ત્ર ધંધો મે પસદ કર્યો છે."

"તને હાલ પ્રલોભનો નથી મળતા?"

"મળે છે પણ તેને હુ પહોચી વળું છુ. વળી તમે મને દર સાન્જે મોટરમા જતી જોતા હશો એ શોફરો માગ દિયરો છે. મારા ધણીનું કુટુબ બહોળુ છે, અને તેના ઘણાખરા પિત્રાઇઓ મોટર લાઇનમા છે. મને અહી નિશ્ચિત ગમે છે બાકી હું આજ છ છોકરાની મા છું. મારી ઉમર ત્રીશ વરસની છે. દુનિયા મે જોઇ લીધી છે, મને કોઇ ફસાવી શકે તેમ નથી. મારી બહેનની હાલત જોઇ પગ અને હાથ ઉપરથી હુ માણસને પીછાની લઉં છું, અને કોઇ મર્યાદાની હદ જરા સરખી ઓળગતા મારા હાથનો તમાચો પણ ખાય છે અને મારામારી વધી પડે તો આ ગલ્લીમા જેટલી મોટરો ઉભી છે તેના શોફરો મારી વ્હાર કરવા તૈયાર છે કારણ એ બધા મારા ખાવિંદને જાણે છે. જેને ભડ ભાયડાનો ઓથ હોય તે બાઇનુ કોઇ નામ ન લઇ શકે."

કેળાવાળીએ આ રીતે ટૂકમાં તેના જીવનની રૂપરેખા મને કહી અને તેની વાતનો વિચાર કરતો હુ ઑફિસમા ગયો

# વિમાતા

શ્રી. યજ્ઞેશ શુક્લ

"નિ...રૂ. ..ઓ નિ...રૂ...ક્યા મરી ગઈ ?" રસોડામાથી સુશીલાનો કર્કશ અવાજ આવ્યો. તેનો પડઘો હજી સમ્યો નહિ ત્યાં તો "આવી બા" કહીને નવ વર્ષની નિર્મળાએ પ્રવેશ કર્યો

રસોડાના ઓરડાના બારણા આગળ આવીને નિર્મળા ઊભી રહેતા જ સુશીલાએ પાછી રાડ પાડી.

"ક્યા ગઈ હતી ? પેલો તારો સગલો રડે છે તેનુ ભાન નથી ?" બાજુના ખડમાથી ઘોડીયામા સુતેલ બાળકનો રડવાનો અવાજ નિર્મળાને સંભળાયો.

"તમેજ મને મનુકાકીને ત્યા મરચા લેવા મોકલી હતી ને ?" નિર્મળાએ જવાબ આપ્યો તેથી સુશીલા ચીડાઈ અને રોટલી

વણવા હાથમા ધરેલુ વેલણ નિર્મળા તરફ ફેંક્યુ. સદ્ભાગ્યે તે છટકી ગયુ એટલે માત્ર નિર્મળાના ડાબા હાથને સ્પર્શ કરી નીચે પડ્યું. નિર્મળા, ભાઇને હીંચકવા પારણા ખડમાં ગઇ જતી વેળા સુશીલાનો બડબડાટ સભળાયો! "સામુ બોલતા શીખી છે?"

પૂછેલા સવાલનો જવાબ આપવો એનો અર્થ સામુ બોલવું એવો કરવાની વડીલોને આદત પડી છે?

રડતા ભાઇને હાલરડું ગાઇને નિર્મળાએ સુવાડી દીધો તે પછી ઉપલા પ્રસગની યાદ આવતા તેની આખમાથી આસુના બે ચાર ટીપા સરી પડ્યા, પાછી સ્વસ્થ થઇને તે રસોડા આગળ આવીને ઉભી રહી. તે વેળા, સુશીલા, પાલવ વડે આખ લૂછી રહી હતી

૨

સુશીલા સુમનલાલની બીજી પત્ની હતી. ચાર વર્ષ ઉપર નિર્મળાને પાચ વર્ષની મૂકીને, સુમનલાલની પ્રથમ પત્ની મરણ પામી હતી. ને પછી, એક વર્ષે તેમણે સુશીલા સાથે લગ્ન કર્યું હતુ. સુશીલાએ પતિના ઘરમા પ્રવેશ કરતા જ, એક વર્ષના ગૃહિણી વિનાના ઘરને યથાસ્થિત કરી લીધુ, એટલુ જ નહિ પણ મોસાળ રહેતી નિર્મળાને અત્યત આગ્રહ કરીને ઘરે બોલાવી લીધી. સુમનલાલની ઇચ્છા નિર્મળાને મોસાળમા જ રહેવા દેવાની હતી અને નિર્મળાના મોસાળીયાઓ પણ સાવકીમાના કબજામા તેને સોપવા બહુ આતુર ન હતા. પરંતુ, સુશીલાના અત્યંત આગ્રહ આગળ સુમનલાલનુ કાંઇ પણ ન ચાલ્યુ. સુશીલા જાતે જ નિર્મળાને મોસાળ જઇ, તેને તેડી લાવી. સાથે સાથે, નિર્મળાની વૃદ્ધા આજીમાને નેણે ખાત્રી આપી કે, નિર્મળાને તે પોતાની સાવકી

પુત્રી ન લેખતાં, પેટની પુત્રી લેખે જ પાળશે. અને સુશીલાએ એમ કર્યું પણ ખરૂં. નિર્મળાને ઉછેરવા માટે, તેનામા સસ્કાર રેડવા માટે, તેણે સતત ધ્યાન આપવા માડ્યુ. પોતે થોડું ઘણુ ભણેલી હતી એટલે, તેને શરૂઆતનું અક્ષરજ્ઞાન આપવાની શરૂઆત પણ સુશીલાએ જ કરી કોઇને એમ ન લાગે કે સુશીલા સાવકી મા છે, એવુ તેનું વર્તન હતું. સુશીલાનાં આવા વર્તનથી સુમનલાલ ખુશ થયો અને માતા-વહોણી નિર્મળાને પણ માતાના સાચા વાત્સલ્યનો પરિચય થવા માડ્યો. માતૃસ્નેહની કુમાશનો નિર્મળામા અભાવ રહી જશે એવો સુમનલાલનો ભય દૂર થયો. નિર્મળા સગી માતાને ભૂલવા લાગી.

પણ હમણા હમણા પાચ છ મહિનાથી સુશીલાના સ્વભાવમા ફેરફાર થનો હોય એમ નિર્મળાને લાગવા માડ્યું. થોડી થોડીવારે સુશીલા નિરૂ ઉપર ચીઢાતી! વિના કારણે તેને ઠપકો આપવા માડતી અને કોઇક કોઇકવાર તેને મારતી પણ ખરી. જ્યારે ને ત્યારે 'ભાઇ'ને અગેની ફરિયાદ માટે તે કારણભૂત થઇ પડતી પહેલી સુવાવડ કરીને હાથમા ગુલાબની ગોટી જેવો પુત્ર લઇને, પાછી પતિગૃહે આવ્યા પછી તેનામા આ ફેરફાર થયેલો જણાતો હતો

ઘડીવાર નિરૂ વિચાર કરતી, "બા આમ કેમ કરતી હશે? પહેલા કોઇ દિવસ મને વઢતી નહિ અને હવે તો જરા જરામા, ખીજાય છે અને મારે છે પણ ખરી?" બિચારી બાલિકા આનો ઘણો ઘણો વિચાર કરતી પણ તેને એનો કાઇ જવાબ મળતો નહિ બહુ મુંઝાતી ત્યારે, કોઇકવાર, એકાત ઓરડીમા બેસી થોડા આસુ સારતી, અને હવે સગી માતાને સભારતી,

સુશીલામાં થએલા આ સ્વભાવ પરિવર્તનની ખબર સુમનલાલને પડી ન હતી નિર્મળાને એમા કાઇ ખાસ જણાવવા જેવું

લાગતુ નહિ. પરિણામે નિરૂ તરફના સુશીલાના કઠોર વર્તનનો સુમનલાલને ખ્યાલ જ આવ્યો નહિ.

ઉપરનો પ્રસંગ બની ગયા પછી તો એવા બીજા ઘણા નજીવા પ્રસંગો બની ગયા હતા કે જેને લીધે નિરૂની સખ્ત ખબર લઇ નાખવામા આવી હતી એક દિવસ બાબાને દૂધ પાવાની શીશી, ગરમ પાણીથી ધોવા જતા ફૂટી ગઇ ઘરમાં બીજી શીશી હતી નહિ, એટલે, બાબાને દૂધ પિવામા અડચણ પડી પરિણામે, સુશીલાએ નિરૂને સખ્ત ધમકાવી અને રોષમાને રોષમા એક સખ્ત લપડાક પણ લગાવી દીધી. લમણા ઉપર સખ્ત લપડાક લાગી જતા નિરૂ તમ્મર ખાઇને નીચે પટકાઇ પડી. સુશીલાને થયુ કે જરા વધારે લાગી ગયું. રડતા બાબાને છાનો રાખવાની ફરજ આગળ તેણે નિરૂને પડતી મૂકી થોડી વારે ભાન આવતાં નિરૂ ઉઠી અને રડતી રડતી પાણીઆરા આગળ જઇ, મોઢુ ધોઇ મૂગી બેસી રહી

આમ અર્ધોએક કલાક વીતી ગયા પછી સુશીલાએ 'નિરૂ'ના નામની બૂમ મારી. પણ તેમા પહેલાના કરતા કઠોરતા ઓછી થયેલી લાગી. કાઇ પણ જવાબ વાળ્યા વિના નિર્બળા, ધીમે પગલે, જાણે બીની હોય તેમ સુશીલાની નજીક આવી ઉભી તેનું મોઢુ ઉતરી ગયુ હતુ, હમણાજ રડવાથી આખો લાલચોળ થઇ ગઇ હતી. તેનો ચહેરો એકદમ દયામણો થઇ ગયો હતો એ દયામણો ચહેરો જોતા સુશીલાના મુખ ઉપરથી ગ્લાનીની એક રેખા ફરી વળી. નિરૂ નવ વર્ષની થઇ તે દરમ્યાન તેનો આવો દયામણો ચહેરો સુશીલાએ આજે પહેલી જ વાર જોયો.

"બાબાને જરા બહાર ફેરવી લાવતો," સુશીલાએ નમ્ર સ્વરે આજ્ઞા કરી. કાંઇક ધ્રૂજતા હાથે બાબાને લઇને નિરૂ ઝડપથી ઘર

બહાર નીકળી ગઈ. એ દિવસથી નિરૂની વાચા જ જાણે બંધ થઈ ગઈ હોય તેમ તે મુદ્દલ બોલતી નહિ. ન છૂટકે એકાદ શબ્દ બોલવો પડે એટલું જ. બાકી સર્વ કામ તે મૂંગે મોઢે કરતી. બાબો ગમે તેટલું રડતો હોય, પણ નિરૂ મૂગે મોઢે તેને હિંચકા નાખ્યા કરતી. નહિ હાલરડું ગાતી કે નહિ કાંઇ કાલું કાલું બોલી તેને રિઝવતી. અને સુશીલા પાસે જતા તો તે કંપી ઉઠતી. જે સુશીલાની ગોદમા ભરાઈને નિરૂ કાલું કાલું બોલતી, કોઇ કોઇક વાર કોઇ મધુર ગીત ગાતી એ જ સુશીલાની સામે ઉભા રહેતા પણ આજે તે કંપતી અને આમ ને આમ નિર્મળાનું પ્રફુલ્લ મુખ જાણે કરમાઇ જવા લાગ્યું. તેના મોઢા પર હાસ્યની છાટ સરખી પણ દેખાતી નહિ.

નિરૂની આ સ્થિતિ ન જોઇ શકે એટલી સુશીલા આંધળી ન હતી. પહેલા તો થોડાક દિવસ તેણે તે તરફ બેદરકારી દાખવી. પણ નિર્મળાનુ આવું વર્તન દિવસે દિવસે વધતુ જ ચાલ્યુ. એટલે સુશીલાને ચિંતા થવા લાગી પણ બાળકની ધમાલમા તે પાછી હતી તેવી બેદરકાર બની ગઇ. જો કે, નિરૂ તરફના કઠોર વર્તનમા ફેરફાર થવા માડ્યો હતો હવે ભુલ થાય તો પણ તે નિરૂને વઢતી નહિ, તેમ ખાસ ખિજાતી પણ નહિ, તેમ નિરૂ એવો પ્રસગ ભાગ્યે જ લાવવા દેતી.

ત્રણ ચાર માસ આ ને આ સ્થિતિમા વહી ગયા, એટલા સમયમા, નિરૂ ચિમળાયલા ફુલ જેવી થઇ ગઇ. સુમનલાલે બે ચાર વાર નિરૂને પૂછ્યુ પણ ખરૂ, પરતુ "કાંઇ નથી થતુ" કહીને તેણે વાત ઉડાવી દીધી.

એક દિવસ બપોરે ઘરમા વાસીદુ વાળતા નિરૂને તમ્મર આવી ગયા અને તે પગ્માળમા બેભાન બનીને નીચે ઢળી પડી. સુશીલા

એમ જ સમજતી હતી કે નિરૂ વાસીદુ વાળે છે. ઘણો સમય થયો પણ નિરૂ જણાઇ નહિ એટલે તેણે બે ત્રણ બૂમો પાડી, કાંઇ જવાબ મળ્યો નહિ. બહાર રમતી હશે, એમ ધારીને તેને જોવા આવી પરસાળમાં જ નિરૂને પડેલી જોઇ તેને ઢંઢોળી પણ નિરૂ કાંઇ બોલી નહિ. તેનુ શરીર ઠંડુગાર થઇ ગયુ હતું અને આખા શરીરમાથી પાણી પાણી છૂટી રહ્યુ હતુ. સુશીલા ગભરાઇ ગઇ. બેભાન નિરૂને પથારી કરી સુવાડી તેણે તરત જ સુમનલાલને ઓફિસમાથી બોલાવ્યા. દાકતરને બોલાવ્યા. ચાર પાચ કલાકે નિરૂને ભાન આવ્યું કેટકેટલા ઉપચાર કરી તેના શરીરમા ગરમી લાવવામા આવી ભાન આવતા આખો ઉઘાડી પાસે જ સુશીલાને બેઠેલી જોતા તેણે તરત જ આખ મીંચી દીધી, થોડીવારે સુશીલાએ ગરમ મસાલો પાવા માડયો પણ તેણે પીધો નહિ. સુમનલાલે પાયો ત્યારે જ તે પીધો. દવા પણ સુમનલાલના હાથેજ પીધી અને પથારી પાસે પણ સુમનલાલ બેસે એવો આગ્રહ કર્યો

પછી તો જ્યારે સુશીલા નજરે ચઢે ત્યારે ત્યારે નિરૂ ચમકી ઊઠતી. કાંઇ ભયકર ચીજ જોઇ હોય એમ કેટલીકવાર તો ચીસ પણ પાડી ઉઠતી. સુમનલાલ, કે દાકતર આનું કાંઇ કારણ સમજી શક્યા નહિ, 'અત્યત નબળાઇનુ પરિણામ' એટલો ટુકો તેમનો ઉત્તર હતો. પણ સુશીલા સમજી ગઇ હતી. તેને પોતાના વર્તનની યાદ આવવા માડી અને જેમ જેમ તેને નિરૂને ઠપકા આપ્યાના, નિરૂને માર્યાના પ્રસગો યાદ આવતા ગયા તેમ તેમ, તેના હૃદયમા પરિતાપ થવા માડયો. નિરૂને તે કેટલા હેતથી બોલાવી લાવી હતી તે પ્રસગ સાભરી આવતા તેની આખમા આસુ આવી ગયા અને હવે નિરૂ તેને જોતાં ચમકી ઉઠતી, તે વખતે તો સુશીલાને પૃથ્વી માર્ગ આપે તો તેમાં સમાઇ જવા જેવું થતું નિરૂની આ સ્થિતિ

માટે પોતે જ જવાબદાર છે, એતો ક્યારનું તેની સમજમા આવી ગયું હતુ.

"મારામાં ફેરફાર શાથી થયો હશે? નિરૂ મને કદિ અકારી લાગી નથી, છતા, મેં તેના તરફ કેમ કઠોર વર્તન કર્યું હશે? નિરૂ તરફ મારૂ વર્તન શાથી આમ બદલાયું હશે" સુશીલા ઘણીવાર આ બધુ વિચારતી પણ તેને એનો કાઇ જવાબ ન મળતો. "ગરીબ બિચારી" નિરૂને પથારીમા સુતેલી જોતાં તેના મુખમાથી એટલા જ શબ્દો સરી પડતા. નિરૂ જલદી સારી થાય, એવી કાળજીથી તેણે સારવાર શરૂ કરી અને નિરૂને જોઇને દિવસના કેટલીય વાર તેની આખમાથી આસુ સર્યા કરતા "નિરૂ સારી થઇ જશે!" એમ જણાવીને સુમનલાલે તેને આશ્વાસન આપવું પડતુ

આવી જ રીતે એક સાજે નિરૂની પથારીમા માથા આગળ સુશીલા બેઠી હતી એક માસની પથારી વશ સ્થિતિને લીધે નિરૂનો દેહ ગળાઇ ગયો હતો. તેના હાડકા દેખાવા લાગ્યા હતા એ દેહને જોતા જ સુશીલાની આખમાં ઝળઝળીયા આવ્યા; તેનુ મોઢુ ઉતરેલું તો હતુ જ, તેમા તેને પોતાના વર્તનનુ પાછુ સ્મરણ થયુ, એટલે તેની આખમાથી આસુનો પ્રવાહ સરવા માડયો

કેટલીકવાર સુધી આમ તેણે ચોધાર આસુએ રડયા જ કર્યું.

એ દરમ્યાન નિરૂ જાગી ગઇ, સુશીલાને તેનું ભાન ન હતુ. નિરૂએ ઉચે જોયું, સુશીલાને જોતા, તે પહેલાં ચમકી, મોઢુ નીચે લઇ લીધુ. થોડીવારે, તેની આખમાથી આસુના ટીપા તેના કપાળ ઉપર પડયા, તેણે ફરી ઉચું જોયુ, સુશીલા રડતી હતી. શા માટે રડતી હશે? તેને વિચાર આવ્યો સુશીલાના મોઢા તરફ તે તાકી તાકીને જોઇ રહી કઠોર લાગતો ચહેરો માર્દવભર્યો લાગ્યો. નિરૂ

બધુ ભૂલી ગઇ તેનાથી આસુ ન દેખાયા. તે બોલી "બા કેમ રડે છે ?"

કેટલે દિવસે આ મીઠો, મધુ જેવો શબ્દ સુશીલાને કાને સંભળાયો અને પૂર્વસ્મરણને લીધે, તેની આખમાથી આસુ જોસભેર વહ્યા

"બા કેમ રડે છે ?" નિરૂએ ફરી પુછ્યુ, એ મધુર સ્વરના ગુંજારવે તેના હૈયાને છેક પલાળી મૂક્યુ આખમાથી આસુ વધુ જોસભેર વહેવા માંડયાં. પણ મુખમાથી એક શબ્દ સરખો નિકળ્યો નહિ

"બા, રહી જાવને, મારા સમ !" પુત્રીની ધાસ્જ ખૂટતી લાગી.

"નહિ, મારી દીકરી, એવું ન બોલીએ." કેટલાય દિવસે, સુશીલાના હૃદયમા સાચો ઉમળકો થઇ આવ્યો નિરૂને છાતી સરસી ચાપી, ગાલે બે ચુમી લીધી. પણ તેની આખમાથી આસુનો પ્રવાહ તો વધ્યાજ કર્યો. કેટલીય વાર સુધી, નિરૂ સુશીલાની ગોદમા, લપાઇ રહી

# પ્યારી મા

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

નાનકડો કુસુમાયુધ આજે મૂંઝવણ ભર્યો આનંદ અનુભવતો હતો. ઘરમાં કોઈ ગમે એવી, સારાં કપડાં ધારણ કરેલી સ્મિતભરી યુવતી ફરતી હતી. કુસુમાયુધ તેનાં માતપિતાને એટલો વહાલો હતો કે તેનું નામ લાંબું અને નવાઈ ભર્યું પાડ્યું હતું. પરંતુ માતા એ પુત્રને લાડ લડાવવા જીવી નહિ, તેને ચાર વર્ષનો મૂકી તે સ્વર્ગવાસી થઈ અને ત્યાર પછી બે વર્ષ વીતી ગયાં, છતાં તેની માતા પાછી આવી નહિ.

'મા ક્યાં ગઈ?' એ પ્રશ્ન કુસુમાયુધના હૃદયમાં સતત રમ્યા કરતો હતો.

કોઈ કહેતું : 'એ તો પ્રભુના ધામમા ગઈ' કોઈ કહેતુ : 'મામાને ઘેર ગઈ' કોઈ કહે : 'એ તો જાત્રા કરવા ગઈ છે.' નોકર કહેતો . 'એ તો મરી ગઈ.'

'પણ મને લીધા વગર એ કેમ ગઈ?' કુસુમાયુધની એ આસુભરી ફરિયાદ સૌની આખમા આસુ લાવતી હતી એક વર્ષ સુધી એ ફરિયાદ કરી કરી થાકેલા બાળકે છેવટે પ્રશ્ન બદલ્યો :

'પણ મા પાછી તો આવશે જ ને?'

એ પ્રશ્ન સાભળી સૌ કોઈ તેની સામે જોઈ રહેતુ, ક્વચિત આખ ઉપર લૂગડુ ઢાકી દેતું, અને કોઈ વખત થડકતે કઠે જવાબ આપતુ :

'હા હા, આવશે હો ! જાઓ, રમો.'

એટલો જવાબ બાળકના અંગે અગમા સ્ફુર્તિ પ્રેરતો. તે દોડતો, રમતો હસતો, ચાર પાચ દિવસે વળી પાછો એનો એ પ્રશ્ન પુછાતો. છેવટે તેણે એ પ્રશ્ન પૂછવાનુ પણ ઓછુ કરી નાખ્યુ. આસપાસના સર્વ મનુષ્યોએ કાવતરૂ કરી તેને તેની માથી વિખૂટો પાડયો હોય એવી માન્યતા તેના હ્રદયમા જન્મી અને તે એકલો એકલો રમવા લાગ્યો. માત્ર રાત્રે ઊઘમા તે કોઈવાર લવી ઉઠતો

'મા ! મા !'

તેનો પિતા ઝબકીને જાગી ઊઠતો અને તેને શરીરે હાથ ફેરવતો.

એકાએક તેણે સુદર મુખવાળી કોઈ સ્ત્રી ઘરમા જોઈ માનુ મુખ કોઈ પણ દેખાવડી યુવતીમાં જોવા તે મથતો માના સરખુ લૂગડુ પહેર્યું હોય એવી સ્ત્રીને તે ધારીધારીને જોતો એવી કોઈ સ્ત્રી મળવા આવી હોય તેને ઘરમા રહેવા આગ્રહ કરતો. માની

નજરનો ભૂખ્યો બાળક આમ તેની સમજ પ્રમાણે, માની શોધખોળ કર્યા કરતો હતો.

બીજી સ્ત્રીઓ આવીને જતી રહેતી, આ સ્ત્રી તો પાછી બધાની માફક નાસી નહિ જાય ? એ વિચારે તેને ગભરાવ્યો.

. સૌની માફક આ યુવતીએ પણ તેને પાસે બોલાવ્યો. તેણે બે ત્રણ પેટીઓ પોતાના સૂવાના ઓરડામા ગોઠવાવી તે ઉપરથી તેને લાગ્યુ તો ખરૂ કે આ સ્ત્રી બહુ ઝડપથી નાસી નહિ જાય છતા ખાતરી કરવા તેણે પૂછ્યુ:

'તમે અહી રહેશો કે જતા રહેશો ?'

પેલી યુવતીને હસવુ આવ્યુ. તેણે સામો પ્રશ્ન કર્યો

'તમને શુ ગમશે ?' હું રહુ તે કે જાઉ તે ?'

'અહી રહો તેજ ગમે' કુસુમાયુધે જવાબ આપ્યો. તેને સમજ પડી નહિ કે આ સ્ત્રી તેને બહુવચનથી શા માટે સબોધે છે.

તે સ્ત્રીએ કુસુમાયુધને થોડા રમકડા આપ્યા, સારા કપડાં પહેરાવ્યા, માથુ ઓળી આપ્યુ, પોતાની સાથે જમવા બેસાડયો. બાળકને બહુ નવાઈ લાગી. આવી સારી સ્ત્રી કોણ હશે ? કેમ આવી હશે ! કુસુમાયુધ તેની આસપાસ જ ફરવા લાગ્યો.

તેને એમ પણ લાગ્યુ કે પોતાની માફક પિતાને પણ આ સ્ત્રી ગમે છે ખરી પરતુ પિતાની આગળ તે બહુ ધીમે ધીમે કેમ બોલતી હતી ? આડું કેમ જોયા કરતી હતી ? 'આછું આછું હસતી કેમ હતી ! આ સ્ત્રી ઘરમા રહ્યા જ કરે તો કેવુ સારૂ ? મા પણ કેવી હરીને ઘરમાં રહેતી હતી ?

કુસુમાયુધથી ગ્હેવાયુ નહિ એટલે સૂતા પહેલાં તેણે પૂછયું

'તમે મારા સગા થાઓ કે નહિ ?'

'હા'

'શા સગા થાઓ ?'

યુવતી સહજ અટકી, તેની આખ સ્થિર થઇ, તેને સગપણની સમજ નહિ પડી હોય કે શું ? તત્કાળ સ્થિર થઇ તેણે જવાબ આપ્યો."

'હુ તમારી મા થાઉ.'

'મા ?'

કુસુમાયુધના હૃદયમા અનેક વિચારો આવી ગયા, સગપણ સાભળતા બરાબર તેને એક વખત તો એમ જ થયું કે માની કોટે બાઝી પડુ. પરતુ કોણ જાણે કેમ તે એવી ચેષ્ટા કરી શકયો નહિ. છતા તેણે તે સ્ત્રીનો હાથ પકડી લીધો અને પોતાના બે હાથ વડે દાબ્યો. મા કહેવરાવવા માગતી સ્ત્રી જરા હસી. પરતુ એકલુ હસવુ કાઇ બસ થાય ? શા માટે તે પોતાને ખોળામા લઇ વહાલ નથી કરતી ? કુસુમાયુધે શકા પૂછી.

'તમે મારા ખરા મા થાઓ ?"

બાળકોની બુદ્ધિ મોટાને તાવે છે. પરણીને આવી તે પહેલેજ દિવસે એક બાળક આ યુવતીની કપરી પરીક્ષા લેતો હતો. તે જાણતી હતી કે મારે એક બાળકને ઉછેરવાનો છે. તે જાણીને જ તેણે પોતાના લગ્ન થવા દીધા હતાં. પરતુ બાળઉછેર એ માને જ અતિવિકટ થઇ પડતો પ્રશ્ન અપરમાને તો ઘણો જ વિકટ થઇ પડે એવો હતો એની તેને પૂરી ખબર નહોતી. છતા તેણે જવાબ આપ્યોઃ

'હા, ભાઈ, હું તમારી ખરી મા થાઉં, હો ?'

'ત્યારે તમે મને 'તું' કહીને કેમ બોલાવતા નથી ?'

'એમ કરીશ.'

'અને હું તમને શું કહું ?'

'બ્હેન કહેજો'

મા કે બા જેવો શબ્દોચ્ચાર સાંભળવાની એ યુવતીની હજી તૈયારી નહોતી. પત્ની તરીકેના કંઈ કંઈ કોડ તેને પૂરવાના હતા. 'મા' કે 'બા' શબ્દ તો બહુ ઘરડો પડે એમ તેને લાગ્યું.

બાલક હતાશ થયો. એ તેની ખરી મા નહોતી. નિઃશ્વાસ નાખી તે ઊંઘી ગયો

૨

બીજી વાર લગ્ન કરનાર પુરૂષને લોકો હસે છે, મહેણાં મારે છે, ક્વચિત તેનો હળવો તિરસ્કાર પણ કરે છે. મોટે ભાગે સ્ત્રીઓ અને પત્ની સુખ ભોગવતા પુરૂષો આ વૃત્તિ ધારણ કરે છે. સ્ત્રીઓની એ વૃત્તિ સકારણ છે. સ્ત્રીઓને સંસાર સુખ વગર ચાલશે અને તેમણે ચલાવવું જ જોઈએ એવી પ્રથા પાડનાર પુરૂષો સંસાર સુખ વગર ક્ષણ પણ ચલાવી ન લે તો તેઓ સ્ત્રીઓના તિરસ્કારને પાત્ર છે જ. પરંતુ પત્નીસહ સંસાર સુખ અનુભવતા પુરૂષો પણ એ તિરસ્કાર વૃત્તિ દેખાડવામાં સામેલ થાય ત્યારે તેમને કોઈ જરૂર કહી શકે કે એ હક્ક તમારો નથી.

બાળક કુસુમાયુધના પિતાએ આવા વિચારોમાં ફરી લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. પુરૂષના એ હક્કનો તત્કાળ સ્વીકાર થયો અને

તેના લગ્ન થયા. પુરુષ સમજણો હતો. તેણે પરણવા તૈયાર થયેલી યુવતીને કહી દીધુ કે ગત પત્નીના પુત્રને પોતાના પુત્ર તરીકે જ ઉછેરવો પડશે. યુવતીએ તે કબૂલ કર્યું એક પ્રકારના ઉત્સાહથી કબૂલ કર્યું, અને ધગ્મા આવી માતૃભાવ ભૂખ્યા કુસુમાયુધને પોતાના જ પુત્રની માફક ઉછેરવાનો પ્રમાણિક પ્રયત્ન તેણે આદર્યો.

'કુસુમાયુધ હવે ઉઠશો કે? સાત વાગી ગયા.' ધીમેથી તે બાળકને જગાડતી

'હવે માથામા ધુપેલ ન ખાવવુ જોઈએ.' બાળક તેની પાસે બેઍી વાળ ઓળાવતો.

'હવે નાહી લ્યો' કુસુમાયુધ નાહી લેતો.

'ભાઈ, હવે ઉઠી જાઓ. ચાર કરતા વધારે રોટલી ન ખવાય.' માતાની આજ્ઞા પાળી બાળક ઉઠી જતો.

'બહુ દોડવુ નહિ, હો?' બાળકના પગ આજ્ઞા થતા અટકી જતા.

'અને ચીસ પાડીને બોલાય જ નહિ.' બાળકના અણુઅણુમા ઉભરાતો ઉત્સાહ શમી જતો.

બાળકને રીતસર ઉછેરવાની તીવ્ર વૃત્તિ અપરમામા જાગૃત થઈ ગઈ બાળક સુખી અને સારુ થાય એ માટે તેણે ભારે મહેનત લેવા માંડી

બાળક સારો થતો ચાલ્યો આજ્ઞાધારક થતો ચાલ્યો, પરતુ તેને ખરેખર શકા થવા લાગી.

'મા આવી હોય?'

આકાશમાં ઉડતું કલ્લોલતુ પક્ષી એકાએક આજ્ઞાધારી વિમાન બની જાય અને જે સ્થિતિ અનુભવે તે સ્થિતિ કુસુમાયુધની થઇ. તેના કપડામા સ્વચ્છતા આવી, તેની ગતિમાં સ્થિરતા આવી, ગૂંચવનારી પ્રશ્ન પરંપરાને બદલે ડહાપણભરી શાંતિનો તેણે અનુભવ કરાવ્યો, અને આખો દિવસ પગ ન વાળતો ધાધલિયો છોકરો નિશાળે જવાની પણ હા પાડવા લાગ્યો,

માત્ર તેનું શરીર સુકાતું ચાલ્યું.

'આ કુસુમાયુધ બિલકુલ લોહી લેતો નથી. ડોકટરને પૂછો ને ?'

અપરમાને ચિંતા થઇ, પિતાને વધારે ખાતરી થઇ કે મા પોતાની ફરજ બરાબર બજાવે છે તેણે સારા ડોકટરને બોલાવ્યો. ડોક્ટરે કુસુમાયુધને જોઇ મત આપ્યો,'

'કાઇ ખાસ વિક્રિયા નથી. કૅાડલીવર આપો.'

માએ કૅાડલીવર કાળજીપૂર્વક પાવા માંડયું. બાળકને લાગ્યું કે આ ગંદી દવા પીવી એના કરતા માદા રહેવુ એ વધારે સારૂં છે. છતા માની શિખામણ અને આગ્રહ આગળ તેણે પોતાના મતને કચરી નાખ્યો.

'ભાઇ' આટલી દવા પી લ્યો. પછી રમવા જાઓ,' મા કહેતી.

'બહેન, એ તો નથી ભાવતી.'

'ન ભાવે તો ય પીવી પડે.'

'કેમ !'

'ડાક્ટર સાહેબે કહ્યુ છે'

'એમના કહ્યા પ્રમાણે કરવું જોઇએ ?'

'હાસ્તો ?'

'તે બધાયના કહ્યા પ્રમાણે કરવું જોઇએ ?'

'મોટા કહે તે પ્રમાણે નાનાએ કરવુંજ જોઇએ'

'ન કરીએ તો ?'

'માંદા પડાય.'

'હું માંદો પડયો છું ?'

'હા, જરાક.'

'દવા ન પીઉં તો ?'

'તો મરી જવાય'

અપરમાએ બીક બતાવી તે બાળકને ધમકાવતી નહિ બાળ-ઉછેર વિષે તેણે ઘણું વાચ્યું હતું એટલે ધમકાવવા કરતા વાદ-વિવાદ કરી બાળકને નિરુત્તર બનાવી તેની પાસે પોતાનું કહ્યું કરાવતી. આટલી લાંબી વાત ક્વચિત જ થતી, પરંતુ થતી ત્યારે બાળકને શાસ્ત્રીય રીતે સમજાવ્યાનો તેને સંતોષ થતો જો કે બાળકનો મત એ વિષે જુદો જ હતો

'મરી જવાય તો શું ખોટું ?' શાંત બની કોડલીવર પી જતા બાળકના હૃદયમા પ્રશ્ન થયો.

'મા મરી ગઇ છે એમ કોઇ કહેતુ હતું.' તેને પોતાની માતા સબધી ઝાખી ભુલાઇ જવા આવેલી વાત યાદ આવી.

'હું પણ મરી જાઉં તો માને મળાય નહિ!' તેના મને તર્ક કર્યો. એ તર્ક તેને પ્રમાણરૂપ લાગ્યો.

કોડલીવર અને કાળજી છતાં કુસુમાયુધ ખરેખર માંદો પડયો.

૩

'ભાઈ, તમને શું થાય છે ?' નિત્યનિયમ પ્રમાણે નાહીને જમવા આવતા બાળકને માતાએ પૂછ્યું.

'કાંઈ નહિ, બહેન ?' કુસુમાયુધે જવાબ આપ્યો.

'અરે, પણ તમારી આંખો તો લાલ થઈ ગઈ છે ?'

'મને ખબર નથી.'

'અને આ શરીર ઉપર રૂવાડાં ઊભા થઈ ગયાં છે ?'

'જરા ટાઢ વાય છે.'

'ત્યારે તમે નહાયા શુ કરવા ?'

'નહાયા સિવાય જમાય નહિ, અને જમ્યા સિવાય તો નિશાળે કેવી રીતે જવાય ?' કુસુમાયુધે પોતાના જીવનને ઘડતા એક ગૃહનિયમનું પ્રમાણ ટાંક્યુ. એમ કરતા બાળક વધારે કંપી ઉઠ્યો. માતાએ જોયુ કે કુસુમાયુધના દાંત કકડી ઊઠતા હતા. તેણે બૂમ પાડી :

'અરે બાઈ ? જો ને, ભાઈને તાવ તો નથી આવ્યો ?'

નોકરબાઈએ આવી બાળકના શરીરને હાથ અડાડ્યો અને કહ્યુ "

'બા સાહેબ, શરીર તો ધીકી ઊઠ્યુ છે'

'આમ એકદમ શાથી થયું ?'

'હુ નવરાવતી હતી ત્યારે મને શરીર જરા ઊનુ લાગ્યુ હતુ.'

'ત્યારે તે નવરાવ્યો શું કામ ?'

'મારા મનમા કે અમસ્તું જ હશે.'

'જા, જા, પથારી પાથરી ભાઈને સુવાડી દે. બરાબર ઓઢાડજે. હું ડૉક્ટરને બોલાવું.'

'પણ બહેન, મારી નિશાળનું શું?'

નોકરબાઈના હાથમાં ઊંચકાતા કુસુમાયુધે પૂછ્યું.

માતાને આ બાળકની નિયમભક્તિ જોઈ દયા આવી. તે બોલી ઊઠી.

'મોઈ નિશાળ, આવા તાવમાં જવાય? જાઓ સૂઈ જાઓ, ભાઈ, હો! હું આવું છું.'

નોકરબાઈ બાળકને ઉંચકી લઈ ગઈ. માતા બબડી ઊઠી

'ભાડુતી માણસો! એમને શી કાળજી?' ફરી ઊનું હતું ત્યારે નવરાવ્યો જ શું કામ? પણ નોકરને શું?'

થોડી વારમાં ભાડુતી ડૉક્ટર પણ આવી પહોંચ્યા, ભાડુતી બાઈના દવાદારૂને બદલી નાંખી તે કામ પૂરતો બાળકનો હવાલો અપરમાએ લીધો. બાળકને તાવ કેમ આવ્યો, ક્યારે આવ્યો, વગેરે હકીકત તેણે ડૉક્ટરને કહી. સૂતા મથતા બાળકની આંખોના પોપચાં ડૉક્ટરે ખેંચી ઉતાર્યાં; તેની બગલમાં થર્મોમીટર ખોસી દીધું; બાળકને તેમણે ચતું કર્યું, ઊંધું સુવાડ્યું, અને તેની છાતી, પેટ તથા વાંસામાં તડિંગ તડિંગ આંગળા ઠોક્યા, ઉપરા ઉપરી પૂછી ડૉક્ટરે દવા લખી આપી, અને જરૂર પડ્યે બોલાવવાનું ધીરજપૂર્વક સૂચન કરી ચાલ્યા ગયા.

બાળકનો તલખાટ વધી ગયો. તેનો દેહ આમનેમ તરફડતો હતો. માતાએ ડૉક્ટરને ફરી બોલાવ્યા. બાળકના પિતાને પણ કચેરીમાંથી બોલાવ્યા. પતિપત્ની બાળકની પાસેથી ઉઠ્યાં નહિ. રાત્રે માએ જમવાનું પણ માંડી વાળ્યું.

૩

'ભાઈ, તમને શું થાય છે?' નિત્યનિયમ પ્રમાણે નાહીને જમવા આવતા બાળકને માતાએ પૂછ્યું.

'કાંઈ નહિ, બ્હેન?' કુસુમાયુધે જવાબ આપ્યો.

'અરે, પણ તમારી આંખો તો લાલ થઈ ગઈ છે?'

'મને ખબર નથી.'

'અને આ શરીર ઉપર રૂવાડા ઊભા થઈ ગયા છે?'

'જરા ટાઢ વાય છે'

'ત્યારે તમે નહાયા શું કરવા?'

'નહાયા સિવાય જમાય નહિ, અને જમ્યા સિવાય તો નિશાળે કેવી રીતે જવાય?' કુસુમાયુધે પોતાના જીવનને ઘડતા એક ગૃહનિયમનું પ્રમાણ ટાંક્યું. એમ કરતાં બાળક વધારે કંપી ઉઠ્યો માતાએ જોયું કે કુસુમાયુધના દાંત કકડી ઊઠતા હતા. તેણે બૂમ પાડી:

'અરે બાઈ? જો ને, ભાઈને તાવ તો નથી આવ્યો?'

નોકરબાઈએ આવી બાળકના શરીરને હાથ અડાડ્યો અને કહ્યું"

'બા સાહેબ, શરીર તો ધીકી ઊઠ્યું છે'

'આમ એકદમ શાથી થયું?'

'હું નવરાવતી હતી ત્યારે મને શરીર જરા ઊનું લાગ્યું હતું.'

'ત્યારે તે નવરાવ્યો શું કામ?'

'મારા મનમાં કે અમસ્તું જ હશે.'

'ઓ મા ! દીવો કરને, પણે કેટલા બધા દીવા દેખાય છે ' મા, તું દીવો કરને !' આટલું બોલતા તો નાનો છનુ ડોશીને ગળે વળગી પડયો. ડોશી શરીરનુ સમતોલપણુ જાળવી લઇ છનાને છાતીએ દાબી રહી દીવા સામે ઠરી રહેલી એની આખ છના પર ઠરી છનાની આખમાં એને દીવા દેખાયા, બીજુ જ પળે કશુ નહિ. ડોશીની આખમાથી આસુ પડવા લાગ્યા.

છનિયો છ વરસનો હતો. એક દિવસ ડોશીની દીકરી તાવમા પટકાઇ કોઇ એની સારવાર કરનાર નહોતુ. ડોશીએ એને ભગવાનને ભરોસે છોડી ડોશીને આટલી ઉમ્મરે ગામમા શેઠીઆના જાજરૂ ઉપાડવા અને જેમને કદી ખાવાપીવાની ફિકર કરવી પડતી નથી એવા ભાગ્યશાળીઓનુ આરોગ્ય સાચવવા, શેરીઓ સાફ કરવા રોજ સવારસાજ બે વાર સુડલો સાવરણી લઇ જવુ પડતુ મહિને દહાડે પગાર રૂપિયા પાચ મળતો. બે ચાર દહાડે કોક દયાળુ રોટલી દાળ કે એઠુ દેતા તો એને એ કોટિ કોટિ આશીર્વાદ દેતી. છનિયો ડોશીની દીકરીનો દીકરો હતો દીકરી તો ગઇ—જતા છનિયાનો હાથ ખેચી એણે છાતીએ દાબી રાખ્યો મનમા કઇક ગણગણી અને પળમા એનુ પ્રાણપખેરુ ઊડી ગયુ.

આજે એ વાતને બે વરસ વીતી ગયા છે છનિયો પણ બે વરસ મોટો થયો છે. ડોશીને બે વરસમા વીસ વરસ જેટલી શરીરે ઘડપણની અસર થઇ છે.

આજે દિવાળી છે. ગામમા ઘેર ઘેર દીવાના તોરણ ઝળહળી રહ્યા છે. ડોશી ઝૂપડી આગળ બેઠી બેઠી એ જોઇ રહી છે, ફટાકડા ફૂટે છે ને દારૂના ધડાકા ને ભડાકા અવિરત થઇ રહ્યા છે ડોશીના બહેરા કાનમા એના અવાજ પેસતા ડોશી કપી ઊઠે છે, કદી કદી

# દીવો

શ્રી. રમણલાલ સોની

'એ મા ! દીવો કરને.'

મનુષ્યોનો પગરવ દહાડે પણ નથી હોતો તેવી જગાએ તદ્દન અંધકારમાં રાક્ષસનું માથું હોય તેવો ઉકરડો દેખાય છે એ ઉકરડાની ધાર પર એક નાની શી ઝૂંપડી છે. ઝૂંપડીની ચારે બાજુ ખાવા ધાય તેવી નિઃશબ્દ શાંતિ છે. સામે જ ગામ દેખાય છે, બહુ દૂર નથી. ઝૂંપડી બહાર એક ડોશી ઢીંચણ વચ્ચે માથું ઘાલી ટૂંટિયું વાળી બેઠી છે. એની વૃદ્ધ આંખો તાણી તાણી સામે દેખાતા ગામના દીવા સામે ટીકી ટીકીને તે જોઇ રહી છે. દીવા સામું જોઇ થાકે છે, એટલે આંખ પાછી વાળી લે છે ને પાસે ઊભેલા નાના છોકરા સામું જોઇ રહે છે.

'ઓ મા ! દીવો કરને, પણે કેટલા બધા દીવા દેખાય છે? મા, તુ દીવો કરને !' આટલુ બોલતા તો નાનો છનુ ડોશીને ગળે વળગી પડયો. ડોશી શરીરનુ સમતોલપણુ જાળવી લઇ છનાને છાતીએ દાબી રહી દીવા સામે ઠરી રહેલી એની આખ છના પર ઠરી છનાની આખમા એને દીવા દેખાયા, બીજી જ પળે કશું નહિ. ડોશીની આખમાથી આંસુ પડવા લાગ્યા.

છનિયો છ વરસનો હતો. એક દિવસ ડોશીની દીકરી તાવમા પટકાઇ કોઇ એની સારવાર કરનારું નહોતુ. ડોશીએ એને ભગવાનને ભરોસે છોડી ડોશીને આટલી ઉમ્મરે ગામમા શેઠીઆના જાજરૂ ઉપાડવા અને જેમને કદી ખાવાપીવાની ફિકર કરવી, પડતી નથી એવા ભાગ્યશાળીઓનુ આરોગ્ય સાચવવા, શેરીઓ સાફ કરવા રોજ સવારસાજ બે વાર સુડલો સાવરણી લઇ જવુ પડતુ. મહિને દહાડે પગાર રૂપિયા પાચ મળતો બે ચાર દહાડે કોક દયાળુ શેઠાણી દાળ કે એઠુ દેતા તો એને એ કોટિ કોટિ આશીર્વાદ દેતી. છનિયો ડોશીની દીકરીનો દીકરો હતો. દીકરી તો ગઇ–જતા છનિયાનો હાથ ખેચી એણે છાતીએ દાબી રાખ્યો મનમા કઇક ગણગણી અને પળમા એનુ પ્રાણપખેરુ ઊડી ગયુ

આજે એ વાતને બે વરસ વીતી ગયા છે. છનિયો પણ બે વરસ મોટો થયો છે. ડોશીને બે વરસમા વીસ વરસ જેટલી શરીરે ઘડપણની અસર થઇ છે

આજે દિવાળી છે. ગામમા ઘેર ઘેર દીવાના તોરણ ઝળહળી રહ્યા છે ડોશી ઝૂપડી આગળ બેઠી બેઠી એ જોઇ રહી છે, ફટાકડા ફૂટે છે ને દારૂના ધડાકા ને ભડાકા અવિરત થઇ રહ્યા છે ડોશીના ' એના અવાજ ખેમતા ડોશી કપી ઊઠે છે, કદી કદી

# દીવો

શ્રી. રમણલાલ સોની

'એ મા ! દીવો કરને.'

મનુષ્યોનો પગરવ ક્વચિત્ પણ નથી હોતો તેવી જગાએ તદ્દન અંધકારમાં ગજસ્તનું માથું હોય તેવો ઉકરડો દેખાય છે. એ ઉકરડાની ધાર પર એક નાની શી ઝૂંપડી છે. ઝૂંપડીની ચારે બાજુ ખાવા ધાય તેવી નિ:શબ્દ શાંતિ છે. સામે જ ગામ દેખાય છે, બહુ દૂર નથી. ઝૂંપડી બહાર એક ડોશી ઢીંચણ વચ્ચે માથું ઘાલી ટૂંટિયું વાળી બેઠી છે. એની વૃદ્ધ આંખો તાણી તાણી સામે દેખાતા ગામના દીવા સામે ટીકી ટીકીને તે જોઇ રહી છે. દીવા સામું જોઇ થાકે છે, એટલે આંખ પાછી વાળી લે છે ને પાસે ઊભેલા નાના છોકરા સામું જોઇ રહે છે.

'ઓ મા ! દીવો કરને, પણે કેટલા બધા દીવા દેખાય છે? મા, તુ દીવો કરને !' આટલુ બોલતા તો નાનો છનુ ડોશીને ગળે વળગી પડ્યો. ડોશી શરીરનુ સમતોલપણુ જાળવી લઇ છનાને છાતીએ દાબી રહી દીવા સામે ઠરી રહેલી એની આખ છના પર ઠરી. છનાની આખમા એને દીવા દેખાયા, બીજી જ પળે કશુ નહિ ડોશીની આખમાથી આસુ પડવા લાગ્યા

છનિયો છ વરસનો હતો. એક દિવસ ડોશીની દીકરી તાવમા પટકાઇ કોઇ એની સારવાર કરનારુ નહોતુ. ડોશીએ એને ભગવાનને ભરોસે છોડી ડોશીને આટલી ઉમ્મરે ગામમા શેઠીઆના જાજરૂ ઉપાડવા અને જેમને કદી ખાવાપીવાની ફિકર કરવી પડતી નથી એવા ભાગ્યશાળીઓનુ આરોગ્ય સાચવવા, શેરીઓ સાફ કરવા રોજ સવારસાજ બે વાર સુંડલો સાવરણી લઇ જવુ પડતુ મહિને દહાડે પગાર રૂપિયા પાચ મળતો બે ચાર દહાડે કોક દયાળુ શેઠાણી દાળ કે એઠુ દેતા તો એને એ કોટિ કોટિ આશીર્વાદ દેતી. છનિયો ડોશીની દીકરીનો દીકરો હતો દીકરી તો ગઇ–જતા છનિયાનો હાથ ખેચી એણે છાતીએ દાબી રાખ્યો મનમાં કઇક ગણગણી અને પળમા એનુ પ્રાણપખેરુ ઊડી ગયુ.

આજે એ વાતને બે વરસ વીતી ગયા છે છનિયો પણ બે વરસ મોટો થયો છે. ડોશીને બે વરસમા વીસ વરસ જેટલી શરીરે ઘડપણની અસર થઇ છે

આજે દિવાળી છે ગામમા ઘેર ઘેર દીવાના તોરણ ઝળહળી રહ્યા છે ડોશી ઝૂપડી આગળ બેઠી બેઠી એ જોઇ રહી છે, ફટાકડા ફૂટે છે ને દારૂના ધડાકા ને ભડાકા અવિરત થઇ રહ્યા છે. ડોશીના બહેરા કાનમા એના અવાજ પેસતા ડોશી કપી ઊઠે છે, કદી કદી

આકાશમા ઊંચે અવાજ થાય છે ને તેજના ફુવારા પથરાય છે. છનિયો એ બધુ જોઇ રહ્યો છે. એક પરોપકારી છોકરાએ એને દશ સુધી ગણતા શીખવ્યું છે. ગામના દીવાની ગણતરી એ દશ આકડામા જ કરી લે છે 'એક, બે, ત્રણ, સાત, નવ, દશ મા, મા, આટલા બધા દીવા છે, દસ દીવા છે, બધા દીવા છે.' કહી ડોશીની હડપચી બે હાથે પકડી તેને દીવા ગણી બતાવે છે. પણ ડોશી છનિયાના આ જ્ઞાનથી ખુશ થઇ શકતી નથી. કોણ જાણે કેમ!

છનિયો દીવા ગણી ગણી થાકયો, એને એ બધું જોવા જવાનું મન થયુ. ઝૂપડીમા ચારે બાજુ જોઇ વળ્યો રોજ એ રસ્તે એ એની ઘરડી મા સાથે ગામમા જાય છે સાવરણી ખભે મૂકી રોકબધ એ પણ ફરે છે. એક વખત એક આદમી ધોયેલા કપડા પહેરી, માથે સુડલા જેવું મૂકીને આવેલો, તે એણે ગામમાં એક ખૂણામાંથી છુપાઇને જેયું હતુ, ત્યારથી એ પણ કોક કોક વખત કોઇ ન હોય ત્યારે માથે સુડલો મૂકી કડબબધ ચાલી જોતો. એક વખત એની મા એને એમ ચાલતા જોઇ ગઇ બસ! ડોશી જોઇ જ રહી. કઇ જ બોલી નહિ, પણ છનિયાને ડોશી ન બોલી એ ન ગમ્યુ. એણે સુડલો ફેકી દીધો, ચાલ બદલી નાખી અને ઓશિયાળા જેવો ડોશીના ખોળામાં જઇ બેઠો.

આજે દિવાળી હતી. ગામમા ઘેર ઘેર આનદ થઇ રહ્યો હતો ઘેર ઘેર ફટાકડા ફૂટતા હતા ઘેર ઘેર છોકરા ધમાચકડી કરી રહ્યા હતા. ઘેર ઘેર દીવા, ઘેર ઘેર ભડાકા, ઘેર ઘેર આનદની ચિચિયારીઓ! ડોશીને એ ખબર હતી એણે આવુ બધું ઘણા વર્ષો લગી જોયુ હતું. છનિયો ઘણો નાનો હતો. એને મન આજે કંઇ જુદુ હતું. ચાર દહાડાથી ગામમા દીવા જ દીવા દેખાય છે પહેલે દહાડે તો છનિયો દીવા જોઇ બોલી ઊઠયો 'મા! મા! લાલ્ય લાગી, બળી

ગયુ. ચાલ, હોલવી નાખ !' પણ માએ કહ્યું 'છનિયા, બળી રહેવા દે, એ લાહ્ય એમ નહિ હોલવાય, બધુ બળીને ખાખ થઇ જશે ત્યારે એ હોલવાશે'

છનિયાને દીવા જોવા જવાનુ ખૂબ મન હતુ, પણ એને કોણ લઇ જાય ? ડોશી થાકીપાકી પડી હતી ઘડપણ એને વળગ્યુ' હતુ છનિયો ચારે બાજુ ફરી વળ્યો. રોજનો રસ્તો આજે એને ન જડયો ફરી એણે ગામ તરફ નજર નાખી દીવા જ દીવા ! એણે ઝૂપડી તરફ જોયુ સાવ અધારૂ કઇ જ ન સૂઝે બારણા આગળ બેઠેલી ડોશી પણ જાણે સૂઝતી નહોતી અચાનક એને વિચાર થઇ આવ્યો એણે ડોશીને કહ્યું 'મા, મા,' તુ દીવો કરને !'

પણ ડોશીની પાસે શુ હતુ કે દીવો કરે ! ગામમા દિવાળી આવી હતી અને ચાર દિવસથી ડોશીના ઘરમા દિવેલ ખૂટી ગયુ' હતુ. દીવો શાનો કરે ? દિવાસળીની પેટી પણ કયા હતી ? એક શેઠાણીએ ચાર દિવાસળી આપેલી એ તો ક્યારનીય પૂરી થઇ હતી કોડિયાને તો છનિયાએ કાણા પાડી ઝાડની ડાળે ભેરવી પખીઓને પાણી પીવા પરબ બનાવી દીધી હતી. ડોશી દીવો શેનો કરે ?

છનિયો ડોશીની કોટે વળગ્યો 'મા, દીવો કરને, મા, મને ગામમા લઇ જા ને, મારે દીવા જોવા જવુ છે.' ડોશીએ તેને બાથામા ઘાલ્યો એની આખે તો શ્રાવણ ભાદરવો વહી છનિયાની છાતી પર ટપકવા લાગ્યો છનિયો આસુ સમજવા જેટલી ઉમરે તો નહોતો પહોચ્યો પણ એણે ડોશીને ઝુપડીમા ખૂણે પડી પડી કે ઝાડની ઓથે લપાઇને ફાટેલા સાડલાથી મો ઢાકી ઘણવાર રડતી જોઇ

હતી. છનિયાને એ નહોતુ ગમતુ. આસુથી છનિયાની છાતી ભીંજાઇ ગઇ. એનાથી હવે ન રહોયું. ડોશીની ગરદન જોરથી પકડી તેણે હલાવી નાખી મોએ ઢાંકેલા લૂગડાનો છેડો તેણે ખેચી નાખ્યો. લૂગડુ એવુ ખવાઇ ગયુ હતુ કે એનો વાણોતાણો જુદો થઇ ગયો. છનિયો કહે 'મા, મા, રોજ તો તુ કહે છે, પીવા પાણીય નથી અને આમ પાણી પાડે છે શુ કામ ?'

ડોશી એના ઘરડા પગ જેમ તેમ ટેકવી ઊભી થઇ. છનિયો એનો છેડો પકડી ઊભો થયો છનિયાને લઇને એ ચાલી ગાઢ અધકારમા જ્યાં છનિયાને ઘડી પહેલાં રસ્તો નહોતો સૂઝતો ત્યા. એને લઇને ડોશી ચાલી.

૨

એ જ ગામની છેવાડે એ જ ઝૂપડી, એ જ નિ શબ્દ શાતિ. સૂર્ય અસ્ત થવાની તૈયારી કરી રહ્યો છે. પક્ષીઓ માળામા ભરાઇ જવા ચિચિયારી કરી રહ્યા છે સાજનો ઠડો એકલવાયો પવન જાણે સ્વજનોથી દૂર પડ્યો હોય તેમ સૂસવી રહ્યો છે, ડોશી એક પથારી પાસે અડધી ભીની ભોય પર ઢીચણમાં માથુ ઘાલી બેઠી છે. એની આખમા આસુના કણ બાઝી ગયા છે પથારીમા છનિયો ચિમળા-એલા ફૂલ જેવો પડ્યો છે. એના હાથ પગ સળેખડી જેવા થઇ ગયા છે, એની આખમા પહેલાનો ચમકાર નથી પાસુ પણ ફેરવી શકતો નથી

દિવાળીની રાતે ડોશી એને દીવા જોવા ગામમા તેડી ગઇ. દુકાને દુકાને ફરી વળી લાલ પીળા દીવા બતાવ્યા એક એક દીવો હજાર હજાર કોડિયા જેટલુ તેજ આપતો હતો. ચાપ દાબે કે દીવો થાય દીવાઓની ગોળ લાબી એવી ભાતભાતની કમાનો એવુ બધુ

જોઇ ને હરખાઇ ગયો આમતેમ દોડાદોડી કરવા લાગ્યો. ' મા, મા, આ જો, ' કહીને ડોશીને ખેચવા લાગ્યો બિચારી ડોશી એક બે વખત તો ભોય ભેથલી પણ પડી ઠેર ઠેર ભડાકા થતા હતા, ફટાકડા ફૂટતા હતા. છનિયો એ બધુ જોતો હતો ફરતા ફરતાં એક ભપકાદાર મકાન આગળ આવી ઊભા કેવુ એ મકાન ! છનિયાના સો ઝૂપડા સમાઇ જાય એવડી જગા, માળ અને ઘર ઉપર ઘર છનિયો રોજ ગામમા આવતો હતો પણ આ મકાન જોઇને આટલી અજાયબી પહેલા થઇ નહોતી.

•

શેઠાણીનો નાનો છોકરો બરાબર છનિયા જેવડો જે, ઓટલા ઉપર ઊભો હતો. બે પાચ નોકરો એને વીટળાઇ વળ્યા હતા, ને છોકરો પાસેના થાળમાથી ફટાકડા લઇ નોકરોના હાથમા આપતો હતો નોકરો તે સળગાવી ફેકતા હતા, ભડાકા થતાં હતા. હવાઇઓ ઉડતી હતી, છોકરો કિલકિલાટ કરતો હતો નોકરો પણ તેની સાથે હસવા કૂદવા મડી જતા છનિયો એ બધુ જોઇ રહ્યો, એ બાળકને જોઇ રહ્યો. એટલામા છોકરે નોકરના હાથમા એક હવાઇ આપી, નોકરે સળગાવી, તરત એના હાથમાથી છટકી, ને છનિયાની સામે આવી પડી 'મા, મા, 'દીવો' કરતો છનિયો ડોશીની આગળી છોડાવીઆ હવાઇ પકડવા દોડયો હવાઇમાથી અંગારા છૂટતા હતા છનિયો દાઝયો. દાઝયો ખરો, પણ એને દીવો જોઇતો હતો. હવાઇ પકડી એના હાથ દાઝયા, મો દાઝયુ, આખુ શરીર દાઝયુ હવાઇ એના હાથમાથી કયારે છટકી ગઇ એનું એને ભાન ન રહ્યુ આ બધુ એક પળમા બની ગયુ. ડોશી એને પાછો વારી શકે એ પહેલા બધુ બની ગયું, છનિયો ભોય પડી ગયો. એને ખોળામા લઇ ડોશી પણ ભોય બેસી પડી સામે ઓટલા પરથી પેલા છોકરાનો અને નોકરોના કિલકિલાટ હસવાનો અવાજ આવતો હતો, અને ફટાકડા ફટાફટ ફુટતા જતા હતા.

૩

ઝૂંપડીમાં છનિયો ફાટેલી પથારીમાં હજી બેભાન પડયો છે. ડોશી આમતેમ વિહ્વળની જેમ તાકી રહે છે

છનિયાએ આંખ ઉઘાડી "પાણી" એવો ગળામાંથી અવાજ કર્યો. ડોશીએ એના ગળામાં ધીરે ધીરે બે ટીપાં પાણી પાડયું. છનિયાની આંખ બિડાઇ ગઇ એ ગણગણવા લાગ્યો: 'મા, મા, દીવો !' હતી તેટલી હિંમત ભેગી કરી ડોશી છનિયાને કપાળે હાથ ફેરવતી બોલી: 'બેટા, તું સાજો થઇ જા, પછી એવા તો દીવા કરશું—' પણ છનિયે એ સાંભળ્યું નહિ હોય, તે રહી રહીને ઝબકી ઊઠતો હતો 'મા, દીવો ! પેલો દીવો !'

સાત દિવસ આમ વીતી ગયા. એક એક દિવસ ડોશીએ કેવી રીતે વીત્યો, કેટલું કરીને, કેટલું રઠીકરગરીને, કેટલા દિવસનો પેટગુજારો વેચીને, ડોશી ગામના એક દેશી વૈદ્યને દીકરાને જોવા-અડવા નહિ, એકવાર-માત્ર એકવાર ઘેર તેડી લાવી શકી, અને ઘરડા શરીરમાં જુવાનીનું જોર લાવી, રાત દિનો અખંડ જાગરણ કરી, અડધે ભૂખે પેટે, ડોશીએ દેહ પરની વર્ષોથી સંચી રાખેલી શ્રદ્ધા વૈદ્યમાં ઠાલવીને છનિયાની માવજત કરી એ એક એને ખબર અને બીજી સર્વજ્ઞને ખબર.

પથારીમાં છનિયો ચિમળાએલા ફૂલ જેવો પડયો છે એનું આખું શરીર સૂઝી ગયું છે એની આંખો સખત બીડાએલી છે, પાસે ભીની ભોંય પર ડોસી ઢીંચણમાં માથું ઘાલી બેઠી છે. એની આંખમાં આંસુ થીજી ગયાં છે સાંજ પડી ગઇ છે, આથમેલા સૂરજની લાલ આભા ધરતી પર વેરાઇ છે આકાશમાં એક બે તારા ઉગેલા જણાય છે. દૂર દૂર ગામની શીમમાંથી કૂતરાના ભસવાનો અવાજ આવે છે એક પક્ષી ઝૂંપડીની કોર પર આવી પળ બેપળ બેઠું,

કાંઈક એની ભાષામા એણે ગાયુ અને ઊડી ગયુ ઝૂંપડીમાં છનિ-ચાની પથારી સામે કોડિયામા ઝાંખો દીવો બળતો હતો.

અચાનક 'દીવો, દીવો' કરી છનિયાએ ઉછાળો માર્યો ઝબ-કેલી ડોશીએ દુબળે હાથે એને ઝીલી લીધો, બરાબર સુવાડ્યો, અને કપાળે હળવો હાથ ફેરવ્યો. ઘડીક શાંત રહી, ફરી પાછો છનિયો ઉછળ્યો : 'મા, મા, દીવો.' ડોશી કાંપી ઉઠી, તે એકદમ ઉભી થઈ ગઈ. સામે બળતા કોડિયાની વાટ સંકોરી સળગાવી દીધી. પછી છનિયાનુ મો ફાડી સ્વચ્છ પાણીના બે ટીપાં નાખ્યા તેજ પળે ફરી છનિયાએ આંચકો ખાધો. તે ઉછળ્યો, તેના હાથ હવામાં ઉંચા થઈ ગયા અને તેના મો પર નમેલી ડોશીના ગળે વીંટળાઈ ગયા પરવશ બની ડોશી માથુ છનિયાની છાતી પર નાખી ઢળી પડી. એક 'હાયકાર,' એના સૂના હૈયામાથી હવામા નીકળી પડ્યો. છનિયો કંઈ બોલ્યો, ન બોલ્યો, શુ બોલ્યો કોઈ સાંભળનાર નહોતું. ડોશી દીકરાના દુબળા હાથની વજ્રચૂડમા બેભાન થઈ પડી હતી, અને દીકરો કોણ જાણે કયા દીવાની શોધમા ચાલી ગયો હતો!

છનિયા! 'બેટા!' કરતી છાતી ચીરી નાખે તેવી હાય મારતી ડોશી પછડાઈ પડી. બેય જુવાનો ઊભા હતા ત્યા જ બેસી પડ્યા.

સૂરજ આથમી ગયો હતો જગત ઉપર અંધકાર ફરી વળ્યો હતો. ગામમા થોડાક દીવા ટમટમતા દેખાતા હતા. સિવાય ચારે બાજુ ઘોર અંધારૂ હતુ. પગ પાસેનો રસ્તો પણ સૂઝતો નહોતો. ઉકરડામા બે કૂતરાએ હાડકાના ટુકડા માટે ખેંચતાણ શરૂ કરી દીધી હતી, તેનો અવાજ માત્ર સંભળાતો હતો. કોડિયાનો દીવો પણ વાટ બળી જતા હોલવાઈ ગયો.

સવારે ડાધુઓ છનિયાના શબની અંતીમક્રિયા કરવા લઈ ચાલ્યા, ત્યારે ડોશી ઝૂપડાના બારણા આગળ ગોળો વળી બેઠી હતી; તેની આંખો વસ્તુને આરપાર જોતી હોય તેમ સ્થિર બની રહી હતી. તે ન હાલી, ન ચાલી.

સ્મશાનમા સૌને સમાચાર મળ્યા કે ડોશીને કાંક વળગાડ થઈ છે; ઝૂપડું એણે સળગાવી મૂક્યું છે, અને ભડકા જોઈ 'દીવો ! મા ! દીવો !' કરતી હરખથી કાખલી કૂટતી કૂદે છે !

સાંભળી એક જણ બોલ્યો: 'કૂદી લેવા દે, મારા બાપ ! ખોળિયું કૂદીને કેટલું કૂદશે. એનો જીવ તો આપણે અહીં ગાઠી દીધો છે.'

# કડવો વહો

શ્રી. રસિકલાલ છો. પરીખ

પ્રિયંવદા ખૂબ વેગથી હિંચકા ખાતી હતી. લીંબડાની ડાળ જાણે તૂટું તૂટું થતી હતી નીચે જમના, પગીની છોકરી, ઊભી હતી અને પ્રિયંવદા બ્હેન ઊભા ઊભા હિંચકા ખાતા હતા તેમને બેસીને ધીમેથી હિંચકા ખાવા વિનવતી હતી. પ્રિયવદા વેગના તાનમા કશું ગણકારતી નહતી. ત્યા ડાળખાથી વિચિત્ર અવાજ થયો; જમનાને લાગ્યુ કે હિંચકો તૂટ્યો—અને તેણે ચીસ પાડી. ચીસ સાંભળી પ્રિયવદા ચમકી—અને સમતોલપણુ ચુકી પણુ તુરત જ તે ચતુરાઇથી પાછું મેળવી હિંચકો ધીમો કર્યો, અને હસવા લાગી. જમનાએ હિંચકાને પકડી ગખવા બે ત્રણ વાર પ્રયત્ન કર્યો;

---

આ પુસ્તકની કિંમત એક રૂપિયો છે.

એમ કરતા તેને જરા વાગ્યુ. એટલે પ્રિયવદાએ પોતે જ હિચકો બધ કર્યો.

પ્રિયવદાએ પૂછ્યુ —“ જમના વાગ્યુ કે? રોકવા શું કામ આવી? લોહી નીકળ્યુ ને?”

જમના—“બ્હેન તમે આવડા મોટા હિંચકા ખાઓ છો તે બાને કહી દઈશ.”

જમનાએ જમીન ઉપરથી જરા ધુળ લઇ લોહી નીકળ્યુ હતું ત્યા લગાવી દીધી

પ્રિયવદા દોરડામા પાટીઉ બાધી કરેલા એ હિચકા ઉપરથી ઊતરી. સ્વાભાવિક રીતે ખીલતુ ઘાટીલુ શરીર તનદુરસ્ત હતુ. વ્યાયામથી મુખ ઉપરની સ્વાભાવિક સુરખીમા લાલી આવી હતી દોરડા સાથે ઘસાવાથી લાલ થએલી હથેળીઓ જમનાને બતાવી પ્રિયવદા કહેવા લાગી —

“ જો મે કેવી મેદી લગાવી છે। મેદીનો રગ કેવો લાગ્યો છે. જમના પેલું મેદીનુ ગીત ગા જો એમા શુ આવે છે? ‘ હા રે એનો જોનારો પરદેશ કે મેદી રગ લાગ્યો ?’ જમના હવે તુ હિચકા ઉપર બેસ. હુ તને હિચકા ખવડાવુ તુ પડીશ તો હું તને ઝીલી લઇશ.

જમાનાને બેસવા ઇચ્છા હતી. ખરી રીતે એ હિચકો જમનાના બાપ નાથા પગીએ પોતાના છોકરાં માટે બાધ્યો હતો. પ્રિયવદાના ઉછળતા લોહીને બગલામા અને બગીચામા બાધેલા સહીસલામતીવાળા હિચકા ખાવામા રસ આવતો ન હતો. તેના પિતાએ નવીન ઢબનો બાગ કરવા અનેક વૃક્ષોનો ઉચ્છેદ કરાવેલો—

પણ કોઇ અજ્ઞાત કારણથી બગલાના ચોગાનના એક ખુણામાં જ્યા પગી રહેતો હતો ત્યા લીબડાની એક ઘટા રહી ગએલી. પ્રિયવદાને આ ઘટા અને આ હિચકો બહુ ગમતા

જમના-"ના બ્હેન ! એ તો હું મારી મેતે ખઇશ. તમારી પાસે હિચકા ન ખાવાય ? કોઇ જુએ તો ? "

પ્રિયવદાએ જમનાનો 'મેતે' શબ્દ પકડી કહ્યુ. " હવે મેતે મેતે શુ કરે છે ? કોઇ જોશે તો શુ થઇ ગયુ ? " પ્રિયવદાએ જમનાને ઉચકી હિચકા ઉપર બેસાડી, પણ જમના ઊતરી પડી

" ના બા ! કોક જુએ તો કહે કે જમના પીયુ બ્હેન પાસે હિચકા નખાવતી'તી " જમનાએ કહ્યુ

" હટ બ્હીકણુ ! " કહી પ્રિયવદાએ ઢીલો થઇ ગયેઓ અબોડો બરાબર કર્યો.

અબોડો બરાબર કરી વસ્ત્રો ઠીક કર્યા, અને જમનાને કહ્યુ " ચાલ, પાટીયા ઉપર બેસ દોરડા બરાબર ઝાલજે એટલે નહિ પડાય. "

" ના બા. હુ તો નહિ બેસુ અમે નોકર માણસ ! કોક રોડાણીને કહી દે " જમનાએ દૃઢતાથી જવાબ આપ્યો

પ્રિયવદા ચીડાઇ ગઇ " હુ કહુ છુ તો પણ તુ ના કેમ પાડે છે ? હુ તારાથી વધારે સારા કપડા પ્હેરૂ કે વધારે મોટા ઘરમા રહુ એટલે શું થયું ? જેવા તને રમવાના અને હિચવાના કોડ છે એવા મને છે અને આ તો તારા બાપે બાધેલો હિચકો છે.. " પ્રિયવદા બોલવા માડતી ત્યારે અટકવા માટે તેને ભારે પ્રયત્ન કરવો પડતો.

જમના મુંઝાવા લાગી. એને પ્રિયંવદાની વાત સાચી લાગી. પણ હિંમત ન ચાલી. પણ પીયુ બ્હેનને આવેશમા આવેલા જોઇને તેમને ખુશ કરવા કહ્યું “ બ્હેન, એમા ખીજાઓ છો શું ? લ્યો, આ બેઠી ! ”

“ તને ના ગમે તો મારે તને કાંઇ હિચકા નાખવા નથી. તુ તારી ‘મેતે’ ખા. ” એમ કહી પ્રિયંવદા એક લીમડા નીચે લિપેલા ઓટલા ઉપર બેઠી.

જમના મુંઝાઇને ઊભી રહી. પ્રિયંવદાએ શાન્ત થઇ તેને ફાવે તેટલા હિચકા ખાવા કહ્યું. જમના હિચકા ખાવા લાગી. પ્રિયવદા એને જોતા જોતા એ પ્રસગના વિચારમા મગ્ન થઇ ગઇ.

પ્રિયવદાની ઉમ્મર અઢાર વર્ષની હતી, જમનાની ચૌદ વર્ષની હતી

જમનાની મા હયાત ન હતી. તેની મા મરી ગઇ હતી કે એના બાપને મૂકી નાશી ગઇ હતી એની માહીતી એ શ્રીમત દુનીઆમા કોઇને ન હતી નોકર નોકરી કરે અને એનો પૂરતો પગાર લે–એનાથી વધારે માનવી સબધ આપણા નવીન શ્રીમતોને પોસાતો નથી

જમનાને એના બાપે એક વાર પરણાવી હતી. પણ તેનો ધણી દારૂડીયો થઇ ગયો હતો–અને એક વાર તેણે જમનાને ખૂબ મારી એટલે તે બાપ પાસે નાશી આવી. નાથા પગીએ તેના વેવાઇ સાથે એકાદ બાબતમા વાંધો પાડી જમનાને સાસરે મોકલવા ના પાડી હતી, અને તેને બીજે વળાવાના વિચારમાં હતો,–વહુને માર પડે એ બીજો ધણી કરવાનુ કયાંઇ પણ પૂરતું

કારણ નથી ! જમના ઘર ચલાવતી એટલે નાથા પગીને તેને બીજે વળાવવાની ઉતાવળ ન હતી.

પ્રિયવદાના પિતા ધીરજલાલ શેઠને વારસામા સારી મીલ્કત મળી હતી, અને પોતે પણ એ મીલ્કતમા સારો વધારો કર્યો હતો ગૂજરાતમા કહેવાય છે તે રીતે તે મીલમાલેક હતા.

ધીરજલાલને જીવનની દરેક બાબતમા નવીનમાં નવીન વિચાર ધારણ કરવાનો શોખ હતો. આ શોખ કોઇ ઊંડી સત્યાસત્યની શ્રદ્ધામાથી ઉત્પન્ન થએલો ન હતો, પણ આગળ પડવાનો એ એક રસ્તો છે તેમ તે સમજતા. આ જ કારણથી જ્યારે ગાંધીજીની ઘોષણાથી ખાદી ફેશનમા આવી ત્યારે પોતે મીલ ચલાવતા છતા ખાદી પહેરીને જ બહાર નીકળતા. પણ વિચારોના પરસ્પર સબધ અને એમાથી ઉપજતા નવા કર્તવ્યોનું નવી જવાબદારીઓનુ અને નવા જોખમોનું તેમને ભાન ન હતું. કેટલાક સુધારકો પોતાની છોકરીઓને મોટી ઉમર સુધી કુવારી રહેવા દેતા એટલે એમણે પ્રિયંવદાને મોટી થવા દીધી હતી. પ્રિયવદાને કેળવણી પણ છોકરાની ઢબે જ અપાઇ હતી, અને તેની માતા ચચળબાઇએ ચાર દીકરા પછી આવેલી દીકરીને છોકરાની છુટથી ઉછેરી હતી.

ચચળબાઇ સાધારણ સ્થિતિના પિયરની હતી, અને જો કે નવી ઢબને અનુસરી ધીરજલાલ શેઠ એમને આધુનિક સ્ત્રીસન્માન આપવા પ્રયત્ન કરતા હતા પણ પોતે એ ગરીબ પુત્રીને શ્રીમતપત્ની બનાવી હતી એ વાત ભૂલે એમ ન હતુ. ચચળબાઇ ની બધી બાહ્ય સ્થિતિ સતોષકારક હતી,–ને આ ગૂઢભાવ સમજતા હતા. ઘણીવાર તે સ્વાભાવિક માની હિન્દુ સ્ત્રીની પતિ તરફની નિયતવૃત્તિમા કૃતજ્ઞતાની લાગણી તે ઉમેરતાં હતા પણ કોઇકવાર ન સમજાય એવી

રીતે કાંઈ પણ કારણ વિના એમને ઓછું આવતુ–માઠુ લાગતુ. અને જાણે ઘરમા પોતે એક નોકર હોય એમ તેમને લાગ્યા કરતુ. પુત્રો થયા પછી પણ આ માનસિક સ્થિતિ કોઈકવાર આવી જતી. પુત્રોના વર્તનમા પણ તેને કોઈક વાર લાગતુ કે જાણે તે શ્રીમતના પુત્રો છે. પુત્રી થયા પછી એના મનમા એક જાતનુ આશ્વાસન–એક જાતની શાન્તિ–આવ્યા હતા. ત્યાર પછી તે કૌટુમ્બિક પરિસ્થિતિમા સ્વભાવિકતા અનુભવતા હતા. પણ પ્રિયંવદા મોટી થતા–સસ્કારી કેળવણી પામતા–ને પરણવા લાયક થતા પોતાની જુવાનીની મૂર્તિ સમી એને જોતા–એ જૂની વેદના પાછી એમને થઈ આવતી, અને ઘણીવાર પ્રિયવદા માની પાસે લાડમા બેઠી હોય અને ખભા ઉપર પાણીના ટીપા જેવુ કાંઈક પડતા ચમકીને જૂએ તો માની આખમા આંસુ દેખાય ! પ્રિયવદા આનું કાંઈ સ્પષ્ટ કારણ સમજતી ન હતી; તો પણ તેને માની આ સ્થિતિ જોઈ દુ ખ થતુ–અને આંસુનું કારણ માને પૂછાય એવુ નથી તે સ્ત્રીસહજ સસ્કારથી સમજતી.

પ્રિયવદાની ઉમ્મર અઢાર વર્ષની થઈ હતી, પણ તે તેના ઉછેરના અને કેળવણીના કારણથી, એ ઉમ્મરની બીજી હિંદુ કન્યાઓની જેમ લગ્ન માટે પાકટ થઈ ગઈ ન હતી હજી એ અલ્લ્હેતી, તોફાની અને મોજી હતી, જો કે એ ઉમ્મરને સહજ એવા વિચારવમળમા તે ઘણીવાર તરફડીયા મારતી. નાતમા તે પોતાની નિખાલસ અને સ્વચ્છદને અનુસરનારી રીતભાતથી ચાવી થઈ હતી અને જ્ઞાતિના સ્ત્રીપુરુષોની ભલભલા કવિઓ પાસે પણ માગ મુકાવે એવી કલ્પનાથી જે અનેક વાતો પ્રિયવદા માટે રચાઈ હતી તે ચચળબાઇ દ્વારા ધીરજલાલ શેઠના કાને આવી હતી આ સાભળતા શેઠનો ગ્રામ્ય આત્મા ખળભળી ઊઠતો હતો; અને નવા

વિચારો એ પ્રસગમા કાઇ મદદ કરી શકતા ન હતા ધીરજલાલ શેઠના સસ્કારો અભણ માણસના હતા. એમનુ બાહ્યજીવન, અનુકરણથી, આધુનિક સસ્કૃતિનુ હતુ આથી આ નવી રીતે જીવન ગાળતા સજોગોને લીધે જે પરિણામો આવે તે સહન કરવાની તેમની તૈયારી ન હતી.

ચચળબાઇ જે જૂના હિદુ સસ્કારનુ સહજ જીવન ગાળતા હતા અને જે નાતના ગપ્પાને જાણવા જણાવવા ઉત્સુક રહેતા તે, તે બધા વજુદ વિનાના હોય છે એમ પણ જાણતા હતા પણ પ્રિયવદા પરણવા લાયક થઇ છે–એ ચિતા એમને પણ થયા કરતી

પિતા પોતાની સ્થિતિના શ્રીમત વર શોધતા હતા; મા દીકરીને સુખી કરે એવા 'મુરતીઆ' તરફ નજર રાખતી હતી. આવા અનેક ભાવી પતિ થવાની અભિલાષાવાળા ' મુરતીઆ ' પ્રિયવદાને મળવા આવતા–પ્રિયવદા એમના હેતુ જાણતી–અને સૌને બનાવવામા ઉડાવવામા મઝા માણતી.

પ્રિયવદા કોઇને પરણવા તત્પરતા ન બતાવતી તેથી મા–બાપ મુઝાતા. જીવનના આ એક વિષયમા શેઠ–શેઠાણી સમદુ ખ અનુભવતા શેઠે અત્યાર સુધી જીવનની બધી પરિસ્થિતિ પોતાને અનુકૂળ, સુખરૂપ કેમ થાય એ દૃષ્ટિથી જ ગોઠવી હતી. આ એક છોકરી એમની રચનામા કટકરૂપ હતી પ્રિયવદા એમને અણગમતી થઇ ગઇ હતી. પહેલા બહુ લાડ કરેલા એ દીકરી તરફ પોતાને આવુ કેમ થાય છે એ વિચારથી કોઇક વાર તે ઉદાસીન બનતા. પણ તે ઉદાસીનતાનો અત ચીડમા આવતો. પ્રિયવદાને ઘણીવાર તે અડધી ચીડમા અને અડધી મશ્કરીમા, તેની એક માશી તેને પ્રિયંવદા કહેતી તે યાદ કરાવી, ધીરજલાલ કહેતા કે તે પ્રિયંવદા

નહિ પણ કટુવદા–કડવો વદો હતી. આવા પ્રસગે ચચળબાઇ અસસ્કારી ભાષા બોલતી પોતાની બ્હેનનો બ્યગમાં થતો ઉપહાસ ખૂંચતો પણ પ્રિયવદા બાપને સંભળાવતી કે "પપ્પા તમે એકલા એકલા વદા ખાતા હો એમ લાગે છે. નહિ તો તમને શી રીતે ખબર પડે કે હુ કડવો વદો છુ." આવા પ્રસંગો ઉપર ધીરજલાલની ધીરજ ખુટી જતી અને ચચળબાઇ ધીરજથી પ્રસગ બદલી નાંખતાં.

ધીરજલાલને ઘણીવાર લાગતું કે જ્ઞાતિના રીવાજ પ્રમાણે પ્રિયવદાની સગાઇ પહેલેથી કરી હોત તો ઠીક થાત. ?

ચંચળબાઇ સમજતાં હતા કે આવી રીતે ઉછરેલી છોકરીને સુખી કરે એવો વર મળવો દુર્લભ હતો. શ્રીમત વર્ગમા તો તેમને આશા જ ન હતી.

પ્રિયંવદાને માબાપની આ અકારણ ચિન્તાથી કોઇક વાર હસવું આવતું–કોઇક વાર દુઃખ થતું.

જમના ધીમે ધીમે હિચકા ખાતી હતી. પ્રિયવદા વિચાર કરતી હતી.

ધીરજલાલ શેઠના ઘરમા નવી ઢબના વિચારોની ખોટ ન હતી નવીન વિચારોની ચર્ચા કરનારાઓમા એ વિચારની અસર હોય છે તેના કરતા કેટલીક વાર એના સાભળનારાઓમા તે ઊડી અસર કરે છે ધીરજલાલ એમના મિત્રો સાથે જે ઉપલકીઆ વાતો કરતા તેના વિચારબીજો પ્રિયંવદાના વિકાસી ચિત્તમા કોઇને કલ્પના ન આવે એ રીતે ઊગતા હતા. પોતે ન જાણે અને માબાપ ન જાણે એ રીતે રૂઢિના અને પરપરાનાં બધનો એના મનમાથી મરી પડયા હતાં

જમનાને એટલો આગ્રહ કર્યો છતા પોતાને હિચકા નાખવા ન દીધા એ સ્થિતિનુ કારણ તે સમજતી હતી નોકર અને શેઠના ભેદો માણસની માણસાઈને પણ ભેદી નાખે છે એનો સ્પષ્ટ દાખલો પોતે જોયો શેઠોએ નોકરોને પહેલા પોતાનાથી એટલા જુદા માન્યા કે હવે શેઠ વર્ગમાથી કોઇ એ ભેદ તોડવા જાય તો નોકરો એ ભેદ છોડવાને અશક્ત હતા માણસ માણસ વચ્ચે એક જાતની સૂક્ષ્મ અસ્પૃશ્યતા વિકાસ પામતી હતી આ વિચાર ઉપરથી પ્રિય-વદાનુ મન નાતજાતના ઉચનીચના ભેદો ઉપર ગયુ, અને તે ઉપરથી સ્ત્રીપૂરુષની પ્રધાનગૌણતાના વિચાર કરવા લાગ્યુ, અને તેમાથી વળી સ્ત્રીપુરુષના લગ્ન સબધના વિચાર કરવા લાગ્યું, અને તેમાથી પોતાના માતપિતાનુ જીવન જોવા લાગ્યુ, અને બહારથી સુખ્રુ દેખાતા જીવનને, માતાના ન સમજાય એવા આસુ દ્વારા જોતા તેમા તેને વિલક્ષણ તિરસ્કાર ઉત્પન્ન કરે એવી તડો દેખાવા લાગી આ વિચારમાથી તે ભાવી જીવનના વિચારમા ડુબ્યુ અને એમાથી જાતજાતની લગ્નમા લેવાતી છૂટ સબધી વિચાર તેને આવવા લાગ્યા. આ પ્રમાણે પ્રિયવદાનુ મન શાખામૃગની જેમ વિચારની એક ડાળેથી બીજી ડાળે કૂદકા મારતુ હતું.

પશ્ચિમમા સૂર્ય આથમતો હતો. તેનુ તેજ આગળના લીબ-ડાના પર્ણોમાથી નીકળી પ્રિયવદાના વિચારમગ્ન ચ્હેરા ઉપર પડતુ હતું. જમના જેને આવી વસ્તુઓ નીરખવાનો અભ્યાસ નહોતો તે પણ આતર અને બાહ્ય પ્રકાશથી દીપતા મુખને હિચકો બધ રાખી નીરખવા લાગી હિચકો બધ થતાં પ્રિયવદાનુ ધ્યાન જમના ઉપર ગયુ અને તે શુ નિરખતી હતી એ પૂછ્યુ

"તમારૂં મ્હોડુ નિરખતી'તી" જમનાએ કહ્યું

" તું મારો વર થવાની છું તે મારૂ મ્હોડું નિરખે છે ?" પ્રિયંવદાએ હસતા હસતાં કહ્યું.

"બ્હેન બહુ રૂપાળા લાગો છો ?" જમના હિંચકાથી ઊતરી પ્રિયવદા સામે ઓટલા નીચે બેઠી.

"બ્હેન લગ્ન કયારે થવાના છે ?" જમનાએ ગોઠડી શરૂ કરી, અને સ્ત્રીત્વની સમાન ભૂમિકા ઉપર આવતા ઘડીભર શેઠ નોકરનો ભેદ ભૂલી ગઇ.

"કોઇ પરણનાર મળે ત્યારે પરણીએ ને ?" પ્રિયવદાએ મ્હોનો ચાળો કર્યો અને જમના હસી પડી.

"તમને પરણનારની શી ખોટ ? એ તો તમે પરણવાની ના પાડો છો એમ બધા કહે છે" જમનાએ જરા છૂટથી વાત કરવા માંડી.

"તને કોણે કહ્યુ કે હું ના પાડુ છુ." પ્રિયવદાએ ભવા ચડાવી પૂછ્યું.

"એ તો એક દહાડો બા કહેતા'તા " જમનાએ કહ્યું.

"બા શુ કહેતા હતા ?" પ્રિયવદાએ જિજ્ઞાસાથી પૂછ્યુ.

જમનાએ હસીને કહ્યું. "એ તો બા એમ કહેતા'તા કે આ ભણતર એવું કેવું કે કોઇ વર જ ના ગમે ?"

પ્રિયવદા થોડીક વાર ગંભીર થઇ બેઠી. "જમના તુ સાસરેથી કેમ નાસી આવી ?"

" મારો પીટયો દારૂ પી આવીને મારતો'તો, તે એવો માર રોજ કોણ ખાય ? અને પૈસો લાવવાની પ્હોચે ન મળે હુ મજુરીએ જઇ પૈસા લાવું એ પડાવી લે અને ન આપુ તો ગાળો

ઈ ફુટવા માડ." જમના એ બનાવને કહેતા કહેતા ગુસ્સે થવા લાગી

"તે અત્યારે તો તારો ધણી તને મારતો નથી ને? ગુસ્સો કોના ઉપર કરે છે?" પ્રિયંવદા હસવા લાગી. "હવે ફરીથી સાસરે નહિ જવાની?"

'હવે જાય છે મારે ભૂતરાત. મારા બાપાએ બીજું દારૂ ડેકાણુ શોધી રાખ્યું છે' જમનાએ ખાત્રીથી જવાબ આપ્યો. થોડીક વાર પછી બોલી, "પણ પીયુ બા, તમે કેમ પરણતા નથી?"

"હુ પરણુ અને મારો ધણી મારે તો? મારા બાપા કાઈ બીજો ધણી શોધી કહાડે?" પ્રિયવદાએ કહ્યું.

"બા, પણ તમારા ઊચા વરણમા એવુ થાય? એ તો અમારા હલકા વરણમા ચાલે" જમના ડહાપણથી બોલી.

"પણ અમારા ઉચા વરણમાએ ધણી બાયડીને મારે છે એ ખરો અને તમારા વરણમા ન થાય એવા ટાઢા જુલમો પણ કરે છે" પ્રિયવદાયે કહ્યું.

"એ તો વાક પડે તો કોક દહાડે મારે એ ખરો" જમનાએ તાત્વિક તટસ્થતાથી કહ્યુ

પ્રિયવંદાએ હમીને કહ્યુ "ત્યારે ડાહ્યલી બાઈ નામી શું કરવા આવ્યાં?"

"પણ એ તો મારો પીટયો કશુ રળે નહિ, પછી ખાવું શું?" જમનાએ બચાવ કર્યો.

બ ગલા તરફથી એક નોકર આવ્યો. પ્રિયંવદાએ પૂછ્યુ "કેમ?"

"બહેન સાહેબ, ગંગારામ શેઠના દીકરા રમેશ શેઠ આવ્યા છે. દીવાનખાનામા બેઠા છે" નોકરે કહ્યું.

"તને કોણે મોકલ્યો ?" પ્રિયવદાએ મિજાજમાં પૂછ્યુ.

"મોટા ભાઇએ" નોકરે દબાઇને જવાબ આપ્યો

"જા, રમેશ શેઠને અહી મોકલ" પ્રિયવદાએ કહ્યુ.

નોકર સલામ કરી ચાલતો થયો.

થોડીક વારે મૂછો બોડેલા ચ્હેરાવાળો, ફૂલેલા ગાલવાળો, હાથમા ક્ષવિનીગ કેપ રાખી એક જુવાન એ બાજુ આવ્યો

પ્રિયવદા ઊભી ન થઇ. ઓટલા ઉપર બેઠા બેઠા કહ્યુ. "પધારો રમેશ શેઠ"

રમેશ શેઠ પાસે આવ્યા પણ બેસવાની કયાઇ જગા ન હતી. પ્રિયવદા સાથે ઓટલા ઉપર બેસવાની હિમત ચાલતી ન હતી

"બોલો કયા બેસશો શેઠ ? પેલા હીચકા ઉપર બેસશો ? જો જો સંભાળીને બેસજો. પાટીઉં ભાગી ન જાય" પ્રિયવદાએ એમની સ્થૂલતા ઉપર કટાક્ષ નાખી સ્મિત કરી કહ્યુ.

જમના ઊભી થઇ ખુરશી લેવા જતી હતી એને રોકીને પ્રિય-વદાએ કહ્યુ "બેસને. અમારે કાઇ ખાનગી વાતો નથી કરવાની"

આ સાભળી રમેશનું મોઢુ ખસિયાણુ થઇ ગયુ તે હીચ-કાના પાટીઆ ઉપર કઢગી રીતે બેઠો, અને શુ બોલવુ એ ન સુઝવાથી નીચે જોઇ રહ્યો

"આ વખતે તમે ઇન્ટરમાં નપાસ થયા ખરૂ ?" પ્રિયંવદાએ વાત શરૂ કરી

"હાજી. લોજીકમા પાચ માર્ક માટે ઊડી ગયો" રમેશે જવાબ આપ્યો

"ત્યારે હવે શુ કરો છો? ઇન્ટરમા તમે બીજુ વર્ષ હતા ખરૂ?" પ્રિયવદાએ આડા અવળા બેદરકારીથી પ્રશ્નો પૂછવા માડ્યાં.

"કાધર કહે છે કે મિલમા ધ્યાન આપો. એટલે મિલમા જાઉ છુ મહિને ચાલીસ રૂપિયામા જોઇએ તેટલા ગ્રેન્જ્યુએટો મળે છે, તો શા માટે એમા શક્તિ ખર્ચી નાખવી એવી બધાની સલાહ છે" રમેશ શેઠે જવાબ આપ્યો

"તમારી પોતાની શી મરજી છે?" પ્રિયવદાએ ફરી પૂછ્યુ.

પણ રમેશ આ પ્રશ્નનો કાઇ જુદો જ અર્થ સમજ્યો, અને એના મોટા ઉપર શરમની છાયા આવી ગઇ, અને બોલતા મૂઝાવા લાગ્યો

"મારી તો મરજી છે ફક્ત આપ હા પાડો એની જ વાર છે." રમેશે હિમતભેર કહ્યુ.

"હુ તમને શા માટે ના પાડુ. તમારે ભણવુ કે ન ભણવુ એ તમારી મરજીની વાત છે તમને કયા હરિલાલની જેમ ભણવા માટે પૈસાની ખોટ પડે એમ છે? એ બિચારો દરેક વખતે ફર્સ્ટ ક્લાસ આવે તોયે બીજુ વર્ષ ભણાશે કે નહિ તેની તેને ચિન્તા હોય આ વર્ષે તે ગ્રેજ્યુએટ થયો ખરોને? મારા બાપુએ એને મદદ ન કરી હોત તો સીનઅર બી. એનુ વર્ષ ન ભરી શકત!" પ્રિયવદાએ રમેશની મૂઝવણ જાણ્યા છતા કાઇ ન સમજી હોય એમ વાત ચાલુ રાખી

રમેશ ચીડાયો "આપને હરિલાલ ઉપર જ પ્રેમ છે તો

પછી મને શા માટે મળવા બોલાવ્યો ? મારી મશ્કરી કરો છો ?" રમેશ ઊભો થઈ ગયો.

પ્રિયંવદાએ એને ઊધડો લેવા માંડ્યો "રમેશ શેઠ તમે શું બોલો છો ? મેં તમને ક્યારે બોલાવ્યા હતા ? અને હરિલાલ ઉપર પ્રેમ ને એ બધું શું બકો છો ? કોઈ અંગ્રેજી નવલકથાનો પાઠ તો નથી ભજવતા ને ? તમે કોના આગળ વાત કરો છો, હું તમારી પરીક્ષાની વાત કરૂં છું અને તમે પ્રેમ પ્રેમ કરો છો, પછી તમે પાસ શી રીતે થાઓ ?"

રમેશને લાગ્યું કે પ્રિયંવદાને હરિલાલ ઉપર પ્રેમ નથી એટલે ફરીથી એકવાર પ્રયત્ન કરવાનું મન થયું. "પ્રિયંવદા, એમ દાઝ્યા ઉપર ડામ ન દો હું તમારી ખાતર જ નપાસ થયો છું. તમારા વિચારમાં ને વિચારમાં મને કાંઈ યાદ જ રહેતું નથી તમારે જો આમ જ કરવું હતું તો તે દિવસે મોટરમાંથી શું કરવા મારા સામું જોઈ હસ્યાં ?"

પ્રિયંવદા ખડખડાટ હસી પડી રમેશ ભોંઠો પડ્યો જમના આશ્ચર્યચકિત થઈ એક લીંબડા પછવાડેથી આ દૃશ્ય જોતી હતી.

થોડીકવાર બન્નેએ મૌન રાખ્યું.

"બાએ આપને ચ્હા પાઈ કે નહિ ? ના પાઈ હોય તો આપણે મંગાવીએ" પ્રિયંવદાએ પૂછ્યું.

"મારે તમારી ચ્હા પીવી નથી. હું જાઉં છું, તમારા ભાઈએ મારૂં અપમાન કર્યું છે તે હું મારા બાપુને જણાવીશ જો તમારે મારી સાથે છેવટની વાત નહોતી કરવી તો શું કરવા એમણે મને અહીં આવવા કહ્યું ?" રમેશ ચીડાઈને બોલ્યો.

પ્રિયવદાએ ગભીર થઇ કહ્યુ, "મારા ભાઇએ તમને શા માટે અહી આવવા નિમંત્રણ આપ્યુ હશે તે હું જાણતી નથી તે તમારે મારા ભાઇને પૂછવુ જોઇએ, મને નહિ તમે મારા ધણી થવાનો અભિલાષ રાખો તે પહેલા થોડીક બુદ્ધિ મેળવવા પ્રયત્ન કરો"

રમેશ પ્રિયવદાને જોઇ વિહ્વલ થઇ ગયો હતો, અને જેમ જેમ તેની કામના પૂરી થવાની આશા ઓછી થતી દેખાતી હતી તેમ તેમ તે જગલી થતો હતો. પ્રિયવદાના આ શીતળ ચાબખાથી તેનો ગુસ્સો ભભૂકી ઊઠ્યો તે લાલપીળો થઇ ગયો જમના આ દૃશ્ય જોઇ એકદમ પ્રિયવદા પાસે દોડી આવી તેનો ધણી જ્યારે તેને મારતો ત્યારે પહેલા તે આવો થઇ જતો.

'બા, રમેશ શેઠ આમ કેમ કરે છે?' જમનાએ પૂછ્યુ.

'હું એમની સ્ત્રી થાઉ અને એમની ઇચ્છાને વશ ન થાઉ ત્યારે એ શુ કરે એની મને સૂચના કરે છે!' પ્રિયવદાએ જમનાને ઉત્તર વાળ્યો રમેશને કહ્યુ. "રમેશ શેઠ સભ્યતા શીખો. તમે અત્યારે મારા બગલામા છો ધારુ તો ધક્કા મારી બહાર કાઢુ."

રમેશે કહ્યું'. "તમારા બાપે તમને બહુ ફટાડ્યા છે. પસ્તાશો."

પ્રિયવદાએ હસતા હસતા કહ્યુ "પધારો મારા આશક. હવે આપ આપના ઘેર પધારો. હુ પસ્તાઇશ ત્યારે તમારી માશુક થઇશ હવે પધારો" અને એટલા જોરથી તે હસી કે રમેશ ત્યાંથી રોષમા ધૂંધવાતો ચાલ્યો ગયો

જમના—"પીરુ બહેન, બહુ આવુ શુ કર્યું. બધા કહે છે કે બાર મહિનાથી રમેશ શેઠની અને આપની પરણવાની વાત ચાલે છે અને લગભગ નક્કી થઇ ગયુ છે અને તમે તો એમને ગુસ્સે કરી જવા દીધા"

"એ નક્કી જેવુ હતું એટલે જ શેઠ સાહેબે આટલો રોફ કર્યો. પણ નક્કી કોણે કર્યું ? મે તો કોઇ દિવસ હા પાડી નથી !" પ્રિયવદાએ દૃઢતાથી કહ્યુ.

"એમા તમારી હાને શું કરવી'તી ?" જમનાએ સહજ રીતે કહ્યુ.

એક નોકરે આવી કહ્યુ "પીયુ બહેન, બા સાહેબ બોલાવે છે."

પ્રિયવદાએ લીબડાની ઘટામાથી બહાર નીકળી ક્ષિતિજ તરફ અને આજુબાજુ જોયુ સાજ પડી ગઇ હતી. સૂર્યાસ્તની છેવટની રક્ત શ્યામલ તેજચ્છટા અદૃશ્ય થાય એ પહેલા પ્રિયવદાની આખમા રમી ગઇ મધરાતે જેને બોલવાની મઝા આવે છે એ ઘુવડે વિચિત્ર જાતનો અવાજ કર્યો અને મૂક થઇ ગયો. દૂરથી મોરની કેકા સભળાઇ ઉનાળાનો અત આવતો હતો પ્રિયંવદાની પટુ ઇન્દ્રિયો કુદરતના સૂક્ષ્મ આદોલનો ઝીલતી—અને તેમાથી એક પ્રકારની સ્વાભાવિક સ્વૈરતા ઝીલતી.

ચચળબાઈ અને ધીરજલાલ શેઠ બન્ને એક બીજા ઉપર ખીજાએલા હતા. બન્ને સામસામા ખુરશી ઉપર બેઠા હતા વચમા ગોળ ટેબલ હતું.

"પણ મે તમને ક્યા કહ્યુ'તુ કે તમે છોકરીને સુધરેલી ઢબે કેળવણી આપો ? ઘરમા દરેક નવી વાત તમે જ દાખલ કરી છે !" ચચળબાઈએ ફરિયાદ કરી

"તમને બધા ગમારને માણસ બનાવ્યા એનો શિરપાવ આપો છો ?" ધીરજલાલ ચીડાઇને બોલ્યા.

"અમને ગમાર જ રહેવા દેવા'તા. મને કોઈ દિવસ બૂટ પહેરવાનો કે ટેનિસ રમવાનો શોખ નહોતો. તમે તે બધું બળજોરીથી શિખવાડ્યુ છે" ચંચળબાઈએ જવાબ આપ્યો પ્રસંગ બગડશે એ જોઈ શાન્ત થઈ ચંચળબાઈએ કહ્યુ "પણ તમે શુ કરવા આટલા બધા ગુસ્સે થાઓ છો ? પીંપુ પરણવાની ક્યાં ના પાડે છે ?"

"તેણે ગઇ કાલે ગંગારામ શેઠના પુત્ર રમેશનુ અપમાન કરી ધક્કા મારી બહાર મોકલવા ધમકી આપી કાઢી મૂક્યો એ તમે નહિ જાણતા હો ? તમારા ખોટા લાડથી એ આટલી બધી ઉદ્ધત થઇ છે. આ ગજાનન વકીલ આદિની પુત્રીઓ ગ્રેજ્યુએટ થઇ છે પણ સુગ્ય રીતે પોતાની નાતમા જ સારા વરને પસંદ કરી પરણી છે એમને કોઇને કેમ તમારી દીકરીના જેવા કોડ થતા નથી ? મામા ખાનદાની હોય તો દીકરીમા આવે ને ?" ધીરજલાલ શેઠ આવેશમા ને આવેશમા ન બોલવાનુ બોલી ગયા

"હુ પાંચ છોકરાની મા થઇ તો યે તમે હજી મારી પિયરની ગરીબાઇ કે તમારી શ્રીમંતાઇ ભૂલ્યા નથી હુ પ્રિયંવદાને કોઇ શ્રીમંતના ઘેર પરણાવવાની નથી તમારાથી થાય તે કરજો !" જીંદગીમાં કદાપિ પહેલીવાર ચંચળબાઇ માણસાઇને આવશ્યક સ્વમાનથી બોલ્યા.

ધીરજલાલ થોડીવાર શાન્ત રહ્યા. પછી અભિમાનથી ભવાં ચડાવી બોલ્યા "વારુ, ત્યારે ભીખારીને પરણાવજો પેલા હરિલાલને એટલા માટે મારી પાસે મદદ અપાવી હશે ? તો શા માટે કબૂલ નથી કરતા કે પ્રિયંવદાને તમે જ ચડાવી રમેશનુ અપમાન કરાવ્યુ !"

થોડીવાર બન્નેએ મૌન રાખ્યુ. ધીરજલાલ ફરીથી બોલ્યા.

"ગંગારામ શેઠને મે વચન આપ્યું છે, અને તેમણે રમેશને વિલાયત ભણવા મોકલવાનુ વચન આપ્યુ છે. આનાથી વધારે તમારે મા–દીકરીને શુ જોઇએ છે ?"

પ્રિયવદા આવી. "પપ્પા, કડવો વદો બોલે ?"

પુત્રીને જોઇ માબાપ શાન્ત થયા ધીરજલાલે પ્રિયવદાને પટાવવા પ્રયત્ન કરવા માંડયો "કડવો વદો બહુ ચીકણો ન થાય તો બોલે."

"અમારે મા દીકરીને શુ જોઇએ છે તે પૂછો છો ? પણ અમારે બન્નેને એક જ જોઇએ છે એની તમને શી રીતે ખબર પડી ?"

"એટલે ?" ધીરજલાલે ચડની ચીડ રોકવાનો પ્રયત્ન કરતા ઉદ્ગાર કાઢયો.

"તમે મને હું અણુસમજણી હતી ત્યારથી જ કહેવા માડ્યુ હતું કે મરજીમા આવે તેને પરણવું આપણા લગ્નના બધન ઘણા કઠણ છે એવી પણ તમે અનેકવાર ચર્ચાઓ કરો છો તો પછી શા માટે રમેશ જેવા બુલડૉગને પરણવાનું મને કહો છે ?" પ્રિયવદાએ સહજ શાન્તિથી કહ્યુ

ધીરજલાલ ચીડાયા "તે કાલે રમેશનુ અપમાન કર્યુ હતુ ખરૂ ને ? ધક્કા મારવાની ધમકી આપી હતી એ સભ્ય કુટુબના ફરજદનુ લક્ષણ કહેવાય ?"

પ્રિયવદા પિતાની સામે ઉભી હતી તે માની સોડમા ભરાઈ ગઈ જ્યારે જ્યારે ધીરજલલ ખરેખર રોષમા આવતા ત્યારે પ્રિયવદા સહજ પશુલાગણીથી માનો આશ્રય શોધતી. પ્રિયવદાએ

કાંઈ જવાબ ન આપ્યો એટલે ધીરજલાલ વધારે ચીડાયા અને ફરીથી એ પ્રશ્ન પૂછ્યો પ્રિયવદા છેડાઇ.

"હુ સભ્ય કુટુમ્બનુ ફરજંદ છુ કે નહિ તે હુ શુ જાણું તે તમે જાણો ! પણ સભ્ય કુટુમ્બનુ ફરજંદ પોતાના ઘરના આગણામા કોઇ ફામી આખલો આવે તો જરૂર ધોકા મારી બહાર કાઢે મેં રમેશને ધોકા ન માર્યા એટલા પૂરતી હુ સભ્ય કુટુમ્બનુ ફરજંદ નહિ ?" પ્રિયવદા બોલવાના વેગમા ચડી હતી, અને તેની જીભ કાતરની માફક ચાલતી હતી

ચચળબાઇએ તેનો હાથ દબાવી બોલતી રોકી, અને ધીરજલાલને શાન્ત કર્યા.

ચચળબાઇ–"પણ હવે ત્યારે કરવુ છે શું ? રમેશને ન પરણાવીએ તો શુ ? હરિલાલ ગરીબ છે એટલે શુ થયું ? તમારે વિલાયત જઇ આવેલા વરને પરણાવવી હોય તો આપણે હરિલાલને વિલાયત મોકલીશું."

"જેવી તમારી ગરીબની જાત તે ગરીબ જ ગોધે !" ધીરજલાલથી વળી બોલી જવાયુ.

"હું રમેશને કદાપિ નહિ પરણું" પ્રિયવદા લાલચોળ થઇ બોલી અને ઊભી થઇ જવા લાગી.

ધીરજલાલ ધ્રૂજી ઊઠયા ઊભા થઇને પ્રિયંવદાનો હાથ ઝાલી ઊભી રાખી. પ્રિયંવદા બોલી ઊઠી "લો મારો તમે ; બધા એક સરખા પશુઓ છો !"

ધીરજલાલે હાથ છોડી દીધો અને ચચળબાઇને કહ્યું "રમેશને નહિ પરણાવો તો તમારી નાતમા આ છોકરીને કોઇ નહિ પરણે"

ધીરજલાલ ચીડાઈને ખંડની બહાર જવા ઊભા થયા.

ચંચળબાઈ વિના ઘુંટડા ગળી જઈ બોલ્યાં· "એની તમે ચિન્તા ન કરશો. હરિલાલ પરણવા ખુશી છે. પ્રિયંવદા બહાર જા"

પ્રિયવદા ખંડ બહાર ગઈ.

"તમે શું કરવા પ્રિયંવદાને એની મરજી વિરુદ્ધ પરણાવવા ઇચ્છો છો ? શ્રીમંતને ત્યાં જ દીકરી સુખી થાય એમ શું કરવા માનો છો ?" ચંચળબાઈએ આજીજી કરી.

ધીરજલાલ પાછા ફરી ખુરશી ઉપર બેઠા. "તમે મારા ઘરમાં દુખી થયા છો ? તમને શ્રીમંતો ઉપર તિરસ્કાર છે એ હું જાણું છું. પણ એ શા માટે છે તે હું સમજી શકતો નથી.

"તે હું એ સમજી શકતી નથી પણ શ્રીમંત માણસ એની શ્રીમંતાઈની પાર જઈ શકતો નથી, અને ગરીબ માણસને માણસાઈથી ચાહી શકતો નથી" ચંચળબાઈએ અજાણતાં જ પોતાના જીવનનો નીચોડ કાઢી બતાવ્યો

ધીરજલાલ ગેડ છત સામું કેટલીક વાર જોઈ રહ્યા. ચંચળબાઈની વાત સાચી લાગતી હતી. પોતાની પત્ની, પોતાના ફરજંદની માતા ગરીબ પિયરની હતી એ વાત મનમાં દાબી દેવા તેમણે અનેકવાર પ્રયત્ન કર્યો હતો, પણ જરાક મતભેદનો પ્રસંગ પડતાં ચંચળબાઈનું મ્હોં પાડી નાખવા એ વાત તે એક કે બીજા રૂપે કહી દેતા ચંચળબાઈના નૈસર્ગિક વહાલનો પોતે એ રીતે બદલો આપતો હતો એ વિચાર તેમને ખૂચ્યો. દીકરીના તોફાને આજે તેના ચિત્તને ક્ષુબ્ધ કર્યું હતું. એ ક્ષોભને લઈને પોતાની આ મલિનતા પણ તેમને જણાઈ આધેડ વયના ધીરજલાલ સામેની

ખુશીએથી ઊઠી આવેલ વચનો ચંચળબાઈ પામેની ખુશીએ બેઠા, અને ચંચળબાઈનો હાથ પોતાના હાથમાં લઈ ચૂમ્યો

"તું કહે એ રીતે પ્રિયવદાનુ લગ્ન કરીશુ. પણ મને ખાત્રી નથી કે પ્રિયવદા કોઈને પણ પસંદ કરશે"

"તે મારૂ કામ" ચંચળબાઈએ ખાત્રીથી કહ્યું.

પુત્રીના લગ્નના પ્રશ્ને માબાપના લગ્નનો એક અંતરાય દૂર કર્યો

૩

પ્રિયવદા અને અને હરિલાલ બાગમા ફરતા હતા બન્ને, ખૂણામા રહેલી લીંમડાની વડી તરફ જતા હતા પ્રિયવદા છૂટથી અનેક પ્રશ્નોની ચર્ચા કરતી હતી, હરિલાલ પણ પ્રિયવદાને માઠું ન લાગે એની સભાળ રાખી રદિયા આપતો હતો

ઓચિંતુ પ્રિયંવદાએ એકદમ હરિલાલ સામુ જોઈ પૂછ્યુ: "તમે કાલેજમા કેલો નીમાયા—એટલે તમે ભણવામા હુશિયાર ખરા પણ તમારૂં શરીર આવુ માયકાંગલા જેવુ કેમ છે?"

આવા પ્રશ્નનો, પતિ બનાના અભિલાષવાળો જુવાન શો ઉત્તર આપે? હરિલાલ હસ્યો. લગ્નના સબધની તાત્વિક ચર્ચા ચાલતી હતી તેમાથી એકદમ પ્રિયવદાએ આ પ્રશ્ન પૂછ્યો હતો. સ્વાભાવિક રીતે જ હરિલાલના મનમા આશા બધાઈ.

"હવે કસરત વગેરે શરુ કર્યા છે એટલે શરીર સરસ થઈ જશે." આ ઉત્તર હરિલાલે આપ્યો ત્યારે પ્રિયવદાને હરિલાલનું મોઢુ મૂર્ખ જેવુ લાગ્યુ.

" તમે પેલા ભવભૂતિનો શ્લોક ટાંકી કહો છો કે પ્રેમનો આધાર બાહ્ય ઉપાધિ-બાહ્ય કારણો ઉપર નથી. પણ મને તો લાગે છે કે પ્રેમનો આધાર બાહ્ય ઉપાધિઓ ઉપર જ હોય છે. આ તમારા જેવા નબળા માણસને શુ કોઇ સ્ત્રી રાજીખુશીથી પરણે ?" પ્રિયંવદાના શબ્દોએ હરિલાલના હૃદયમા વજ્રાઘાત કર્યો ઘડીભર તેની બુદ્ધિ મૂઝાઇ ગઇ. પ્રિયવદા તરફ તેને અભિલાપ હતો તે એ જાણતો હતો, અને અત્યારે પ્રિયંવદાની સાથે બાગમા ફરવાનો ધન્ય પ્રસગ મળ્યો હતો તે સમયે પ્રિયવદાના યૌવનના પરાગથી તે મુગ્ધ થયો હતો. આથી તેની તીક્ષ્ણ બુદ્ધિ પણ વધારે તીક્ષ્ણ થઈ કામ કરતી હતી. પણ પ્રિયવદાના છેવટના શબ્દોએ એને મૂક કરી નાખ્યો.

પ્રિયવદાએ ફરી પૂછ્યુ. " કેમ ખરું કહુ છુ ને તમારો તો દૃષ્ટાંત છે. પણ સારા લગ્ન માટે સ્ત્રી પુરુષના શરીર તો સારા જોઇએ જ ને ?"

" જોઇએ " હરિલાલે મદતાથી જવાબ આપ્યો.

બન્ને લીબડાની ઘટામાં દાખલ થયા. પ્રિયવદા પરિચિત હીંચકા ઉપર બેઠી હરિલાલને ઓટલા ઉપર બેસવા કહ્યુ. જમના એના ઘરમા કાઇક ગીત ગણગણતી હતી તેને બોલાવી.

" આજકાલ લોકગીતોની ફેશન થઇ છે એટલે મારા પપ્પાએ લોકગીતની કેટલીક જગલી લીટીઓ લલકારે છે " પ્રિયવદાએ સ્મિત કરી કહ્યું. " પણ આ જમના એક ગીત ગાય છે તે તમે સાભળ્યુ નહિ હોય ? "

હરિલાલે સ્વસ્થતા પ્રાપ્ત કરી કહ્યુ. " મારે સાભળવુ છે. સારૂ હશે તો કોઇક માસિકમા મોકલીશ "

જમના પેલું 'મારગડો ભૂલી' ગા !" પ્રિયવદાએ આજ્ઞા કરી.

જમનાએ ગાવા માંડ્યું.

વાડામાં જાવતરી વાઇ
પરોઢીએ ટોવાને[1] મોકલી
અરેરે મારગડો ભૂલી !

સાસરીએ સસરોજી ભૂંડા
સાસુડી મારી વેરણ થઇ લાગી
અરેરે મારગડો ભૂલી—

જમના ગાતી હતી અને પ્રિયવદાએ બોલવાનું શરૂ કર્યું "દરેક પરણેલી હિંદુ સ્ત્રીની આ આર્ત હાય છે એમ મારી ભાભીઓના મોઢાથી હું કહી શકું છું. દરેકને એમ જ લાગે છે કે તે "મારગડો ભૂલી' છે "

"પણ એમ શા માટે માનવું ? આપણે ત્યાં સમાજસુધારો થાય એટલે આપણાં ઘણાં દુ:ખો દૂર થાય ?" હરિલાલે કહ્યું.

"દાખલા તરીકે ?" પ્રિયવદાએ પૂછ્યું.

જમનાએ આ બન્નેને ચર્ચા કરતાં જોઇ ગાવાનું બંધ કર્યું, અને એક લીંબડાને ટેકીને ઊભી રહી.

હરિલાલે કહ્યું "દાખલા તરીકે લગ્ન જો પસંદગીથી અને પ્રેમમૂલક થાય તો પછી અસંતોષ ક્યાંથી રહે ?"

પ્રિયવદા હસી પડી "પણ પ્રેમ એ વસ્તુ એવી છે કે જે કોઇ સમજી શકતું નથી એમ તમે કહો છો અને એવી કોઇ

1. ટોવું એટલે પક્ષીને ઉડાડી મૂકવાં,

ન સમજે એવી વાત ઉપર આખા સસારનો પાયો કેમ ચ્ણાય ? વળી આ પ્રેમની વાતમા તો હમેશા સ્રીને ફસાવવાનું હોય છે. માટે જ તે કહે છે 'અરેરે મારગડો ભૂલી !' જમના કેમ ગાતી બધ થઇ ગઇ ?"

"તમે સાભળો ત્યારે ગાઉ ને ? તમે તો વાતો કરવા લાગ્યા!" પોતાના ગીતની ઉપેક્ષા થએલી તે જમનાએ જણાવી

"પણ હું તો સસારસુધારામાં માનુ છું. હિદુસ્થાનને એ વિના સ્વરાજ્ય નહિ મળે" હરિલાલે કહ્યું.

"તે વળી બીજી વાત" પ્રિયવદાએ કહ્યુ. "સસારસુધારામા તમે જે કાઇ ઇચ્છો છો તે હિદુસ્થાનની વસ્તીના મોટા ભાગમા છે."

હરિલાલે ચકિત થઇ પૂછયું : "કેવી રીતે ?"

"કેવી રીતે ? જુઓ સાંભળો સ્રીપુરુષના સબધમા સુધારકો જે છૂટ ઇચ્છે છે તે હિદુસ્થાનની હલકી ગણાતી કોમોમા છે. અને હિદુસ્થાનની વસ્તીનો મોટો ભાગ એમનો છે એ કોમમા સ્રી જો પૂરતી જોરવર હોય તો પુરુષને મારી શકે, તમારા જેવાને તો જરૂર મારે" પ્રિયવદા હસી પડી "વળી સ્રી-પુરુષને ન ફાવે તો વિલાયત કરતા વધારે સહેલાઇથી છૂટાછેડા થઇ શકે એમનામા નિરાધાર વિધવાઓ મોટા ભાગે પુનર્વિવાહ કરે છે ! આનાથી બીજુ તમારા સુધારકોને શુ જોઇએ છે ? તમે કહેશો કેળવણી એ વગેરે છે મુખ્ય વસ્તુ છે એટલે બસ મને તો આખો હિદુ સમાજ આવો હોય તો ગમે !"

હરિલાલ જે પુસ્તકકીટ હતો તે આ બધું સાભળી ચમક્યો. – "તમને આ કોણે કહ્યું ?"

"આ જમાનાની કથની સાભળો. જમનાનો ધણી મારડિયો નીકળ્યો અને એને માર મારતો હતો એટલે એના બાપે ઘેર બોલાવી લીધી, અને હવે બીજે પરણાવશે કહો તમને આ રિવાજ ગમે કે નહિ ?" પ્રિયવદાએ આખો ઝીણી કરી પૂછ્યુ.

હરિલાલ અવાક્ થઈ ગયો ધીમે ધીમે દોલા ઉપર દાલતા યુવાન તનદુરસ્ત મોહક શરીરમાથી કેવા વિચિત્ર ભાવો નીકળતા હતા. પ્રિયવદા જો પરણે અને કાઈ મનભેદ પડે તો પોતાને માર પણ ખાવો પડે એ વિચાર હરિલાલને આવ્યા વિના રહ્યો નહિ તો પણ બહાદુરીથી બોલ્યો "જરૂર, શા માટે નહિ !"

પ્રિયવદા એકદમ બોલી ઊઠી "મને પરણવાની લાલચ છે એટલે હા પાડો છો કે ખરેખર એમ માનો છો ? આપણી વચ્ચે ન બને તો શું તમે મને છૂટથી બીજે પરણવા દો ?"

"એટલે તમે મારી સાથે શરત કરવા માગો છો ? તમને મારા ઉપર પ્રેમ નથી ? મારે નથી પરણવુ." હરિલાલ હારી જઈ બોલ્યો

'અને તમને મારા ઉપર પ્રેમ છે એમ તમે માનો છો ? મૂર્ખ છો ? હુ તમારી ખુશામતનો અર્થ ન સમજુ એવી નથી" પ્રિયવદા ચીડાઈ ગઈ

સામેથી ધીરજલાલ અને ચચળબાઈ આવતા હતા

પ્રિયવદાએ જોરથી હીંચકા ખાવા માડયા હરિલાલ એ શરીરના દર્શનથી વિહ્વલ થયો હતો, પણ એમા રહેલા માનમથી મૂઢ થયો હતો

ચચળબાઈ સફળતાની આશાએ આવ્યા હરિલાલનુ મુખ

જોઇ એમને કાંઇ સમજાયુ નહિ. ધીરજલાલ પ્રિયવદા જે રીતે હીંચકા ખાતી હતી તે ઉપરથી સમજી ગયા કે પ્રિયવદા હજી નથાઇ ન હતી

પપ્પાને જોઇ પ્રિયંવદાએ હીંચકો બંધ રાખ્યો. "પપ્પા, કડવો વદો પરણવા તૈયાર છે પણ તેને કોઈ પરણવા તૈયાર નથી" પ્રિયંવદા ખડખડાટ હસી. ચંચળબાઇ આનો કાંઇ અર્થ ન સમજી શક્યા.

પ્રિયંવદાએ કહ્યુ "પપ્પા, આ નાથાપગીને જમના જેટલી વહાલી છે તેટલી હું તમને વહાલી નથી!"

"તે કેમ જાણ્યું ?" ધીરજલાલે હસતા હસતા પૂછ્યું.

"જુઓ આ જમનાને એનો ધણી દારૂ પીને મારતો હતો એટલે નાથા પગીએ એને પોતાને ઘેર બોલાવી લીધી અને બીજે વળાવવાની જોગવાઇ કરી. એવુ તમે કાંઇ કરી શકો ?" પ્રિય-વદાએ પૂછ્યું.

ચંચળબાઇ મામલો સમજી ગઇ. અને જીંદગીમા કદાપિ પહેલીવાર દીકરી ઉપર ખૂબ ચીડાઇ: "પીયુ, તું બહુ ફાટી ગઇ છુ કેમ કાંઇ મર્યાદા સમજે છે કે નહિ ?"

પ્રિયવદાએ માની આંખ સામુ જોયુ. પોતાના વિચારો સાચા હતા કે નહિ તે તેને સમજાયુ નહિ. તેને થયુ "અરેરે મારગડો ભૂલી !"

બગીચાના આ ભાગમા નવીન ઢબનો સ્વીમીંગ બાથ કરવાનો હોવાથી ધીરજલાલે નાથા પગીને બોલાવી લીબડા કાપી નાખવાનો હુકમ કર્યો.

"પપ્પા, આ લીબડાઓને હુ પરણી છુ. એટલુ જૂનુ રહેવા દો ! હું હીચકા ક્યા ખાઇશ ?"

ચચળબાઇએ ચીડાઇને કહ્યુ "નહિ કાલેને કાલે એ કપાવી નાખો હવે એને કાઈ પણ છૂટ આપવાની નથી"

પ્રિયવદા ચકિત થઇ ગઇ

"પપ્પા, હુ પેલા બુલડોગને પરણીશ. અથવા તમે કહેશો એ કૂતરાને પરણીશ પણ આ લીબડા રાખજો, અને જ્યારે મારો ધણી મને મારશે ત્યારે અહીંયા આવી હીચતી હીચતી ગાઇશ કે–

અરેરે મારગડો ભૂલી–
અરેરે મારગડો ભૂલી–

# બે મુલાકાતો

શ્રી રામનારાયણ વિ. પાઠક

જેલના મોટા દરવાજા બહાર અનેક સ્ત્રીપુરુષો પોતાના સ્વજનની મુલાકાત લેવા આવેલા છે અત્યંત ઉત્સુક નજરથી તે સર્વ, જાડા સળિયાથી અને અંદરના અંધારાથી લગભગ અપારદર્શક થઈ ગયેલા દરવાજાની અંદરના ભાગમાં નજર નાખે છે. કોઈ દરવાજાની પાસે આમથી તેમ ફરે છે, કોઈ મેડી ઉપરની બારી તરફ જુએ છે. કોઈ રાહ જોવાના કંટાળાનો સમય કાઢવા જેલની અને જેલની બહારની વાતો કરે છે, જેને મળવા આવેલ છે તેના વખાણ કરે છે, કોઈ અમલદારોને શાપ આપે છે, કોઈ તેમના અન્યાયની કડવા શબ્દોમાં ફરિયાદો કરે છે, કોઈ કોઈ વાર પૈસાદારો મોટર કે ગાડીમાંથી ઊતરી કડિયા લાવી અંદર ખબર

આપે છે, ત્યારે એક ઝાડ નીચે લોટામા પીવાનું પાણી ભરીને બેઠેલી, સાદા ગામડિયા લૂગડા પહેરેલી ડોશી વારવાર દરવાજા સામે જોતી વધારે દીન બનતી ન સભળાય તેવા નિશ્વાસો નાખે છે પણ આ બહારના માણસોની લાગણીની જાણે જરા પણ પરવા કર્યો વિના જેલનુ કામ ચાલે છે. બહારની મુક્ત હવા પણ એકવાર અટકાયત વિના, એકવાર બધાયા વિના, અદર ન જઇ શકે એજ જેલનુ મુખ્ય કામ હોય તેમ, બન્ને સામસામા દરવાજા એક સાથે ઉઘાડા ન રહી જાય તેને માટે સૌથી વધારે ધ્યાન અપાતુ હતુ. કોઇવાર બહારનો દરવાજો ખૂલતો પણ તે માત્ર અદરના કેદીઓને બહાર કામ ઉપર લઇ જવા અથવા બહારથી કામ કરી આવેલા કેદીઓને અદર લઇ જવાને, અને તે વખતે પીળી ટોપીવાળા અભણ વોર્ડરની 'ગિનતી'ની ધમાલ એટલા ભાગમાં પસરી જતી દર ક્ષણે 'ગિનતી' થતી, કેટલા ગયા કેટલા બાકી રહ્યા, તેના હિસાબની ભૂલ, ભૂલની આશકા, કોઇ ઓફિસરના આવવા કે જવા વખતની, અનેક વાર મારી મારીને બરાબર પઢાવી દીધેલી સલામો, અદરના ચાલતા પખા, મોટેથી ઉચ્ચારતા હુકમો અને તેનો તેથી વધારે આડે ત્યાં અન્ય કોઇ વ્યાપારને અવકાશ નહોતો.

અંતે વિનાયકનુ નામ બોલાયુ એટલે એ ડોશી લોટો હાથમા લઇ ઉભી થઇ, દરવાજાની બારે જાળી એક પીળી ટોપીવાળાએ ઉઘાડી, ડોશી અદર ગઇ, અને એ બારી પાછી ધીમે રહીને દેવાઇ ગઇ. ડોશીથી અજાણતાં એ દેવાતી બારી તરફ શકાની નજરથી જોવાઈ ગયુ. પીળી ટોપીવાળા વોર્ડરે આ જોઇને દરવાજાની અદરની એક ઓરડી બતાવતાં જેલની ભાષામા કહ્યુ "લા બેઠો." જેમ જેલ સમાજની બહાર છે તેમ જેલની ભાષા પણ સમાજની બહાર છે. ડોશી એ સામાન ભરેલા ઓરડાના બારણા તરફ જોતા બેઠા એટ-

લામા જેલની વિધિ પ્રમાણે અંદરના દરવાજાની બારી ઉઘડી ને વિનાયક આવ્યો જાણે તેના શરીરને પણ સળિયાની જાળીમાં જકડી લેવુ હોય તેમ તેના પહેરણ અને ટૂંકી ચોરણી ઉપર કદરૂપી મોટી ચોકડીની ગળિયલ ભાત હતી. આ વિચિત્ર પહેરવેષ જોઈને તેની માથી એકવાર તો દબાયેલા સ્વરે "બાપુ વીનુ" એવી હાય નખાઇ ગઇ. વીનુએ આશ્વાસનથી કહ્યુ. "આવો બા! હું મજામા છુ."

"બાપુ તારૂં શરીર તો સારૂ છે ને?"

"હા, બા, મારી ફિકર કરશો નહિ"

"તને ખાવાનુ તો ફાવે છે ને!" ખવરાવવુ પોષવુ એ અનેક યુગોની સાધનાથી માતાના જીવનમા જેટલુ રહસ્યભુત પવિત્ર અને ભવ્ય થયુ છે તેટલુ બીજા કોઇના જીવનમાં નથી થયું. પત્નીને પણ 'ભોજ્યેષુ માતા' થવુ પડે છે.

"હા! બા મને મજા પડે છે!"

"તને શુ ખાવા મળે છે!"

"રોટલા દાળ શાક બધું મળે છે. અને સવારમાં કાંજી મળે છે તે તો એટલી સરસ હોય છે કે મને લાગે છે કે આપણે ઘેર પણ દાખલ કરવી જોઇએ"

"મે તો સાભળ્યું કે રોટલામા સરકાર સીમેન્ટ નંખાવે છે." શરૂઆતમા રોટલામા કાકરી આવતી હતી તેનો લોકકલ્પનાએ આવો ખુલાસો કર્યો હતો "નારે બા! એવુ હોય? મારૂ તો અહી વજન પણ વધ્યુ છે"

'વજન' શબ્દ આવ્યો એટલે આ વાતચીત ઉપર જે કારકુનને ચોકી રાખવા મૂકયો હતો તે એકદમ નિદ્રામાંથી જાગૃત થઇ બોલી ઉઠયો !

"વજનની વાત ન કરો."

વિનાયકે કહ્યું "પણ હું વજન ઘટયાની વાત નથી કરતો. વજન વધ્યાની તો વાત કરાય ને?"

જેલના કારકુને હા પાડી જેલમાં વજન વધ્યાની વાત થઇ શકે અને ઘટયાની ન થઇ શકે એ કાયદાના અમંગલ અર્થથી વીનુની મા ફફડી ઉઠી મૂઝવણમા તેની વાત કરવાની શક્તિ કુંઠિત થઇ ગઇ અને તેણે શી શી વાતો કરવાનું નક્કી કર્યું હતું તે સંભારવા લાગી વીનુએ કહ્યું ! "કેમ બા, શો વિચાર કરો છો?" તેની બાએ વિચાર કર્યા વિના જ પૂછ્યું "તારે અહીં રહેવાનું કેવું છે? ઓઢવાનું પૂરૂ મળે છે કે નહિ?"

વીનુ "હા બા" પૂરૂ કહી રહે તે પહેલા કારકુને ઉમેર્યું : "તમે તકરારી છો, તમારી મુલાકાતનો વખત પૂરો થયો છે ઉઠો"

વીનુ અને તેની બા બન્ને ઉભા થયા. માતા પોતાના એકના એક દીકરાની આ હાડછેડથી તદ્દન દીન બની ગઇ હતી હજી તેને દીકરાને મળવાની ઉત્કંઠા જરાએ પૂરી થઇ નહોતી

ઓરડીના પગથિયા પર આવતા વીનુએ કહ્યું !

"લ્યો બા હવે જાઓ" પણ માતાની પ્રેમભરી દીન દૃષ્ટિથી તે એક તસુ પણ ચાલી શકયો નહિ અનેક રીતે મૂઝાયેલી માતા કોઈ નિગૂઢ બળોથી પ્રેરાએલી એકદમ વીનુને મોઢે ગાલે અને ગળે હાથ પાળવા માંડી

લામાં જેલની વિધિ પ્રમાણે અંદરના દરવાજાની બારી ઉઘડી ને વિનાયક આવ્યો. જાણે તેના શરીરને પણ સળિયાની જાળીમાં જકડી લેવું હોય તેમ તેના પહેરણ અને ટૂંકી ચોરણી ઉપર કઢંગી મોટી ચોકડીની ગળિયલ ભાત હતી. આ વિચિત્ર પહેરવેશ જોઈને તેની માથી એકવાર તો દબાયેલા સ્વરે "બાપુ વીનુ" એવી હાય નખાઈ ગઈ. વીનુએ આશ્વાસનથી કહ્યું. "આવો બા ! હું મઝામાં છું."

"બાપુ તારૂં શરીર તો સારૂં છે ને ?"

"હા, બા, મારી ફિકર કરશો નહિ."

"તને ખાવાનું તો ફાવે છે ને !" ખવરાવવું પોષવું એ અનેક યુગોની સાધનાથી માતાના જીવનમાં જેટલું રહસ્યભૂત પવિત્ર અને ભવ્ય થયું છે તેટલું બીજા કોઈના જીવનમાં નથી થયું. પત્નીને પણ 'ભોજ્યેષુ માતા' થવું પડે છે.

"હા ! બા મને મઝા પડે છે !"

"તને શું ખાવા મળે છે !"

"રોટલા દાળ શાક બધું મળે છે. અને સવારમાં કાંજી મળે છે તે તો એટલી સરસ હોય છે કે મને લાગે છે કે આપણે ઘેર પણ દાખલ કરવી જોઈએ."

"મેં તો સાંભળ્યું કે રોટલામાં સરકાર સીમેન્ટ નખાવે છે." શરૂઆતમાં રોટલામાં કાંકરી આવતી હતી તેનો લોકકલ્પનાએ આવો ખુલાસો કર્યો હતો. "ના રે બા ! એવું હોય ? મારૂં તો અહીં વજન પણ વધ્યું છે."

"લ્યો બા ત્યારે હવે તમે જાઓ" એમ વીનુ બોલતો રહ્યો અને "બેટા આવજે હો" એવું અર્થ વગરનું વાક્ય બોલતા બોલતા માતાએ કેટલીએ વાર પંપાળ્યા જ કર્યું.' આ દેવોને દુર્લભ દૃષ્યથી કંઈક જેલનો કારકુન પણ પીગળ્યો કે શું, ઘણીવાર સુધી, ગાય વાછરડાને ચાટે તેમ, માતા પુત્રને પંપાળતી રહી થોડીવારે કંઈક તૃપ્તિ થઈ હોય તેમ પંપાળતી રહી જઈ, વર્તમાન સ્થિતિ સમજી વીનુથી જુદા પડતા તેણે કહ્યુ ! "બેટા આવતે વખતે દિવાળીને લેતી આવુ ? તેને બહુજ મન છે."

વીનુએ માતાને આ વિચિત્ર સ્થિતિમા જેમ પંપાળવા દીધું હતુ તેજ આધીનત્વથી તેણે હા પાડી દીધી.

"બાપુ જાળવીને રહેજે" કહી માતા ચાલી ગઈ. બારણા આગળ તેને બારી ઉઘાડી આપી નહિ તેથી તે ઊભી રહી. સામેની બારીમાથી વીનુને બહાર કાઢતા હતા એટલે તેને રોકી હતી આ કાયદાથી ફરી માએ દિકરાને જેયો દિવાળીને આવવાની રજા આપી એ ડહાપણ કર્યું કે નહિ તેના વિચારમા વીનુ નીચે જોઈ ચાલતો હતો, માતા તે સમજી પણ ખરી, પણ દિવાળીને લાવી શકાશે તેના ઉત્સાહમા ચાલી ગઈ

ગરીબ બિચારો વીનુ ! ત્રણ વરસ ઉપર માના વાત્સલ્ય ભર્યા હઠ આગળ તે પીગળી ગયો હતો તેમ તે આ વખતે બીજી વાર પીગળ્યો અને તેણે પોતાની પત્નીને મુલાકાતે આવવા દેવાની હા પાડી ! તે મુબઈ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હતો. પેસે ટકે સાધારણ હતો. તેને નાનો મૂકીને તેનો પિતા દેવલોક પામ્યો હતો અને માતાએ કેટકેટલી આશાએ તેને ઉછેર્યો હતો. પણ એટલા માટે તેને ગરીબ બિચારો કહેવા જેવુ નહોતુ આ બધુ તેણે સ્વાભાવિક રીતે જ સહન કર્યું હતુ, ઊલટે, આ મુશ્કેલીઓએ તો તેનુ ચારિત્ર

ઘડયુ હતું, તેને મજબૂત, મહત્વાકાક્ષી અને દૃઢ મનનો બનાવ્યો હતો પણ છેલ્લા થોડા વરસથી તેના જીવનને અને મનને સોસરું વીંધી એક શલ્ય પીડતુ હતુ અને તે જે જાણતો હોય તેનાથી તે યાદ આવતા જરૂર 'ગરીબ બિચારો વીનુ' એમ કહેવાઇ જાય !

નાનપણથી માદિકરાને સારૂ બનતુ મા દિકરાને મોટો સુખી અને શક્તિશાળી જોવા ઇચ્છતી અને હજી સુધી દિકરાએ માતાને કશામા નિરાશ કરી નહોતી. પણ જુવાન વયમા અને તે સાથે કૉલેજમા પ્રવેશ કરતા તેના મહેચ્છાના વિચારો જેમ અનેક વિષયોમા વળ્યા, પ્રસર્યા, તેમ લગ્ન તરફ પણ વળ્યા. તેને પોતાને જાહેર જિંદગીમા ઝુકાવવાનો શોખ થતો જતો હતો,' તે સાથે તેને પોતાની ચર્ચામા સહકાર આપે, તેના અર્ધાંગને દીપાવે, અને રસથી તેનો થાક ઉતારે, તેની મહેચ્છા પાર પાડવામા ઉત્સાહ આપે, એવી એક પત્નીની પણ ઝાખી કલ્પના થતી જતી હતી. જુવાનની કલ્પના અનુભવહીન, પોકળ હોય છે. વિનાયકને પોતાની આદર્શભૂત સ્ત્રી જેમ સ્થૂલ શરીરે કેવી હોય તેનો ખ્યાલ નહોતો, તેમ કયા વિશેષ ગુણોથી પત્ની તેને એવો સહચાર આપી શકશે તેનો પણ ખ્યાલ નહોતો, માત્ર તે પોતાની પત્ની પોતાની મેળે પસંદ કરવાનુ ઇચ્છતો હતો—જો કે પત્ની કેમ પસંદ કરવી તે પણ જાણતો નહોતો

વીનુની માતા જેમ વીનુને ભણવાની સગવડ કરી આપતી, તેના કપડાની, ખાવાની સગવડ કરી આપતી, તેમ જ વીનુ જુવાન થતો લાગ્યો કે તરત જ તેણે વીનુને માટે કન્યાની શોધ કરવા માડી. આવી બાબતમા દિકરાને પૂછવાની કે તેની ઇચ્છા જાણવાની જરૂર હોય એવો તેને તર્ક પણ ન આવ્યો નાતની એક સારા કુટુંબની થોડુ ગુજરાતી ભણેલી છોકરીની સાથે તેણે સગાઇ કરી દીધી,

"લ્યો બા ત્યારે હવે તમે જાઓ" એમ વીનુ બોલતો રહ્યો અને "બેટા આવજે હો" એવુ અર્થ વગરનું વાક્ય બોલતા બોલતા માતાએ કેટલીએ વાર પંપાળ્યા જ કર્યું.' આ દેવોને દુર્લભ દૃશ્યથી કંઇક જેલનો કારકુન પણ પીગળ્યો કે શું, ઘણીવાર સુધી, ગાય વાછરડાને ચાટે તેમ, માતા પુત્રને પંપાળતી રહી થોડીવારે કંઇક તૃપ્તિ થઇ હોય તેમ પંપાળતી રહી જઇ, વર્તમાન સ્થિતિ સમજી વીનુથી જુદા પડતા તેણે કહ્યુ ! "બેટા આવતે વખતે દિવાળીને લેતી આવું ? તેને બહુજ મન છે"

વીનુએ માતાને આ વિચિત્ર સ્થિતિમા જેમ પંપાળવા દીધું હતું તેજ આધીનત્વથી તેણે હા પાડી દીધી.

"બાપુ જાળવીને રહેજે" કહી માતા ચાલી ગઇ. બારણા આગળ તેને બારી ઉઘાડી આપી નહિ તેથી તે ઊભી રહી. સામેની બારીમાથી વીનુને બહાર કાઢતા હતા એટલે તેને રોકી હતી આ કાયદાથી ફરી માએ દિકરાને જોયો દિવાળીને આવવાની રજા આપી એ ડહાપણ કર્યું કે નહિ તેના વિચારમા વીનુ નીચે જોઇ ચાલતો હતો, માતા તે સમજી પણ ખરી, પણ દિવાળીને લાવી શકાશે તેના ઉત્સાહમા ચાલી ગઇ

ગરીબ બિચારો વીનુ ! ત્રણ વરસ ઉપર માના વાત્સલ્ય ભર્યા હઠ આગળ તે પીગળી ગયો હતો તેમ તે આ વખતે બીજી વાર પીગળ્યો અને તેણે પોતાની પત્નીને મુલાકાતે આવવા દેવાની હા પાડી ! તે મુબઇ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હતો. પૈસે ટકે સાધારણ હતો. તેને નાનો મૂકીને તેનો પિતા દેવલોક પામ્યો હતો અને માતાએ કેટકેટલી આશાએ તેને ઉછેર્યો હતો. પણ એટલા માટે તેને ગરીબ બિચારો કહેવા જેવું નહોતુ. આ બધુ તેણે સ્વાભાવિક રીતે જ સહન કર્યું હતું, ઊલટુ, આ મુશ્કેલીઓએ તો તેનુ ચારિત્ર

ઘડ્યું હતુ, તેને મજબૂત, મહત્ત્વાકાંક્ષી અને દૃઢ મનનો બનાવ્યો હતો પણ છેલ્લા થોડા વરસથી તેના જીવનને અને મનને સોંસરું વીંધી એક શલ્ય પીડતુ હતુ અને તે જે જાણતો હોય તેનાથી તે યાદ આવતા જરૂર 'ગરીબ બિચારો વીનુ' એમ કહેવાઈ જાય !

નાનપણથી માદીકરાને મારું બનતુ. મા દીકરાને મોટા સુખી અને શક્તિશાળી જોવા ઇચ્છતી અને હજી સુધી દીકરાએ માતાને કશામાં નિરાશ કરી નહોતી. પણ જુવાન વયમા અને તે સાથે કૉલેજમા પ્રવેશ કરતા તેના મહેચ્છાના વિચારો જેમ અનેક વિષયોમા વળ્યા, પ્રસર્યા, તેમ લગ્ન તરફ પણ વળ્યા. તેને પોતાને જાહેર જિંદગીમાં ઝુકાવવાનો શોખ થતો જતો હતો,' તે સાથે તેને પોતાની ચર્ચામા મદદગાર આપે, તેના અર્ધાંગને દીપાવે, અને શ્રમથી તેનો થાક ઉતારે, તેની મહેચ્છા પાર પાડવામા ઉત્સાહ આપે, એવી એક પત્નીની પણ ઝાંખી કલ્પના થતી જતી હતી. જુવાનની કલ્પના અનુભવહીન, પોકળ હોય છે. વિનાયકને પોતાની આદર્શભૂત સ્ત્રી જેમ સ્થૂલ શરીર કેવી હોય તેનો ખ્યાલ નહોતો, તેમ કયા વિશેષ ગુણોથી પત્ની તેને એવો સહચાર આપી શકશે તેનો પણ ખ્યાલ નહોતો; માત્ર તે પોતાની પત્ની પોતાની મેળે પસંદ કરવાનુ ઇરાદો હતો—જો કે પત્ની કેમ પસંદ કરવી તે પણ જાણતો નહોતો

વીનુની માતા જેમ વીનુને ભણવાની સગવડ કરી આપતી, તેના કપડાંની, ખાવાની સગવડ કરી આપતી, તેમ જ વીનુ જુવાન થતો લાગ્યો કે તરત જ તેણે વીનુને માટે કન્યાની શોધ કરવા માંડી. આવી બાબતમા દીકરાને પૂછવાની કે તેની ઇચ્છા જાણવાની જરૂર હોય એવો તેને તર્ક પણ ન આવ્યો. નાતની એક સારા કુટુંબની થોડું ગુજરાતી ભણેલી છોકરીની સાથે તેણે સગાઈ કરી દીધી,

વીનુ કૉલેજમાં હતો તે જ વખતે સગાઇ બજાવી દીધી અને વીનુ ઘેર આવ્યો ત્યારે તેને કંસાર જમાડતા આ વાત કરી. વિશ્વાસથી ચાલતા કાંટો ભોંકાય ને માણસ ચમકે તેમ વીનુએ ચમકી કહ્યુ ! "પણ મને પૂછવુ તો હતુ." ચતુર માતા કારણ સમજી નહિ પણ એટલું તો સમજી કે વીનુને અત્યંત દુ ખ થયુ છે તેણે વહુના થોડાં વખાણ કરી જોયાં, તેને એણે જોઇ છે એમ યાદ આપ્યું, પણ કશાથી વીનુને કળ વળતી નથી એમ જાણી, તે વખતે વાતને ખાઇ ગઇ. રજાઓમા ફરી એ વાત કાઢી નહિ વીનું ઘણુ મૂંઝાયો પણ શું કરવું તેનો રસ્તો નહિ જડવાથી તેણે પણ ફરી એ વાત ઉચ્ચારી નહિ.

માણસ અણગમતી વસ્તુનો નિકાલ લાવતા જાણે ડરે છે, અને તેથી નિકાલની મુદત પાડયા કરે છે પણ સમજતો નથી કે વખત તેના ગેરલાભમા વહે છે. એક વરસ પછી રજાઓમાં કન્યાના પિતાએ લગ્ન લીધા ત્યારે તેણે જોયું કે પરિસ્થિતિ એટલે સુધી પહોંચી છે કે તેની સામે તે એક પણ પગલાનો વિચાર કરી શકે નહિ છેવટે મૂઝાઇને તેણે માતાને કહ્યું "મારે નથી પરણવુ"

"પણ બેટા, હવે તો દસ જ વર્ષો બાકી રહી છે. કંકોતરીઓ લખાઇ ગઇ છે. વડીપાપડ થઇ ગયા છે. હવે ના ન પડાય"

વીનુ માની સામે માત્ર ફરી એ જ નકાર બોલવા ઉપરાંત કાંઇ કરી શક્યો નહિ.

માતાએ સાચી સરલતાથી તેને ફેરવી ફેરવીને પૂછ્યું, "ત્યારે તારે કોને પરણવું છે ? શુ નથી જ પરણવુ ? આ વિવાહમા શું

ખોટું છે ?" પણ તેને આ પ્રશ્નો નીચે રહેલ માનસ અને પોતાની વિચાર કરવાની પદ્ધતિમાં એવડો મોટો ફરક લાગ્યો કે તે કશાનો જ ઉત્તર આપી શક્યો નહિ. ખરી રીતે આ બધા સવાલોના ઉત્તરો તેની પાસે હતા પણ નહિ તેને તો માત્ર પોતાની પસંદ કરેલી સ્ત્રીને પરણવું હતું અને એ ઉત્તર તે આપી શકે તેમ નહોતો. આપે તો પણ તેની મા તે સમજી શકે તેમ નહોતી એ તે જાણતો હતો.

છેક પરણવાના દિવસ સુધી તેણે ના પાડયા કરી અને બીજી બાજુ પરણવાને માટે જ જાણે આખી સૃષ્ટિ કામ કરી રહી હોય એમ તેને લાગતું હતું. છેવટને દિવસે માતાએ વાત્સલ્યથી દિકરાને હાથ ફેરવીને કહ્યું,

"મારા સમ જો બોલે તો આટલું માની જા મારા દીકરા મીંઢળ બાંધવા દે."

વીનુ નાનો હતો અને તેને બહાર રમવા જવાનું ઘણું જ મન હોય, પણ 'જો મારા દિકરા, જરા તપેલું લઇ આવ તો' એમ તેની મા કહે, અને રમવાની વૃત્તિ જરા રોકી તે તપેલું લઇ આવતો, તેમ જ, તે જ અધીનતાથી તેણે મીંઢળ બંધાવ્યું અને ત્રણ દિવસમાં તો લગ્ન થઇ ગયાં !

માણસ ઘણીવાર લાંબા ચાલતા બનાવનું માત્ર મુખ દેખી શકે છે, આખો બનાવ દેખી શકતો નથી માણસ સ્થલમાં જેટલું લાંબું જોઇ શકે છે તેટલું પણ કાલમાં જોઇ શકતો નથી પરણી રહ્યા પછી જ વીનુને સમજાયું કે લગ્ન, બે ત્રણ દિવસ, મા કે બ્રાહ્મણ કહે તેટલું કરી લઇ છુટી જવાનો બનાવ નથી, પણ જીંદગીભર ચાલતો બનાવ છે અને એ તેને સમજાતું ગયું તેમ

તેમ તેની મૂઝવણ વધતી ગઇ. આ મુંઝવણથી તેને પત્નીનુ દર્શન પણ અકારૂં થઇ ગયુ, દિવાળી નામ પણ જુનવાણી લાગ્યું. પોતે કરેલા કાર્યના પરિણામે, તેને પત્ની તરફ કાંઇ કર્તવ્ય કે ફરજ છે એમ તેનું મનજ ન માની શક્યું, અને આ સઘળી કઢોડી સ્થિતિના કારણરૂપ તેની મા તરફ તેને ધીમે ધીમે કંટાળો આવતો ગયો. તે પોતે સમજી શક્યો કે તેનો મા તરફનો પ્રેમ ઘટતો જતો હતો, તે ઘણીવાર કેવળ કર્તવ્ય બુદ્ધિથી માની સાથે વર્તતો હતો. આથી તેને દુઃખ થતુ હતું પણ મા તરફનો જૂનો પ્રેમ પાછો આવતો નહોતો. બન્ને વચ્ચે જાણે કોઈ અદૃશ્ય પડદો આવી ધીમે ધીમે વધારેને વધારે અપારદર્શક થતો જતો તેને લાગતો હતો

જેમ નજીક નજીકના બે ઘરો વચ્ચે ધીમે ધીમે વાધો પડે, તે ઊંડું ને ઊંડુ ઊતરતુ જાય, અને બન્ને ઘર એક બીજાને દુરાસાદ્ય અને અનાસાદ્ય થઇ જાય, તેમ બન્ને વચ્ચે અંતર વધતુ જતું હતુ. કોઇનો પણ દોષ ન હોય છતા જાણે સર્વને માઠું લાગ્યું હોય, સર્વ અપ્રસન્ની હોય, કોઇને ખબર ન હોય એવા કોઈ જાણે બધા દુખી હોય, તેમ આ ઘરનો વ્યવહાર ચાલવા માડયો.

વીનુ બી. એ. થયો, નોકરીને માટે તે કંઇક વિચાર કરે એટલામા ગાંધીજીએ મીઠાના કૂચ કરી અને આખો દેશ ખળભળી ઊઠયો વીનુએ આ જંગમા તરત ઝુકાવ્યુ. કુટુંબનો ભાર આટલે વગ્મે ઉતારી દિકરાની કમાણીનો ટેકો લેવાનો વખત આવ્યો ત્યારે જ વીનુએ ઘરનો ત્યાગ કર્યો તેથી માતાને ઘણુ માઠું લાગ્યુ. પણ તે અજ્ઞાત રીતે જાણી ગઇ હતી કે વીનુને સમજાવી શકાશે નહિ.

જેલની પ્રથમ મુલાકાતે, એ અમાનુષ વાતાવરણમા વીનુની માતાનું વાત્સલ્ય ફરી એક વાર પ્રગટી ઊઠ્યું, અને વીનુ પણ

તેમા અધીન થઇ નાખો. બે વરસ ઉપર તેણે જેમ વિચાર્યા વિના બીકળ બંધાવવાની હા પાડી હતી, તેમ તેણે ફરીવાર દિવાળીને મુલાકાતે આવવાની રજા આપી

વીનુની વહુ તરફની ઉદાસીનતાથી માતાને વહુ તરફ અત્યન્ત વહાલ રહેતું હતું. જેલમાથી મળવા જવાની વીનુએ આપેલ રજાથી કંઇક ઉત્સાહમા બન્ને પાછા ઘરનુ કામ કરવા લાગ્યા.

એક દિવસ બપોરના વીનુના ગામમા એક અપૂર્વ બનાવ બન્યો વીનુના ઘર આગળ થોડે દૂર 'ઇનકિલાબ ઝિન્દાબાદ'ની બૂમો ઘણા જ ઝનુનથી બોલાતી સભળાવા લાગી. દિવાળીને પતિ કેદમાં ગયા પછી, આ હીલચાલ અને તેમા ભાગ લેતી વ્યક્તિઓ તરફ સ્વાભાવિક કૌતુક થયું હતુ શેરી ઉપર પડતી અગાસીએ તે જોવા ગઇ એક યુવાનોનુ ટોળુ આ બૂમો પાડતુ પાડતુ ઘર તરફ આવતુ તેણે જોયુ. ટોળામા સૌથી આગળ યુવાન મોટા વાસડા ઉપર ત્રિરગી વાવટો લઇ ચાલતો હતો. હવે બૂમો બંધ કરી બધા યુવાનોએ ગાયુ :

ઝડા ઊચા રહે હમારા !

દિવાળી જોતી હતી એટલામાં બીજી તરફથી પોલીસનુ ધાડુ આવ્યુ. જાણે કોઇ ગયા ભવનું વેર હોય તેમ તેણે યુવાનો ઉપર ધમારો કર્યો. સૌથી પહેલો ફટકો ઝડો લઇ આવનાર પર પડયો. પણ તે મજબૂત અખાડિયાએ હાથમાથી વાસડો છોડયો નહિ. જ્યારે વાસડો ઝાલી રાખવો પણ અશક્ય થયો ત્યારે તેણે બીજા અખાડિયાને આપ્યો

હવે પોલીસોએ જાણે એ જ મુખ્ય ધ્યેય હોય તેમ ઝડાધારીને મારવા માડયુ આખ કબૂલ પણ ન કરે તેટલામા એક સામટા ત્રણ ચાર પોલીસ એક પર ચડી જતા ને ઝડાધારી અશક્ત

બનતાં બીજાને ઝંડો આપતો એટલે ફરી મકલાતા મકલાતા, ગાળોદાગ વિજય દર્શાવતા તે બીજા પર ચડી જતા. થોડી જ વારમા એક પછી એક ઘણા જુવાનો પડયા હવે માત્ર એકાદ જ બાકી રહ્યો હશે. પોલીસો આ છેવટનો વિજય નજીક જોઇ ઉત્સાહથી ગાળો દેતા માર મારતા હતા. એટલામા આ ચમત્કારહીન જમાનામા જાણે ચમત્કાર બનતો હોય તેમ, ઝંડો એકદમ ઉપર ચાલ્યો ગયો. થોડીવાર તો સૌ પોલીસ આભા જ બની ગયા પછી જ તેમણે જાણ્યુ કે વિજય તસુપૂર પણ છેટો નહોતો એટલામા અગાસી ઉપર ઉભેલી બાઇએ ઝંડો લઇ લીધો હતો. કોણ જાણે દિવાળીને એકદમ કેમ સૂઝ્યુ, એ ઝંડાવાળો પણ કશી પણ નિશાની વિના કેમ સમજી ગયો અને દિવાળીએ ઝંડો ઉપર ખેચી લીધો!

અગાસી ઉપર તેને ઝાલીને ઊભી રહી! માર ખાધેલા યુવાનો ઉત્સાહમા આવી ગયા અને તેમણે લોહી નીતરતે અને મારથી ખોખરે થયેલે અવાજે પણ ઝંડા સામે હાથ ઉચા કરી.

ઝંડા ઉચા રહે હમારા!

ફરી ગાયુ. પોલીસ હવે નિરૂપાય થઇ ગઇ દિવાળીને ગાળો ભાંડીને અને એક બેને જરા વધારે 'ચખાડી'ને તેઓ ત્યાથી ચાલ્યા ગયા, અદૃશ્ય થઇ ગયા કોઇ લશ્કર કિલ્લો સર કરે એટલો હર્ષ ત્યા વ્યાપી ગયો કોઇ રાજ્યપ્રકરણનો 'વેદાન્તી' વિચારે કે એક નિરર્થક વાવટા માટે આ માર ખાવાનો શો અર્થ! પણ આમ અનેક માણસોએ માર ખાવાથી वदे मातरम् ગીત રાષ્ટ્રગીત બન્યુ છે, અને એ જ પ્રમાણે અત્યારે આ ત્રિરંગી વાવટો રાષ્ટ્રધ્વજ બને છે અને એ જ્યાથી રાષ્ટ્રભાવ રચાય છે.

પોલીસ ગયા જોઇ દિવાળીએ ધ્વજ પાછો આપવા માંડ્યો પણ સ્વયંસેવકોએ એ ધ્વજ ત્યાં જ રાખવા કહ્યું. દિવાળીએ સાસુને બોલાવી. તે સર્વ હકીકત જાણી ચકિત થઇ ગઇ. સ્વયંસેવકોએ વિનુભાઇની ખાતર વાવટો રાખવા કહ્યું અને માતાએ કબૂલ કર્યું. અગાસીમાં એક ઠીકરાની કાણી કોઠી પડી હતી તેમાં છોકરાએ ધૂળઢેફાં નાખી એ વાવટો ખોડયો. આખા ગામમાં સૌથી ઊંચો વાવટો વીનુના ઘર પર ફરકવા લાગ્યો અને દિવાળીને સૌ ઝંડાવાળી દિવાળી કહી ઓળખવા લાગ્યું.

કેટલીક ક્રિયામાં પોતામાં કશી બહાદુરી હોતી નથી પણ તેથી માણસમાં બહાદુરી આવે છે. દિવાળીએ વાવટો ઊંચો લઇ લીધો તેમાં બહાદુરી કરી નહોતી પણ તેથી તે બહાદુર બની, અને તેનાથી આખા ગામની સ્ત્રીઓમાં નવી બહાદુરી આવી. એક દિવસ દિવાળી સવારમાં પાણી ભરવા જતી હતી ત્યાં તેણે ભાગોળે એક ગાડી અને તેની આસપાસ કેટલાક ખાદી ધારી સ્વયંસેવકો જોયા. સ્વાભાવિક કુતૂહલથી તે જરા રસ્તો મરડી ગાડી પાસે ગઇ. ત્યાં બીજી દિશાથી એક સ્વયંસેવક મારતી બાઇસિકલે આવ્યો, નીચે ઉતર્યો અને હાંફતો હાંફતો કહેવા લાગ્યો કે પોલીસોને આપણા મીઠાની ખબર પડી ગઈ છે. બધા સ્વયંસેવકો મૂંઝાવા લાગ્યા કારણકે તેમણે અહીંથી બે ગાઉ દૂર એક ગામમાં મીઠું પહોંચાડી ત્યાં જાહેર રીતે વેચવાની લડત આપવાનું નક્કી કર્યું હતું સ્વયંસેવકો અંદર અંદર વાતો કરવા લાગ્યા કે ગામમાં ક્યાંઇ મીઠું રખાય એટલું ઓળખાણ પણ નહોતું દિવાળીને તરત બુદ્ધિ સૂઝી અને તેણે કહ્યું કે મારા બેડામાં ભરી આપો. પાણી ભરવા જતી બધી પાણિયારીઓને તેણે અટકાવી અને મીઠું વહેંચવાનું કહ્યું. બધી સ્ત્રીઓએ મીઠું સાચવ્યા

માડ્યું. એ પાણી શેરડો ઘડીભર મીઠા શેરડો બની ગયો. તળાવની પાળ ઉપર એક સ્વયંસેવકને ધ્યાન રાખવા ઊભો રાખ્યો હતો લગભગ ગાડી ખાલી થઇ ત્યા સ્વયંસેવકે નિશાની કરી. સ્ત્રીઓ ત્યાથી ખસી ગઇ, કેટલીક ગામ તરફ અને કેટલીક કુવા તરફ ગઇ. સ્વયંસેવકોએ, પોલીસને ખોટી દિશાએ ચડાવવા, ગાડી ગામ બહાર ગમે તે મારગે દોડાવી, અને રસ્તામા જ ગમે ત્યા થોડુ મીઠું વેરી નાખ્યુ. પોલીસોનાં ઘોડા તેની પાછળ દોડયા થોડે જઇ તેને પકડી પાડી 'ઊભું' રાખ્યુ પણ ગાડીમા મીઠું મળ્યું નહિ. ગામમા આવ્યા પણ કશી ભાળ મળી નહિ પોલીસો નિરાશ થઇ પાછા ગયા.

હવે ઝંડાવાળી દિવાળીની ખ્યાતિ ગામ બહાર પણ ગઇ. આ ગામના તાલુકાના મુખ્ય શહેરમાથી સરકારે અત્યારે ઘણા-ખરા કાર્યકર્તાઓને પકડી લીધા હતા. બીજા તાલુકાઓમા કોઇ કોઇ જગાએ સ્ત્રીઓની નિમણૂક હવે 'સરદાર' તરીકે થતી હતી ઝંડાવાળી દિવાળીની ખ્યાતિ એટલી થઇ હતી કે તેને હવે તાલુકાની સરદાર નીમી તેને નિમાતી વખતે તો, શુ કામ કરવુ પડશે તેની ગમ નહોતી પણ ધીમે ધીમે તેને બધુ સમજાયુ, અને થોડા વખત પછી તો તે પોતે લડતનો કાર્યક્રમ ઘડવા માડી તેણે ખાદીનુ ખાતું ખોલ્યુ, દારૂ અને પરદેશી કાપડના પહેરા ગોઠવ્યા, વાનરસૈન્યની વ્યવસ્થા કરી, પ્રભાતફેરી અને સરઘસો નિયમિત કર્યાં અને પોતે જેલ જવા તૈયાર રહી ઘણાને તૈયાર કર્યા અને મોકલ્યા હવે તો તેનું નામ વર્તમાનપત્રોમા પણ આવતુ થયુ હતુ.

વીનુની મુલાકાતનો વખત થયો ત્યારે તે પોતાની સાસુ સાથે જેલમા ગઇ. જેલની વિધિ પ્રમાણે તેમને દાખલ કરીને અંદર બેસા-ડયા. થોડીવારે વીનુ આવ્યો. તેણે માતાની પાસે કેસરી ખાદીની સાડીમાં ટટ્ટાર પ્રગલ્ભ રીતે ખુલ્લે મોઢે બેઠેલી દિવાળી જોઇ, પણ તે

તરફથી આંખ ખમેડી તેણે બાના કુશળ સમાચાર પૂછ્યા, અને પોતાના કહ્યા. આટલા માસના અસહકારીઓના સહવાસથી જેલના અધિકારીઓમાં કંઇક માણસાઇની મૃદુતા આવી હતી. આ વખતે આધકારીઓની ડખલ નહોતી, પણ દિવાળીને જોઇને વીનું જરા ઢંડો થઇને બેઠો.

પણ પંદરેક દિવસમાં વીનુ ઘેર આવવાનો છે એ અપેક્ષાએ તેની માતા વધારે ઉત્સાહમાં હતી, તેણે વીનુને કહેવા માડ્યું કે તું ઘેર આવીશ ત્યારે ઘર ઉપર મોટો ઝંડો ફરકતો જોઇશ.

"એમ કે? સારૂં કર્યુ બા." વીનુએ કૃત્રિમ હર્ષ બતાવ્યો.

"પણ જો હવે તુ ઘેર આવે ત્યારે દિવાળીએ થોડા દિવસ આપણે ઘેર રહેવા આવે એમ તું ન કહે?"

"બા, એતો એના માબાપને ફાવે તેમ કરે "

"માબાપ ત્યા ક્યાં છે? એતો ભામણા ગામમા છે ને દેશનું કામ કરવા હવે ત્યા જ રહે છે. ત્યાની સરદાર થઇ છે?"

"ભામણામા દિવાળી સરદાર થઇ છે તે આ દિવાળી?" વીનુએ જિંદગીમા પહેલી જ વાર દિવાળી સામુ જોયુ

"હા, હા. એની કેસરી સાડી નથી જોતો?"

"અરે શાબાશ રે શાબાશ" વીનુએ વેગમા આવી જઇ કહ્યું અને ઘણા જ જોરથી દિવાળીનો બરડો થાબડ્યો. જિંદગીમા દિવાળીને આ પતિનો પહેલો જ સ્પર્શ હતો. આ આટલી વિચિત્ર જગાએ, લોકોના દેખતા, સાસુના દેખતા, પતિએ બતાવેલા ઉમળકાથી તેનુ મો શરમ, આનંદ અને સૌભાગ્યના ઓચિંતા ભાનમા લાલ થઇ ગયુ વીનુએ પહેલી જ વાર જોયુ કે દિવાળી જરા

ભીને વાન હતી પણ તેજસ્વી અને સુંદર હતી. "આ ઝંડાવાળી દિવાળી તે તું ? અહીં ભામણાથી જગદીશ આવ્યો હતો તે તારી વાત કરતો હતો, પણ મને શી ખબર તું હઈશ. તને, ઝંડાવાળી શાથી કહે છે ?" વીનુએ માને નહિ પૂછતા પત્નીને સીધું જ પૂછ્યુ. માતા તેના સામુ જોઈ રહી. આ પ્રશ્ન પૂછતા વીનુની શી આંખો, શો હર્ષ, શો ઉત્સાહ ! જાણે કેટલાએ વર્ષથી, મહત્વાકાંક્ષા, ઉત્સાહ કોઈ પણ નિર્દિષ્ટ પાત્ર વિનાનો પત્ની પ્રેમ સંઘરી રાખેલો, એકદમ ધરતી ફાડી મેર ફુટે એમ ફુટી નીકળતો તેણે જોયો–તે જોઈ જ રહી !

દિવાળી હવે સ્વસ્થ થઈ હતી. એક સૈનિક સાથે વાત કરતી હોય તેમ "એમા તો કાઈ મોટી વાત નથી" - એમ કહી બધું વૃત્તાંત કહ્યું.

"અને પેલુ મીઠું લઈ આવી'તી એમ કહેને !" માતાએ વચમા ઉમેર્યુ.

હવે વાતચીતના પહેરેગીરને માટે આ વધારે પડતું થઈ ગયું. તેણે કહ્યુ " મીઠાની વાત ન કરો "

જરા પણ ડઘાયા વિના દિવાળીએ ચલાવ્યુ !

"અમે પાણી ભરવા ગયા'તા ત્યા ઉત્તરવડથી માલની ગાડી આવતી'તી ગામમા માલ કયા રાખવો તેની ગાડાધણીઓ ચિંતા કરતા હતા. ઉપર તોફાન ઝઝુમી રહ્યુ હતુ. જો વરસે તો બધો માલ બગડે એમ હતુ એટલે હું, નગરશેઠની દિકરી વજી, ને આપણી પાડોશણ રસિકા, ને ગોરની ડાહી અમે બધાએ બેઠે બેઠે સારુ સાર કર્યુ."

વીનુ, પત્નીની આ કહેવાતી ખુબીથી, તરતબુદ્ધિથી, પ્રાગલ્ભ્યથી ખુશ થયો અને વળી શાબાશી આપી વાત સારી

પેઠે થઇ પણ તેમા મુખ્ય વાતો કરનાર હવે વીનુ અને દિવાળી હતા. ઘણીવારે વીનુએ જ કહ્યુ ! "લ્યો હવે જાઓ સમય પૂરો થઇ ગયો છે" સાસુ વહુ ઊઠયા સાસુ અતિ વહાલથી વહુના ખભા પર હાથ મૂકી ચાલવા માડી બારી પાસે આવીને બન્ને ઊભા રહ્યા એ વોર્ડરો, પોલીસો, બીજા અનેક મુલાકાત માટે આવેલા કેદીઓ, બધાના દેખતા દિવાળીએ જરા પણ શરમ વિના ઇન્તેઝાર આખોથી વીનુ સામે જોયું. વીનુ પણ જોઇ રહ્યો. જેલમા એવી શરમને સ્થાન નથી. અને માતાના 'સાચવીને રહેજે' એ શબ્દોથી વધારે, એ મૂક આખો કહેતી હતી. વીનુ બારી ટપીને અદર ગયો ત્યારે જ એ આખોની મુલાકાત બધ પડી.

# જીવન ચક્કી

શ્રી. લલિતમોહન ચુનીલાલ ગાંધી,

મધ્યાહ્નનો સૂર્ય તપતો હતો. ભારોભાર પાકથી લચી જતા જુવારના ખેતરને એક છેડે એક સમૃદ્ધ લીમડા નીચે નારણ-પટેલ બેઠો હતો.

નારણપટેલ પાસઠેક વર્ષનો દેખાતો હતો. ઉમર પચાસની આસપાસની હતી છતા જીદગીની કડવાશોએ એને અકાળે વૃદ્ધ બનાવ્યો હતો. જીવનની કઠિનતાઓ, સસારની કર્કશતાઓએ એનુ જીવનસત્વ સૂકવી દીધુ હતુ એનુ શરીર, એકવડું, પોષણ વિના કૃશ થઇ ગયેલુ, નિર્માલ્ય દેખાતુ હતું. એના એક એક સ્નાયુમા એનુ અસહાય, કંગાળ દારિદ્રય નજરે ચઢતુ હતું. એની મુખમુદ્રા પર પડેલી ઊંડી વિશાદની રેખાઓ જોનારને દયાજનક લાગતી.

એની ફીક્કી પીળી પડી ગયેલી વિશાળ આંખો, જોનારના દીલમાં દયા ઉભરાવતી હતી.

નારણ બેઠો બેઠો ફાટતું માથું દાબી રહ્યો હતો. એની સામે એની વહુ ગંગા ભાથું છોડી રહી હતી નારણ બેઠો બેઠો છટતું જતું લૂખું સૂકું ભાથું જોઇ રહ્યો હતો. એની આંખો મહોંથી નિગધારી વરસી રહી હતી.

ગંગાએ ભાથું કાઢ્યું પણ નારણ જોઇ રહ્યો એણે ખાવાનું શરૂ કર્યું નહિ

"કેમ, ખાતા નથી? જીવને ઠીક નથી?" વહાલસોહી ગંગાએ અતિશય મમતાથી પૂછ્યું.

નારણે કાંઇ જવાબ દીધો નહિ. અંતરમાં અપાર મુંઝામણની એક ઘેરી છાયા પ્રગટીને ઉપટી ગઇ. બીજી પળે હાથ ધોઇ એણે ખાવા માડ્યું.

જીવનનો મધ્યાહ્ન વટાવી ગયેલા પ્રૌઢ દંપતીની સ્નેહાળ અમીદૃષ્ટિથી ગંગા નારણને જોઇ રહી.

નારણથી ખવાયું નહિ ખાધું ન ખાધું કરી નારણ ઉઠી ગયો. "કેમ, આજે ન ખાધું?" સ્નેહભીની ગંગાએ ફરી પૂછ્યું.

"કોણ જાણે કેમ, પણ આજે ખાવું નથી ભાવતું" નારણ ગણગણ્યો.

"તું કયા જીવ બાળો છો? હોણ સાલ તો પરમેશ્વરે લીલા લહેર કરી છે, પાક પણ એવો સારો ઉતરશે કે આપણને જરાય આપદા પડવાની નથી." ખેતર તરફ એક મીઠી નજર નાખતા ગંગાએ આશ્વાસન આપ્યું. સુખનું એક સ્મિત રેલાવવા

"હરખચંદ-શેઠ કનેથી પાંચસો રૂપિયા લઈએ તો શું? ઓણ સાલના પાકથી આગલું દેવું તો બાકી નહિ રહે. વળી પાચ દશ વરસ દુ ખના કાઢીશું. શું કરીશું?"

"મને શું પૂછો છો?" ગંગા લવી ગઇ. "એમાં અમે બૈરાં માણસ શું સમજીએ? પણ મને થયાં કરે છે હું બહું નહિ જીવું. મારી નજર આગળ આપણો એકનો એક દીકરો પરણી જાય અને એને ઘેર પારણું બંધાય તો મારી આખો ઠરે." ગંગાએ આખમા ઉભરાતા આંસુ લૂછયાં.

ગગાનાં આસુ જોતા નારણનું હૈયું ભરાઇ આવ્યું. બળે કરીને આસુ ખાળી રાખ્યાં. ખળકૂ આવ્યું તે કયમે કરીને સમાવી દીધું.

તે દહાડે પછીથી નારણ પટેલ રાતે ઘેર પાછો આવ્યો જ નહિ ખેતરે જ સૂઇ રહ્યો.

૨

ત્રીજે દિવસે નારણ પટેલે હરખચંદ કનેથી રૂપિયા કરજે લેવાનું નક્કી કર્યું. હરખચંદે નારણના એકલાના નામથી પૈસા ધીરવાની ના પાડી. ગોપાળની સહી માગી, અને પૈસા વસુલ થતાં સુધી હરખચંદને ત્યાં ગોપાળ વગર મહેનતાણે નોકરી કરવાની બાંહેધરી આપે તો ફક્ત એક ટકાના વ્યાજે મહેરબાની દાખવા હરખચંદે કબૂલ કર્યું. અસહાય ગરીબીને અપાતા અપમાનનો કડવો ઘૂંટડો ગળી જઇ નારણ પટેલે બધુ કબૂલ કર્યું. લખાણ ઉપર ગોપાળે સહી કરીને ગુલામી સ્વીકારી. જીવનની કડવાશનુ ગોપાળને પ્રથમ અસ્પષ્ટ ભાન થયું. જુવાન દીલની તાઝગી દીલ મહીંથી ઉપડી જતી એણે અનુભવી.

3

તે દહાડે ગોપાળ ચોવીસેક વર્ષનો હતો નારણુ પટેલે એકના એક દીકરા તરીકે અતિશય મમતાથી લાડભરી રીતે એને ઉછેર્યો હતો. જન્મ્યો ત્યારે સાકર વહેંચી હતી કાલુઘેલુ બોલતો લાડકવાયો ગોપાળ એના માબાપની આખો હાર્ગતો હતો.

એ વણો આકર્ષક બાળક હતો સહુ કોઈ એને ઉપાડી ગમાડતુ. એને રીઝવવા સહુ કોઈ લલચાતુ હતું. એ બાળપણ વટી જતા મસાણી કઠંશનાઓ એને ઘેરી વળી. જીંદગીની નિષ્ઠુરતાઓનો વખત વીતતો ગયો તેમ તેમ એનો ક્રૂર સ્પર્શ એને થતો ગયો. પોષણનો અભાવ એને નડયો. એનું સુંદર ઘાટીલું શરીર નૈસર્ગિક રીતે ખીલવાને બદલે ધીમે ધીમે કરમાતું ગયું. એ શરીર ખીલવાને બદલે ઘણો વખત સુધી વણખીલ્યુ જ રહ્યું જીવન સત્વ ઉપર એ સ્થિતિ કેટલોક વખત ટકી રહી, અને પછીથી નિર્માલ્યતાએ એના શરીરને જકડી લીધુ.

પહેરવા ઓઢવાની કપડાની તંગીના વાયરા પણ એના શરીર પર વાઈ ગયા. આખે ઉડી વળગે એવી શરીર શક્તિને બદલે એનામાં અમદાય નિર્બળતા નજરે ચઢવા લાગી.

શરીરે તે અતિશય કૃશ હતો. તે ઉમરે એના દીલમાં જોમ ન હતું અંતરમા આશા ન હતી હૈયામાં ઉલ્લાસ ન હતો

એની ઊંડી ઉતરી ગયેલી આંખોની પીળાશ જોનારના દીલમા દયા ઉપજાવતી. અતિશય મહેનત મજૂરીથી બધાઈને તૂટી ગયલા એના સ્નાયુઓ જોઈને એની ગરીબીનુ ભાન થતું હતુ.

નારણ પટેલ કાંઈ ભણેલો ન હતો. ગોપાળને ભણાવવાની એમની વૃત્તિ થયલી અને ગોપાળ ગામઠી નિશાળે ગયલો. પરતુ

જરા ઓછાબોલી થઇ ગઇ કાંઇક ન સમજાય એવી હાવકાઇ આવી, ગોપાળે એ અનુભવ્યુ. એના મુગ્ધ ઉરને એ ન સમજાયુ. એનુ દીલ મૂઝવણમા પડ્યુ.

અને વર્ષો વહી ગયા

ધીમે ધીમે જમના ને ગોપાળનો પરિચય આછા આછા અસ્પષ્ટ પ્રેમમા ફેરવાઇ ગયો. બુદ્ધિએ માર્ગ ન સુઝાડયો ત્યા પ્રકૃતિએ પોતાનુ કામ કર્યું.

પ્રેમવસ્તુ બુદ્ધિપૂર્વક સમજ્યા વિના અજાણે વણસમજ્યે એક બીજાના પ્રેમમા પડયા એકબીજાને અનાયાસે અડી જતા વણસમજ્યો રોમાચ અનુભવતા થયા.

જમના જોતજોતામા ફેરવાઇ ગઇ. એના પ્રેમશાસનો શરૂ થયા. ગોપાળના દીલ ઉપર એણે સામ્રાજ્ય ભોગવવા માડ્યું એના નાના મોટા હુકમો માથે ચઢાવવામા ગોપાળે પુરૂષાર્થ માન્યો. ગોપાળનું હિત કે અહિત સાચવવાની ફરજ જમનાએ પોતાને માથે લીધી. અને એકબીજાને અન્યોઅન્ય વગર નહિ ચાલે એવું બનેએ માનવા માડ્યું

ખેતરે આવતી, કુદતી, રમતી જમનાને બદલે પોતાને આબાવાડીયે ગોપાળને તેડતી જમના જુદી જ લાગતી. ગોપાળ અસહાય ત્યા ખેચાઇ આવતો આબાની ડાળે બાધેલા હીંચકે ઝુલતી અને ગોપાળ એને ઝુલાવતો અને કોઇક ફેરી કર્તવ્યસૂના ગોપાળ પર ચાલુ ઝોલેથી કૂદી પડતી અને બને ગબડતા, ઉભા થતાં વસ્ત્રો સમારતા એકબીજાને જોઇ રહેતા પ્રેમની અજબ ચિનગારી જમનાની આખો માડી ચમકતી, વિજેતા જમનાની નજરના જાદુ તે ઘડીની ગોપાળની પડવાની શારિરીક વ્યથા ભૂલાવી દેતા

વર્ષો વહી ગયા અને જમનાને અઢાર વર્ષના વધાણા વાગ્યાં.

૪

અને પછી–હરખચદ શેઠને ત્યાના પાપી પૈસા વડે ગોપાલને જમના પરણ્યા થોડે દહાડે પ્રેમી મટી વરવહુ થયા. તે ગરીબ ગૃહસસારની ઘટમાળની ભુલભૂલામણીમા ગૂચવાઇ ગયા. ગોપાળ હરખચદશેઠને ત્યા ખત પ્રમાણે વેઠે ગયો જમના ગરીબ સાસરીએ આવી એ ગરીબ ઘરની સસાર ચક્કી પર બેસી ગઈ.

વહેલી સ્હવારનો ઊઠીને ગોપાળ હરખચદ શેઠને ત્યા વેઠે જતો કેટલાએ નારણ પટેલના જેવા ગરીબ ખેડૂતોની દેવામા પડાવી લીધેલી જમીનો હરખચદ શેઠ વેઠની મજુરીથી ખેડાવતા અને ગોપાળ એવી જમીનો ખેડતો એ મજૂરી બદલ એને કાંઈ મહેનતાણુ મળતુ નહિ. ઘરનાં રોટલા ખાઈ ગોપાળ હરખચદ શેઠની ગુલામી કરતો સન્ધ્યાકાળે મોડો એ થાકીને લોથ થઇને પાછો ફરતો બપોરે જમના એને માટે ભાથુ લઇને જતી અને ગોપાલને જમાડતી ગોપાલ જરાય આનદ કે ઉત્સાહ વિના એ ખાઇ લેતો.

ભાથુ લઇને જતી આવતી જમના કદી કદી હરખચદશેઠના દીકરા નવલચદની નજરે ચઢતી એની નાલાયક મશ્કરી થતી એની ગરીબાઇને અપમાન સમો કડવો ઘૂટડો એ ગળી જતી. દેખાવડી, જમનાના યૌવન ને રૂપના પ્રલોભનોથી મૂર્ખ બનતો નવલચદ પોતાની લપટવૃત્તિનું બેશરમ રીતે પ્રદર્શન કરતો જમના બધુ મૂગે મોઢે સહન કરી લેતી ઘણી ફેરી અસહાયતા ને નિરાધારીથી કપી ઉઠતી, ત્રાસી જતી, ને કોઇક ફેરી આખોથી નિરધારીના ચોધાર આસુ વહી જતા

ગોપાળને એ વાત એણે ન કહી. એના સ્ત્રીત્વને મળતો અપમાનનો કડવો ઘૂટડો ગોપાળ નહિ ગળી શકે એમ એ સારી પેઠે સમજતી હતી. એ વાત જાણી એનુ લોહી ઉકળશે, એ

અપમાનનું વેર લેવા ઉઠશે, હરખચંદ શેઠ જોડે લડશે કે નવલ-ચંદને મારી બેસશે એવો એને ભય લાગતો. અને એ વર્તનના પરિણામ કુટુંબ માટે સારા નહિ આવે એમ એ વિચારી ગઈ. હરખચંદ શેઠ નારણ પટેલની મિલ્કત પણ હાથ કરશે લેણા બદલ ઘર જમીન વેચાવી બહાર કાઢી રખડતા કરી મૂકશે, એવું એને સમજાયું. જીંદગીની વિષમતાઓએ એના જીવનના કડવાશ આણી.

આખા દિવસનું વૈતરું કરી છેક રાત્રે પાછા ફરતા ગોપાળમા જરાય ઉત્સાહ રહેતો નહિ, ખાધુ ન ખાધુ કરી એ એના થાકેલા શરીરને લબાવી દે તો અને મીઠી નીંદર મહી આગલા દિવસના અથાગ થાકને ભૂલી જવા મથતો. જમના અર્ધું દુખતુ કકડતું અંગ દાબી એને સુવાડી દેતી

નવ પરિણીતોનો ઉત્સાહ ને કલ્લોલ એમના જીવનમાથી ધીમે ધીમે ઉપટી ગયો. પરણતા પહેલા જે પ્રેમ કરતા તે પ્રેમ કરવાની હવે એમને ફુરસદ રહી નહિ આબાવાડિયાના હિંચકે ઝૂલવાની કે ઝૂલાવવાની એમને હોશ રહી નહિ.

ગોપાળને હરખચંદ શેઠને ત્યા વેઠે મોકલવા પછી એકલા પડેલા નારાયણ પટેલને જમના સહાય કરવા લાગી એમના ઘડપણમા એ ખેતીની મહેનત મજૂરી બનવી અશક્ય હતી છતાં નારણ પટેલને તણાતા જોઇ જમના એમની મદદે લાગી કુટુંબની ગરીબી નિભાવી લેવી, એ એણે પોતાનો ધર્મ માન્યો. શ્રીમત ને સુખી માબાપને ત્યા સુખચેનમા ઉછર્યા છતા એણે ગરીબના સુખો જતા કર્યાં. સહુ પોતાનું જ છે એમ ગણી એણે કુટુંબની એની સંભાળી લીધી.

નારણ પટેલની આખો મહીં ઘણીય વેરી સુકુમાર વહુ દીકરાને અંગે ઉઠતા ઉઝરડાઓ જોઇ આસુ ઉભરાતા.

"વહુ દીકરા, એ તુ રહેવા દે—તારાથી નહિ બને હુ કરી લઇશ ને મારાથી નહિ બનશે તો ગોપાળને કહીશ. કાલે વહેલો જઇ એ કરી દેશે." એવી રીતે વણીય ફેરી નારણ પટેલ જમનાને વારતા

જમના નારણ પટેલને આશ્વાસન દેતી બધુ પોતે કરી દેતી અસહાય નારણ ઘણી ફેરી ગર્વથી એને મહેનત મજૂરી કરતી જોઇ રહેતો દીકરા ને દીકરાવહુનું જુગતુ જોડુ જોઇ નારણ પટેલની આખમા આનદ ઉભરાતો ને પળવાર દુનિયાના સહુ દુખો એ ભૂલી જતો.

અને દિવસો વીતતા ગયા.

૫

દિવસે ને દિવસે ગોપાળ વધારે ને વધારે કૃશ ને નિર્બળ થતો ગયો પૂરતા પોષણ વિના, અને અવિરત અથાગ મજૂરીથી એનુ જીવન સત્ત્વ ધીમે ધીમે કરમાતુ ગયુ. ધીમે ધીમે અશક્તિએ એના શરીરમા ઘર કર્યું રોકની નક્કી કરેલી મજૂરી એનાથી બનતી નહિ કહેલુ કામ ઠરેલા વખતમા એ કરી શકતો નહિ. અને ઘણીય ફેરી એ થાકીને જરા વિશ્રાંતિ લેવા બેઠો હોય ને નવલચદની નજરે ચઢતો તો ચાબૂકના સપાટા એને વીંઝી નાખતા.

"સુવરના બચ્ચાને ટકાના વ્યાજે પૈસા જોઇએ છે ને કામમા હરામખોરી કરવી છે." એવી નવાજેશ ગોપાળને મળવા લાગી એ અપમાન સાભળી એનુ લોહી ઉકળી આવતું, કાઇક કહેવા એના હોઠ પર શબ્દો આવતા હોઠ ફફડતા પણ શબ્દો બહાર નીકળતા નહિ. એને એવે વખતે નારણ પટેલ યાદ આવતા અને

પિતૃવત્સલ દીકરો એ ગરીબીને દીધેલા અપમાનનો કડવો ઘૂંટડો ગળી જતો. એ માર મૂંગે મોઢે સહન કરી લેતો. પોતાની અસહાય નિરાધાર ગરીબી વેઠી લેતો. પોતે ગરીબ શા સારૂ, ને નવલચંદ શ્રીમંત શા સારૂ? એ ભૂખે મરે, એના જીવનમાં સુખશાંતિ નહિ, આરામ નહિ, સુખ શાંતિના સાધનો નહિ, અને શા માટે નવલચંદને જરૂર કરતાં ય વધુ પડતા સુખ શાંતિના સાધનો મળે એવો વિચાર વમળ ઘણીય ફેરી એના દીલમાં આવતો અને એ મૂંઝવતો. નસીબને થાબલે હાથ લૂછી દીલ વાળતો.

રાત્રે દીલ ચાંપતી જમનાના એના દીલે પડેલા સોળ દેખી પૂછાયલા સવાલોના જુદા જવાબ દેવા એ મથતો અથવા જમનાને ઝાંસા કરી ઉડાવવા મથતો. જમના એના દીલનુ દુ:ખ સમજતી, પ્રશ્ન પરંપરાથી એને ગૂંચવવાનુ છોડી દેતી. અને પ્રેમથી એની સુશ્રષા કરતી અને કદી કદી એની આંખમાં આંસુ ઊભગતાં તો નિમિષ કાઢી દીલ ચાંપતા ચાંપતા ઊઠી જતી અને છાની છાની રડી હૈયુ ઠાલવતી.અને એ દીન ચર્યા જરાય ફેરફાર વિના અવિરામ ચાલી રહેતી.

જમના અને ગોપાળને જીવન સન્ધ્યા માટે નવપરિણીત યુગલોના ઉપમા ભર્યા આ આશ્લેષોની સ્મૃતિઓ સાચવી રાખવાનુ મહ્‌ભાગ્ય નહિ સાંપડ્યુ. ઉરે ઉલટતા પારાવાર પ્રેમના સાગરને અન્યોન્યના ઉરમાં પૂરી દેવા દીધેલા ઉન્હા ઉન્હા આવેશ ભર્યા ચુમ્બનો જીવનના પાણી વળનાં થાય તે દહાડે દીલને આશ્વાસન દેવા સ્મૃતિ અવશેષ તરીકેય નહિ સાંપડયા. જીવનના ભાવભીના રંગોલ્લાસ એમના અંતરે સ્મૃતિ અવશેષ રાખવા પૂરતા પણ નહિ ઉઠયા. અસહાય ગરીબ સંસારની છૂંદતી જતી જીવન ચક્કીમાં ગોપાળને જમના બેઉ પીસાઇ રહ્યાં.

૬

મહિનાઓ ને વર્ષો વીતી ગયા, છતાય ગોપાળની દુઃખચંદ શેઠની વેઠનો અંત ન આવ્યો કમનસીબે નાગુપટેલને ત્યાર પછીના વર્ષો માઠાં આવ્યા વરસાદની અછત નહિ, પાક જોઈએ તેવો મારો ન ઉતર્યો ભાવ ગગડી ગયા અને ઘડપણને લીધે એમનાથી ખેતીની ઉમ્મેદવારી પણ ન બની શકી

પેટનો ખાડો મહાય વણપૂર્યો રાખી જે કાંઈ બચાવી દુઃખચંદ શેઠને આપ્યું તે વ્યાજમા ગયુ ને મુદ્દલ તો ઉભા ને ઉભા જ રહ્યા.

ગોપાળનું શરીર પણ ધીમે ધીમે લથડતુ ચાલ્યુ નવલચંદનો માર એને માટે અસહ્ય થઇ પડયો જમનાથી પણ નવલચંદ શેઠના અટકચાળાં નહિ સહેવાયા બંને જણા એ પરિસ્થિતિથી ત્રાસવા લાગ્યા છતાં એક બીજાથી વસ્તુસ્થિતિ છુપાવવા મથી રહ્યા. અને દુ ખના દહાડા કાઢી રહ્યા અન્યોન્યની નજરમા સુખી દેખાવાનો મિથ્યા પ્રયાસ નજરે ચઢવા લાગ્યો. બંનેના દીલ લવાતાં, પ્રભુ સારો દહાડો બતાવશે એ આશાએ જીવી રહ્યા.

પરંતુ નવલચંદની લંપટતાએ હદ મૂકી. ગોપાળને માર મારતો જમના જુવે તો એને બચાવવા એની ઇચ્છાને વશ થશે એમ મૂર્ખ નવલચંદે માન્યુ.

અને તે દહાડે—ગોપાળને ભાથું આપી જતી જમનાના લૂગડાનો છેડો પાછળથી તાણ્યો

વીફરેલી વાઘણની માફક પાછી ફરતી જમનાએ નવલચંદને એક હડસેલાથી ધૂળ ચાટતો કરી દીધો ગોપાળે દૂરથી એ જોયું અને જમનાની પડખે જઇને ઊભો રહ્યો.

ધૂળ ખખેરી ઉભા થતા નવલચંદને એણે ગુસ્સાથી કહ્યું "હવે પછી જમનાની સામે નજર પણ કરી તો નવલચંદ શેઠ, જીવતા ર્‌હેવા નહિ પામો."

અપમાનિત થયેલા નવલચંદના ગુસ્સાનો પાર રહ્યો નહિ

"હરામજાદા, તુ તો મારે ત્યાં વેચાયલો ગુલામ છે બક વાટ કરશે તો જીભ જ ખેંચી કાઢીશ, સમજ્યો?" નવલચંદ તડૂકયો અને જમનાએ કરેલા અપમાનનો બદલો લેવા ગોપાળ પર એણે ચાબૂક ચલાવવા માંડી ગોપાળને નવલચંદે ઝૂડી નાખ્યો. બે પાંચ મિનિટમાં એ મરણતોલ થઇને પડયો.

"ચાલ, એ કૂતરાને ઉઠાવી જા." એમ ચોધાર આંસુએ રોતી જમનાને કહેતો કહેતો નવલચંદ મૂછ આમળતો આમળતો ચાલ્યો ગયો

૭

તે રાત્રે દીકરા ને દીકરા વહુના થયલા અપમાનની અને અવદશાની હકીકત નારણ પટેલે જાણી એનું વૃદ્ધ લોહી પણ ઉકળી ઉઠયું. વાત પૂરી થતા નારણ પટેલ ઊઠયો. પોતાની લાકડી લઇ હરખચંદ શેઠને ત્યાં જવા તૈયાર થયો.

ગંગાએ એને વાર્યો. અંધારી રાત્રે ન જવા સમજાવ્યો, હરખચંદને ઘેર જવાથી કશો લાભ થવાનો નથી. નવલચંદ સામેની ફરિયાદ શ્રીમંત હરખચંદ સાંભળશે નહિ, નવલચંદ એવી નાલાયક રીતે વર્તે એ હકીકત હરખચંદ માનશે નહિ ને ઉલટો એને જુઠો પાડશે, લોકો નહિ જાણતા હશે તે જાણશે, શ્રીમંતનું કહેવું ખરૂં મનાશે પૈસા આપવા પડે તેથી જુઠું બોલાણું સદ્‌ગુણી નવલચંદ પર મૂકાય છે એવો નીચને હલકટ આક્ષેપ થશે, એવી એવી

દલીલોથી ગંગાએ નારણ પટેલ ને ટાઢો પાડયો નારણ પટેલ લાકડી હેઠે મૂકીને પોતાની પથારીમા પડયો.

નારણ પટેલ ને તે રાત્રે જરાય ઉંઘ આવી નહિ. ઉશ્કેરાયલી દશામા વારે વારે પથારીમાથી ઉઠી ખડમા ફર્યા કર્યુ. પાસેના ખડમા પડેલા ગોપાળની વેદનાની ચીસો સાભળીને નારાયણ પટેલનું મગજ ફરી જતુ. જમનાનો રડવાનો સાદ સાભળી નારણ પટેલની આખમાથી ખૂન વરસી રહેતુ.

આખી રાત ફરતા ફરતા નારણ પટેલને પોતાની અસહાય નિરાધાર ગરીબ દશા સાલી શા માટે એ ગરીબ ? શા માટે હરખચદ શ્રીમત ! એ ગરીબ એટલે શુ એના છોકરાને જીવવાનો હક નહિ ! પેટપૂર લૂખો સૂકો રોટલોય ખાવાનો હક નહિ ! શુ એના છોકરાને ભણવાનોય અધિકાર નહિ ! અને શુ શ્રીમત હરખચદના છોકરાને ઘરની બાયડી પડતી મૂકી પારકાની પરણેતરોની છેડતી કરવાની છૂટ! ગોપાળને માર મારવાનો નવલચદને શો હક ! શું ગોપાળને પોતાની પરણેતરની લાજ લેવાતી અટકાવવાનોય હક નહિ ! શુ હરખચદના દીકરાની માનવતાને જે સુખો જોઇએ તેવા સુખોની અધિકારી એની માનવતા નહિ ! એવા એવા વિચારોની પરપરાએ નારણ પટેલને તે રાત્રે મૂઝવી દીધો. એના અતરની ગૂગળામણનો પાર રહ્યો નહિ સમાજની રચના, સમાજના આચાર વિચારના નિયમો, ને સારોય સસાર શ્રીમતાઇ પર અવલબી રહેલા એને જણાયા. સમાજની રચનામા–ગરીબને માટે સ્થાન નથી. એમને માટે જીવન નથી એવી કડવી પ્રતીતી થઇ.

અને વિચારની પરપરા મહીજ અટવાયા કરતા કરતા સવાર પડી ગઇ. અજવાળુ થતા જ નારણ પટેલ ઘરમા સહુને સૂતેલા મૂકીને કોઇને કશા મૂકયા વગર હરખચદ શેઠને ત્યા ચાલી નીકળ્યો.

૮

સવારે ગોપાળથી પથારીમાંથી ઊઠાયું નહિ, એનું શરીર તાવથી ધગધગતુ હતું.

ગગાએ નારણ પટેલને એ જાગી ત્યારે ન જોયા એટલે ગભરાઇ ઊઠી. ગગાને જમના નારણ પટેલને આમે તેમ જોઇ વળ્યા. નારણ પટેલ દેખાયા નહિ એટલે ખેતરે ગયા હશે એમ માની બને પાછા ફર્યાં ને ગોપાળની સુશ્રૂષામા પડયાં.

ગગા અને જમના બને ગોપાળની સુશ્રુષા કરતા વિમાસતા બેઠાં હતા તેવામા નવલચદ એમતી ઝૂંપડીમા નોકરને તેડીને દાખલ થયો

"કમબખ્ત, ઢોગી, નોકરી પર ચઢવું નહિ તેના શા ઢોગ !" નવલચદે ગોપાળને સૂતેલો જોઇને તિરસ્કારથી કહ્યુ તાવથી પીડાતા ગોપાળે આંખ ઉઘાડી નવલચદને જોયો. બીજી પળે આખો મીચી દીધી. એને કંપારી આવી.

"હું આવું છુ, નવલચદશેઠ, હમણાજ આવું છું. ગરીબને જીવીને કાઇ કામ નથી" ગોપાળ ગણગણ્યો. બેઠો થવા મથ્યો, પરતુ એની કાયા લથડીને પથરીમા એ પાછો પડયો

"ચાલ, એ કૂતરાને ટાટીયો પકડીને બહાર કાઢ" નવલચદે નોકરને હુકમ કર્યો.

ગગાના ગુસ્સાનો પાર ન રહ્યો.

"ખબરદાર છે જો મારા દીકરાને આગળી પણ અડકાડી છે તો" ગગાએ ત્રાડ નાંખી. "રૂપિયા લીધા છે તેમા આટલો બધો શો જુલમ માડી બેઠા છો?"

નવલચંદનો નોકર હડી ગયો નવલચંદ પણ જરા ડગી ગયો બીજી પળે નવલચંદ ને તેનો નોકર ત્યાંથી ચાલી જવા પાછા ફર્યા

બારણામા નીકળતા હતા ત્યા હરખચંદ શેઠ એક ઝોળીમા નારણ પટેલને સુવાડેલા ઉંચકીને દાખલ થતા સામા મળ્યા ગગાને જમના હરખચંદ શેઠને જોતા ઉભા થયા

નારણ પટેલની ઝોળીને નીચે મુકી. બેભાન નારણ પટેલને જોતા ગગા ને જમના હૈયા ફાટ રડી પડયા

હરખચંદે રૂવાબથી ગગા ને કહ્યુ—

"આ ડોમલાને શુ સૂઝયુ છે કે રહવારના પહોરમા આવી મ્હને અને મ્હારા દીકરાને ગાળો દેવા માંડી? મુર્ખ ને શુ બોલવુ ને ન બોલવુ તે આ ઉમરે પણ ભાન નથી દેખાતુ. શુ ત્હમે લોકો એમ સમજો છો કે જમના તો જાણે મોટી રૂપ સુંદરી છે અને મ્હારા દીકરાને ગળે પડશે ને વગોવશે તેથી હુ મ્હારા પૈસા છોડી દેવાનો છુ? એક મ્હારી લાત ખાતા તો આમ લથડી પડયો પણ મગજમા તમરી કેટલી ગયે છે! હરખચંદ શેઠ બેભાન નારણની સામે જોતા બોલ્યા અને પાછા ફર્યા

ડાહ્યા બાપનો ડાહ્યો દીકરો નવલચંદ, નારણ પટેલના કુટુંબ તરફ એક તિરસ્કારની નજર નાખી નોકરને લઈને બાપની સાથે થયો.

બેભાન નારણ પટેલની સારવારમા ગગા ને જમના પડયા અસહાય ગોપાળ પથારીમા પડયા પડયાં બાપની દુર્દશા જોઈ એક-દમ બેઠો થયો. હરખચંદ ને નવલચંદનુ ખુન કરવાની ત્રાડ નાખી. ગગાએ એને વારીને સુવાડયો. ગગાને જમનાની આંખો મહીથી નિરાધારીના આસુ વહી રહ્યા.

૯

તે દિવસે બપોરના નારણ પટેલને લોહીની એક ઉલટી થઈ, ને બીજી ક્ષણે તે ગુજરી ગયો. નારણ પટેલના મરણની ખબર ગામમા થતા પોલીસ ત્યા આવીને ઊભા. મૃત શરીર કબ્જે લેવાયું એના શરીરની દાક્તરી તપાસ થઈ અને તલ્લી ફાટી જવાથી થયલા લોહીના જમાવથી મૃત્યુ થયાનો દાક્તરી મત જાહેર થયો.

ગગાએ પોતાના સૌભાગ્ય સૂચન રૂપ અવશેષ દાગીનાઓ વેચી નારણ પટેલના અતિમ ક્રિયા કરી. સમાજના અન્યાયથી ગોપાળ ત્રાસી ઊઠયો.

૧૦

થોડે દહાડે ગોપાળ, ગગા અને જમનાના પોલીસમા જવાબો લેવાયા. હરખચદ શેઠને અટકમા લઈ જામીન ઉપર છોડયા.

તે પછી થોડે દહાડે ઈન્સાફની અદાલતમા મુકદ્દમો ચાલ્યો. મનુષ્ય વધનો ગુન્હો કર્યા બદલનો હરખચંદશેઠ ઉપર આરોપ મૂકાયો. ગોપાળ, ગગા ને જમનાએ હરખચદશેઠે નારણપટેલને લાત મારી એમ હરખચદશેઠે જ જાતે કહ્યુ હતુ તેવી જુબાની પૂરી

હવે હરખચદશેઠે સહુ કોઈ વાતનો ઈન્કાર કર્યો. હરખચદ-શેઠે પુષ્કળ પૈસા ખરચી જીલ્લાના મોટામા મોટા વકીલને રોકયો. હરખચદશેઠ શા શબ્દો બોલ્યા હતા તેના ઉપર ગોપાળ, જમના ને ગગાની ઉલટ તપાસ ચાલી. ચોક્કસ શબ્દો સાક્ષીઓને યાદ નથી, તલ્લી ફાટી જવાના કારણો અનેક હોય છે, અને એકાએક પડી જવાથી પણ તલ્લી ફાટી જાય છે અને નારણપટેલ ખાતુ માડી વળાવાનું હરખચદને કહેવા આવ્યો તે વખતે પાછો ફર્યો

ત્યારે અચાનક ઠોકર ખાઇને પડી ગયો હતો એવી જુબાની નારણ પટેલને ઝોળીમા નાખી એની ઝૂપડીએ લઇ જનાર પોતાના દુબળાઓ કને પુરાવી. તેનો આધાર લઇ નારણ પટેલ અકસ્માતથી ગુજરી ગયો છે અને મોટી રકમનુ શેઠનુ લેણુ ગોપાળ ને નારણ પર પડે છે તે માડી વાળવાની તરકીબમા નહિ ફાવવાથી અદાવતથી ગોપાળ, ગગા અને જમના જૂઠી જુબાની પૂરે છે અને નજરે જોનાર કોઇ સાક્ષી નથી અને શકનો લાભ આરોપીને મળે છે એવી સમર્થ દલીલો થઇ.

મૂડીવાદમા માનનારી ઇન્સાફની અદાલતે શ્રીમત હરખચંદ નારણ પટેલ ઉપર હાથ ઉપાડે એવુ અસંભવિત માન્યુ. ગોપાળ જમના અને ગંગાની જુબાનીથી લાત કોણે મારી એ નક્કી થતુ નથી, અને શકાસ્પદ રહે છે એમ ઠેરવી શકનો લાભ આરોપીને મળવો જોઇએ એવા ન્યાયના મહાન સિદ્ધાતને અનુસરીને હરખચંદ શેઠને ઇન્સાફની અદાલતે છોડી મૂકયા.

૧૧

અદાલતના ઇન્સાફના અદલપણાને વિમાસતાં ગોપાળ ને જમના વીલે મોઢે અદાલતથી પાછા ફર્યા. તેને વર્ષો વીતી ગયાં. એ ઇન્સાફની અદાલત હતી કે શ્રીમતાઇએ ન્યાયને નામે સ્થાપેલી ઠગલબાજીની દુકાનો હતી તેનો વિચાર એમને મૂઝ્યો રહ્યો પણ ગરીબના નસીબ-ગરીબ એમ માની દીલ મનાવી ચાલી નીકળ્યા તેને દશ વર્ષો વીતી ગયા

એ ઇન્સાફને બીજે જ દિવસે હરખચદે દિવાની કોર્ટથી પોતાના લેણા બદલ ગોપાળની જમીન ને ઝૂપડી પર ટાચ બેસાડી. ચોડે દહાડે હુકમનામું મેળવી, તસુએ તસુ જમીન ને ઝૂપડી

પડાવી લીધાં, મા, દીકરો, ને વહુ ગામમાંથી કપડાં ભેર ચાલી નીકળ્યાં ને વર્ષો વીતી ગયાં.

ગોપાળ શહેરમા જઇ મિલમાં મજૂરીએ રહ્યો. જમના પણ મિલમા એની સાથે મજૂરીએ રહી. એને વર્ષો વીતી ગયાં.

૧૨

તે દહાડે ગગા બહુ જ બિમાર હતી. ગગાએ જીવવાની આશા છોડી દીધી. છેલ્લી ઘડીની વાટ જોતી ઇશ્વરનું સ્મરણ કરતી શાંત થઇને ગંગા પડી રહી હતી.

એના દીલમાં જરાય ગભરાટ ન હતો. જીવવાની લાલસા ન હતી આવતા મૃત્યુથી તૂટતી નાડીઓ જોરથી ધબકી રહી હતી.

ગોપાળ અને જમના એની પાસે અબોલ બેસી રહ્યા હતાં. એકબીજાને જોઇ મનમાં વિમાસી રહ્યાં હતાં તે ગંગાએ જોયું એણે ગોપાળ પર એક મીટ માડી હાથ લંબાવી ગોપાળને માથે હાથ દીધો.

"બેટા, જરાય ફીકર કરીશ નહિ. પ્રભુએ આપણને સારો દહાડો ન દેખાડયો. અને ગરીબીમાં આપણે રીબાતા, ને રીબાતાં રહ્યાં. પણ ભલે, આપણે માટે એજ સારૂં હશે. આવી પડે તે ધીરજથી ખમી લેજો જરાય અકળાશો નહિ ઇશ્વર કૃપાળુ છે, અને ન્યાયી છે. એને ત્યા અદલ ઇન્સાફ છે." ગગાએ ગોપાળને આશ્વાસન દીધું.

"નહિ, મા. ઇશ્વર ન્યાયી નથી. ઇશ્વર ન્યાયી હોય તો એકને ગરીબને ત્યા જન્માવી જીંદગીભર દુખી રાખે અને એકને શ્રીમંતને

ત્યાં જન્માવી લખલૂટ સાહ્યબીમાં રાખે ! મનુષ્યો સહુ સરખા છે, તો સહુ સરખા સુખનાં અધિકારી શા માટે નહિ !"

ગોપાળે દલીલ કરી.

"ગરીબ કે શ્રીમંત જન્મે એ સહુ સહુના આગલા કર્મની વાત છે, બેટા." ગંગાએ અપૂર્વ માયાથી કહ્યું.

"પણ એ સારાંમાઠા કર્મનું પોટલુ માણસને ગળે વળગાડનાર પણ ઈશ્વર જ છે ને ? ઈશ્વર મને તો ભયંકર અન્યાયી લાગે છે. મનુષ્ય તરીકેના ઓછામાં ઓછાં સુખના સાધનો આપણને શા માટે ન મળે !" ગોપાળે દીલની કડવાશ ઠાલવી.

"બેટા, ઈશ્વર અન્યાયી નથી. મનુષ્યે સરજાવેલી સમાજ-રચના અન્યાયી છે. તે સમાજરચના જયા સંપત્તિ ભેગી કરે ત્યાં અઢળક ભેગી કરે છે અને સંપત્તિ સંપત્તિને ખેંચી લાવે છે, અને જયા સંપત્તિ છે ત્યાં જગતે સ્વિકારેલી પ્રતિષ્ઠા છે, ત્યા આબરૂ છે, ત્યા સહુ સુખના સાધનો છે, અને જ્યાં સંપત્તિ નથી ત્યાં કશુંય નથી અને જયા સુધી એ સમાજરચના છે ત્યા સુધી ગરીબો ગરીબ જ રહેવાના. તેમના દુઃખનો આરો કદી નહિ દેખાવાનો, અને શ્રીમંતો લખલૂટ સાહ્યબીમા રહેવાનાં. ત્યાં સુખનો પાર નહિ દેખાવાનો." ગંગાએ પોતાની સારી જીંદગીનો અનુભવ કહ્યો.

"તો તે અન્યાયી સમાજરચના શા માટે વધુ વખત ટકવા દેવી જોઇએ શા માટે શ્રીમંતોને લખલૂટ સાહ્યબીમા મહાલતા, રહેવા દેવા જોઇએ ને શા માટે આપણે ભૂખે મરવુ જોઇએ !"

ગોપાળે પોતાના અંતરની કડવાસ ઠાલવી.

"એવો પણ દિવસ આવશે, બેટા ઈશ્વર ન્યાયી છે. ગરીબોને શ્રીમંતોથી થતો અન્યાય વધુ વખત ટકી નહિ શકે." ગંગાએ ગોપાળને આશ્વાસન દીધું.

"મ્હને ઈશ્વર પર શ્રદ્ધા બેસતી નથી. શું તને ને બાપુને જીવનનો અધિકાર નહોતો ! મ્હને પરણવાનો અધિકાર નહતો ! શા માટે તમને જીવન સાધનના ફાંફાં રહ્યા ! શા માટે મ્હને પરણાવવા દેવું કરવું પડ્યું ! અને જે કર્યું તેમા પાપાચરણ મૂક્યું કે બાપુનો જીવ ગયો ! મ્હને અને જમનાને શું જીવવાનો અધિકાર નથી, પેટનો ખાડો પૂરવાને અમારી પાસે સાધનની અછત શા માટે રહે ! કયા પાપને લીધે અમારી એ દશા આખીય જીંદગી ચાલ્યા કરે !" ઉશ્કેરાયલો ગોપાળ બોલ્યે ગયો.

"બેટા, બેટા." ગંગાએ એને ઉશ્કેરાતો જોઈને પથારીમા બેઠા થવાની કોશીષ કરી. એ કોશીષ નિષ્ફળ નીવડી અને પછી પથારીમા પડી પડતાં પડતા એ બલી.

"ઇશ્વર પર શ્રદ્ધા રાખ, બેટા"

બીજી પળે ગંગાનું હ્રદય ચાલતુ અટકી પડ્યું. ગંગાના મૃત દેહ પર માથુ મૂકી ગોપાળ બાળકની માફક હૈયાફાટ રોયો–રોવાય એટલુ રોયો તે રાત્રે ગંગાના દેહના અંતિમ સંસ્કાર કરી પાછા ફરેલા દુઃખદ ઉર્મિભારથી દબાતા હૈયે ગોપાળે જમના પર એક મીટ માંડતા એકાએક પૂછ્યું.

"જમના, માએ શું કહ્યુ હતુ ? ઇશ્વર પર શ્રદ્ધા રાખ." "હા" જમનાએ જવાબ દીધો. ગોપાળની આંખમાથી આંસુ વહેવા લાગ્યાં.

"તુ શું કહે છે? જમના, તું પણ એમ જ કહે છે કે ઇશ્વર પર શ્રદ્ધા રાખો!" ગોપાળ આવેશમા ગણગણ્યો

"જરૂર" જમનાએ શ્રદ્ધાપૂર્વક જવાબ દીધો અતિશય વિષાદથી માથું ધૂણાવતા ગોપાળ જમના પર મીટ માડી જોઇ રહ્યો.

"સાચુ, જમના, સાચુ ઇશ્વર ન હોય તો તું ને હુ ભેગા થયા ન હોત."

ગોપાળ જમનાને ગાઢ આશ્લેષમા જકડી લેતા લગ્યો, અને બને જણા દીલ મૂકીને રોવાયુ ત્યા સુધી રોયા. અને તે ક્રૂર રાત્રિના પહોર વીતતા ગયા

—અને વર્ષો વહી ગયા.

## વાસનાનાં બીજ

શ્રી. સીતારામ શર્મા

ગુલછડી સમી પુષ્પાનું સ્ફટીક સરખું ચિત્ત સંસારીઓની વાતોથી અભડાયું નહોતુ ત્યાં સુધી એ જન્માંધ કિશોરીનું જીવન આનંદમાં વ્યતિત થતું હતું.

એ જીવનમાં હમણા તો ઝંઝાવાત શરૂ થયો હતો. સરિતાના નિર્મળ જળ સમા એના હૈયાને, દુનિયાદારીની ઘટનાની નવી આંધીએ ડહોળી નાખ્યું હતુ.

હમેશાં જે વદન પર આનંદની છાપ છપાઇ રહેતી, તે વદન મ્લાન બની ગયું હતુ. ખીલતી પુષ્પકળી કરમાવા લાગી હતી એથી પુષ્પાનાં સ્વજનો દુઃખી થતા, પરંતુ તે જોવા માટે પુષ્પાને દૃષ્ટિ નહોતી, અને પુષ્પાના દિલની સૂક્ષ્મ વ્યથાઓ સમજવા માટે, તેના આંખોવાળા સ્વજનોને હૈયું નહોતું.

દિલડાના દુખને પુષ્પા દિલમા જ દબાવી રાખતી, છતાં એ વેદના અનેક વખત તેની સામે બડ જગાવી આંસુ રૂપે આખમાથી અને નિશ્વાસ રૂપે મુખમાથી બહાર નીકળી આવતી.

પોતાની બાલ સખિની એ હ્રદયવ્યથાને સુસ્મિતા જોતી, સમજતી અને તેના મૂળ કારણરૂપ પોતાને ગણી, જાતે દુખી થતી

જન્મ સાથે જડાયલા અંધાપાને લીધે પુષ્પાને જગતની નીતિ રીતિની વાસ્તવિક સમજ નહોતી.

એનું જગત તેની કલ્પનાએ ઘડ્યુ હતુ. એ જગતમાં સૈવ પ્રકાશ પાથરેલો રહેતો. વાસ્તવિક જગતની તેજ–છાયાની મેળવણી એના જગતમા નહોતી.

માતા, પિતા, ભાઇ, ગાય, પોપટ અને સુસ્મિતા એટલાથી પુષ્પાની ન્હાનકડી કલ્પનાસૃષ્ટિ પૂરી થતી. અને તેમા તેને માયા, મમતા, મિત્રાશ અને સમભાવ ભરેલા ભાસતા

સુસ્મિતા તેની બાલસખિ હતી. પુષ્પા દુનિયાની ઘણી ઘણી ચીજો સુસ્મિતાની આખે જોતી અને સમજતી

પોળમા અને કુંટુબમાં સુસ્મિતા સાથે સખિપણા બાંધવા અનેક બાલિકાઓ તૈયાર હતી, પણ તેને પુષ્પાની ભોબતમાં જે મજા મળતી, જે આનદ થતો તે બીજે કયાય જણાતો નહિ.

એટલે જ પુષ્પાની નવી હ્રદયવ્યથાથી સુસ્મિતાને પારાવાર દુઃખ થતું.

* * *

દૃષ્ટિવાળાંથી દૃષ્ટિ વિનાનાંઓના દુઃખ સમજાતા નથી પોતાની આસપાસના જગતને બોલતું, ચાલતુ, હસતુ, રમતુ, કલ્લોલતુ

કર્ણેન્દ્રિયદ્વારા સાભળીને કે ત્વચાદ્વારા સ્પર્શીને સંતોષ માનવો તે માનવજીવનની જેવી તેવી મુઝવણ નથી. છતા એ સ્થિતિમાયે સતોષ માની જીવનને સહ્ય બનાવી લેતાં આધળાં માનવીઓ તરફ, જગતમા કઠોરમા કઠોર હૈયામાયે સમભાવ પ્રગટે છે

માનવહૃદયનો એ સમભાવ પુષ્પાને ય મળી રહેતો, એટલે એની કલ્પનાસૃષ્ટિમા વેદનાને કે કડવાસને સ્થાન નહોતુ.

હિંદુ સમાજમા પત્થર સમી મનાતી પુત્રીઓના સુકુમાર જીવનને જે આગ સદાય દઝાડતી રહે છે, તે આગ પુષ્પા માટે નિર્માઈ નહોતી.

એના માતા-પિતા તેની તરફ અપૂર્વ મમતા રાખતાં પોતાની આખો વિનાની પુત્રીના એ કુદરતી કષ્ટને હળવું બનાવવા માનવીથી બને તેટલા તેમના પ્રયાસ હતા.

ચક્ષુવિહોણા માણસોની કર્ણેન્દ્રિય અને સ્પર્શેન્દ્રિય ચક્ષુવાળા માનવીઓ કરતા વધુ સતેજ અને જાગૃત હોય છે એ બે ઇંદ્રિયોદ્વારા જ્ઞાન મેળવતી પુષ્પા અધાપાના દુ ખને ભૂલતી ઉમ્મરમા વધતી ચાલી, તેવામા તેને સુસ્મિતાનો સાથ સાંપડયો. ત્યારથી ગંગા-જમનાના સંગમ સમા તેમના જીવનનો પ્રવાહ સાથે ને સાથે વહેવા લાગ્યો.

શાળામા સુસ્મિતા જે પાઠ શિખતી તે એ પુષ્પાને વાતોથી શીખવતી એથી પુષ્પા અભણ છતા અજ્ઞાન નહોતી.

પુષ્પાને ઘેર એક પોપટ અને એક ગાય હતી તે બને પ્રાણીઓ પુષ્પાના બાલમિત્રો હતા જ્યારે સુસ્મિતા તેની પાસે ન હોય ત્યારે પુષ્પા મીઠુ પોપટની સાથે વાતો કરીને કે જમના ગાયની સાથે રમત કરીને પોતાનો સમય પસાર કરતી.

જમના અને મીઠુ પુષ્પાના દુ ખને સમજી શકતા હોય તેવી મમતા તેના પર રાખતા.

પુષ્પા મીઠુને પોતાના ખોળામા બેસાડની હાથ પર લેતી અને ઘણી વખત મમતાભર્યા ચૂબનો લઇ તેને હૈયા સરસો દાબતી

'પુષ્પા પુષ્પા !' કહીને મીઠુ પોતાના મીઠા સ્વરે જ્યારે તેને બોલાવતો, ત્યારે મીઠુના ગળામા અજબ મિઠાશ જણાતી

જમના સ્હવારે ચરવા જાય તે પહેલા અને સ્હાંઝે ચરીને પાછી આવે તે પછી પુષ્પા તેને મળતી, જીવનસખિને મળે તેમ, તે એના માથા પર મમતાથી હાથ ફેરવતી, એના ગળાને પોતાના ખભા પર લેતી, ત્યારે 'રખેને પુષ્પાને કયાક ઇજા થઇ જાય. એ ભયથી જમના જરાયે હાલતી નહિ.

પુષ્પા તરફનો પોતાનો પ્રેમ બતાવવા તે એના હાથ પર પોતાની કર્કશ જીભ અતિ ધીરેથી ફેરવતી, અને એની પોતાની ભાષામા ખાસ અવાજ કાઢી તે પુષ્પા સાથેના પોતાના દિલભર સૌખ્યની ખાત્રી આપતી

પુષ્પાનુ બાલ્ય જીવન આમ વ્યતિત થતુ હતુ.

* * *

સૃષ્ટિના સૌન્દર્ય નિહાળવા માટે પુષ્પા પાસે કશુ જ સાધન નહોતુ, છતા તેની માતા પોતાની જન્માધ પુત્રીના સૌન્દર્યમા વૃદ્ધિ કરવા માટે એક પણ બાબતની ઉણપ ન રાખતી.

તે એના લાબા કેશકલાપને જૂદી જૂદી રીતે ગૂથી તેમા દરરોજ નવી નવી વેણીઓ બાધતી, એના વિશાળ ભાલમાં તે નાનકડી કુમકુમ ટપકી ચોડતી, એને ભાત ભાતના કબજો ને ચણીઓ પહેરાવતી, તેના પગમા તે ઝાઝર મોહાવતી, એના હાથને

વિવિધ પ્રકારની બંગડીઓથી શણગારતી, એના નાજુક કાનોમાં એરીંગ ને બુટીઓ પહેરાવતી, એની ડોકમાં સરસ સાંકળી લટકાવતી.

ભાવિક ભક્ત પ્રતિમાને પણ એટલી હોંશથી, એટલી મમતાથી ભાગ્યે જ શણગારતો હશે.

પણ પુત્રીને એ રીતે શણગારી રહેતી કે તુરત જ માતાની આંખોમાં શ્રાવણ–ભાદરવો વહેતા

'આટલી રૂપાળી પુષ્પા આંધળી ન હોત તો ?' પુષ્પાના દિલને દુઃખ ન થાય તે જોતી માતા, હૈયાનો એ ભાર હળવો કરવા ત્યાંથી નાશી જતી, અને એકાંત ઓરડામાં જઈને તે પોશ્ય પોશ્ય આંસુડાં સારતી.

જન્માંધ પુત્રીની માડીના હૈયાની વ્યથા જાણવા માટે તો એવી પુત્રીની માતા જ થવું જોઈએ.

પોતાના સ્વરૂપ કે શણગારને પુષ્પા જોઈ શકતી નહિ, પણ સુસ્મિતાની ખાતર તે એ તમામ શણગારોનું જીવની માફક જતન કરતી.

અને જેવી સુસ્મિતા તેની પાસે આવતી તેવી જ તે પુષ્પાને ભેટી પડતી.

'સુશી, આજે હું કેવી લાગું છું ?' સરળભાવે પુષ્પા પૂછતી

'કોઈ કુશળ કારિગરે સંગેમરમરમાંથી પૂતળી કોરી કાઢી હોય તેવી'

બિચારી પુષ્પાને માટે કારિગર, સંગેમરમર અને પૂતળી એ બધા અગમ્ય કીલસુફી જેવાં હતા. તે તો માત્ર મન કલ્પિત કલ્પનાની પાંખે ચઢી, હૈયાની આંખે તેને જોતી અને મલકાતી.

એને આંખ હોત તો ?

એ જ વખતે છૂપાં આસુ સારતી તેની પ્રિય સુશીને તે જોઇ શકત

સુસ્મિતા પુષ્પાને માટે રડતી 'આવી રૂપાળી પુષ્પાને કુદરતે આખ કેમ ન આપી ?' તે મનમાં ને મનમા કહેતી અને સાડીના છેડા વચ્ચે પોતાના નિશ્વાસ ઝીલી રાખતી પુષ્પાને તે સાભળી દુ ખ ન થાય તે સારૂં

* * *

પુષ્પાનુ વય અને સ્વરૂપ આગળ વધવાની હરીફાઇ કરી રહ્યા હતા.

પોતાની પુત્રીનુ લાવણ્ય ખિલતું જોઇ, તેના સર્વાંગનો વિકાસ જોઇ, માતાના હૈયામા હજારો વીંછીઓની વેદના થતી

'થોડાક વરસોમા પુષ્પા પરણાવવા જેવડી થશે' એ માડીની હૃદયવ્યથાનુ કારણ હતું.

એનું ચાલી શકતુ હોત તો તે પુષ્પાને હમેશને માટે બાલિકા બનાવી રાખત. તે એના વયના તેમ જ શરીરના વિકાસને અટકાવી રાખત. પણ કુદરતના ક્રમને અટકાવી શકાતો નહોતો. એથી માડીનુ હૈયુ વિધાતુ હતુ.

'સ્ત્રી જાતિએ લગ્ન કરવુ જ જોઇએ, લગ્ન કર્યા સિવાય સ્ત્રીથી રહેવાય જ નહિ ઉમ્મર લાયક પુત્રી કુવારી રહે તો તેને પગલે પગલે જે પાપના પુજ ખડકાય તેથી સ્વર્ગમાના પૂર્વજો નર્કમા જાય.' એ માન્યતામા ઉછરેલી માતા પુત્રીને ચહાતી હોવા છતા, તેના યૌવન કાળથી ડરતી હતી.

પુષ્પાનો પિતા જૂનવાણી વિચારનો નહોતો જન્માધ પુષ્પાના લગ્નનો વિચાર તેને કદી થયો નહોતો. 'પુષ્પા મારે ત્યા જન્મી છે,

જીવશે ત્યા સુધી તે આ જ કુટુબમા પુત્રની માફક રહેશે.' એ એનો સકલ્પ હતો.

આમ હોવાથી પુષ્પાની માતા પતિ સમક્ષ દિલના આગળા ઉઘાડી શકતી નહોતી. એનું હૈયુ ભારેલા અગ્નિની માફક પુષ્પાના ભાવી લગ્નની ચિંતાને સાચવી રાખતુ. પણ તેથી તે સદાય સમસમી રહેતી

હૃદયનો ભાર વધી પડતો, ત્યારે કોઇક સ્વજન સમક્ષ તે દિલના અગારા ઠાલવતી. તે બળતી, બીજાને બાળતી એ રીતે તે બિચારી મનનુ સમાધાન મેળવતી

પણ જ્યારે પુષ્પાની સખિ સુખિ સુસ્મિતાનો વિવાહ થયો ત્યારે તેના હૈયાની વ્યથાની અવાધ આવી રહી.

'સુશી પરણશે. પરણીને સાસરે જશે. અને મારી પુષ્પા ?... સુશી વિના તે કેમ જીવી શકશે ? સાસરે ગયા પછી સુશી અહીં કેટલો વખત આવી શકશે ?... અરેરે, મારી પુષ્પી ! . '

તે ધ્રુસ્કે ને ધ્રુસ્કે રોઇ પડી

હવે તેનાથી વધુ સયમ રાખી શકાયો નહિ. 'પુષ્પાને પણ પરણાવવી જોઇએ' એવો તેણે પતિને આગ્રહ કર્યો.

'ગાંડી થઇ કે શુ ?' પતિએ સમભાવથી કહ્યુ.

'ડોસો કુવારો મરે પણ ડોશી કદી કુવારી મુઇ સાભળી છે ?'

'એ તો જૂના જમાનાના વહેમ'

'ના, તમે એમ કહીને વાત ન ઉડાવો.'

'આધળી પુત્રીને પરણવા કોણ તૈયાર થશે ?'

'સારી જેવી પહેરામણી મળશે તો ગમે તે તૈયાર થશે.' પત્નીએ દલીલ કરી

'પૈસાની ખાતર પરણવા તૈયાર થનાર એને શું સુખ આપ-વાનો હતો ?'

'મારે ક્યા એને સાસરે મોકલવી છે તે ?'

'ત્યારે ?'

'એનો કૌમાર દોષ ઉતરે, એના હાથે સૌભાગ્ય ચૂડી ચડે એટલે બસ'

'તેથી શું થશે ?'

'કુટુંબને લાગતુ મહાપાતક ટળી જશે'

'હશે, પણ અત્યારથી શું છે ? હજુ તો પુષ્પીનુ પંદરમું વર્ષ બે મહિના પછી પુરૂ થશે.'

'પંદર વર્ષની પુત્રી કંઈ ન્હાની કહેવાય ? જુઓને સુશી પણ પુષ્પા જેવડી જ છે. પરમ દિવસે એના વિવાહ થયા'

'જોઈશું' કહીને પતિએ તે સમય પૂરતી વાત ઉડાવી.

*          *          *

સુસ્મિતાના લગ્ન થઈ ગયા, અને પરણીને તે સાસરે પણ ગઈ.

એનો પતિ વીસેક વર્ષનો, ખુબસુરત, તંદુરસ્ત, બી. એ. ના છેલ્લા વર્ષમા અભ્યાસ કરતો હતો.

પુષ્પાની માતાએ તેને જોયો અને નિશ્વાસ મૂકયો.

સુશીને તો તે પુત્રીની માફક ચહાતી હતી, એને સારો વર મળે તેથી તેના દિલને આનંદ થતો હતો, પરંતુ 'આવો વર મારી પુષ્પાને મળશે ?' એ પ્રશ્નની શંકા તેને રહી હતી

સુસ્મિતાના લગ્ન પછી તેણે પુષ્પા માટે વર શોધવા પતિ પર દબાણ શરૂ કર્યું.

પુષ્પાનો પિતા નવા વિચારનો છતા ભલો હતો. પત્નીને તે નાખુશ કરી શકતો નહિ. તે જન્માંધ પુત્રીની માતા છે, એ વિચારે તે પત્નીની લાગણીઓ સતોષવા ખાસ પ્રયત્નશીલ રહેતો એટલે છેવટે તે પત્નીના સતોષની ખાતર પુષ્પા માટે વરની શોધ શરૂ કરવા તૈયાર થયો.

સુસ્મિતાના લગ્નની વાત પુષ્પાથી જાણી જોઇને છુપાવવામા આવી હતી નિર્દોષ અને જન્માંધ કૌમારવૃત્તિનીના મગજમા લગ્નનો વિચાર ન પ્રવેશે માટે.

સુશી વિના પુષ્પાની દશા ચંદ્ર વિનાની પોયણી સમી થઇ ગઇ. વારવાર તે નિશ્વાસ સાથે માતાને પૂછતી 'બા, સુશી કેમ દેખાતી નથી ?'

'બ્હેન, તેને એકાએક ગામ જવાનુ થયુ છે.'

માતા તેને આશ્વાસન આપતી

'મને તેણે કહ્યુ પણ નહિ ?'

'એને વખત નહોતો. એણે મારી મારફત તને કહેવરાવ્યુ હતું'

પુષ્પા નિશ્વાસ મૂકીને શાત થઇ જતી.

સુસ્મિતા સાસરેથી પાછી આવી તે દરમિયાન પૈસાની ખાતર પુષ્પાનો હાથ પકડી તેનો કૌમાર દોષ ઉતારવા એક કુલીનના પુત્રને શોધી કાઢવામા પુષ્પાના પિતાને સફળતા મળી હતી

શરત એ હતી કે પરણ્યા પછી જન્માંધ પુષ્પાને કદી સાસરે તેડી જવામા નહિ આવે પુષ્પાનો પતિ પુષ્પાને મળશે નહિ

પત્નીના અત્યાગ્રહને લીધે પુષ્પાના પિતાએ અનિચ્છાએ એ શરત સ્વીકારી.

અને સુસ્મિતા સાસરેથી આવી તેના બે દિવસ પહેલા પુષ્પાની વાગ્દાન વિધી થઇ ગઇ

પિયર આવી કે તુરત સુસ્મિતા દોડતી પુષ્પાને મળવા આવી. બન્ને સખિયો એક બીજાને ભેટી પડી. બન્નેના મુખમાથી એક પણ શબ્દ નીકળતો નહોતો. શબ્દોનુ સ્થાન આસુઓએ લીધુ હતુ. ચારે નયનોમાથી અત્રટ અશ્રુધારા વહી રહી હતી

છેવટે એ મૌન પુષ્પાએ તોડયુ

'સુશી, તુ આટલા બધા દિવસ કયા ચાલી ગઇ હતી ? તારા વિના મને કેવુ કેવુ થતુ હતુ,તે જોઇએ તો મીતુને કે જમનાને પૂછ.'

'પુષ્પા, મને માફ કર મે તારાથી એક વાત છૂપાવી હતી.'

'તને મારો અવિશ્વાસ આવ્યો ?'

'ના બહેન, મારો પોતાનો મને અવિશ્વાસ આવે તો જ તારો અવિશ્વાસ કરૂ પણ તારી ખાતર જ મે તેમ કર્યુ હતુ '

'એ શુ હતુ ?'

'પુષ્પા મારા લગ્ન થયા.'

'એટલે ?'

'હુ એક પુરૂષને પરણી, અને તેની પત્ની થઇ '

'પત્ની થવુ એટલે શુ ?'

'આજ સુધી આપણે બે દોસ્ત હતા. હવે મે એક યુવાનને પણ દોસ્ત બનાવ્યો.'

'તેથી તું મારી દોસ્તી છોડીને નાશી ગઇ ? અને તારો એ નવો દોસ્ત.......'

પુષ્પાના મુખ પર એકદમ જોરથી હાથ દાબીદઇ સુસ્મિતાએ તેને આગળ બોલતી અટકાવી.

'પુષ્પી, એ મારા પતિ થાય. તારે એમના માટે કશું જ બોલવું ન જોઇએ. બહેન, હવે તો તું પણ થોડાક દિવસ પછી મારી માફક પરણીને સાસરે જઇશ તું પણ તારા એ નવા મિત્રની દોસ્તી પછી મને ભૂલી જઇશ,'

'હુ તને ભૂલુ !'

'સહુ કોઇ ભૂલે.'

'પુષ્પા એવી નથી'

'જગતની તમામ પુષ્પાઓ કુંવારી હોય છે ત્યાં સુધી જ સખિઓની ગ્હે છે. પછી તો તેઓ પતિઓની બને છે.'

'એવું તે પતિમા શું હોય છે તે ?'

સુસ્મિતાએ પુષ્પાને પતિની વ્યાખ્યા સમજાવી. લગ્ન જીવનની ખુબી તેણે કહી બતાવી. તેણે એને પોતાની મધુરજનીઓના સુખસ્વાદનું તાદ્રસ્ય વર્ણન કરી બતાવ્યું, અને છેવટે કહ્યુ 'પુષ્પા! પરણીને સાસરે જાય, ત્યારે તું તારા વરને આ બધી વાતો કહ્જે'

લગ્નના દિવસ સુધી પુષ્પા એકલી હોય ત્યારે સુસ્મિતાએ કહેલી વાતો પરથી તે સુંદર કલ્પના ચિત્ર ખડું કરતી, અને પોતાની ભાવી પતિ સાથેની મધુરજનીઓની કલ્પનાના મનોહર વાતાવરણમાં તરતી.

જ્યારે સુસ્મિતા સાથે હોય ત્યારે તે એના સાસરવાસના સુખદ સ્મરણોની વાતો સાભળતાં ધરાતી જ નહિ એ વાતોથી તે

નવપરિણિત યુગલની પ્રણય ક્રિડાઓથી પાવન્થી થઇ ગઇ હતી. અને પરણ્યાની સાથે સહજીવનના શમણાની નવી જ સૃષ્ટિ ગ્ચી રહી હતી.

એ સૃષ્ટિએ તેના જીવનમા નવી જ મહેચ્છાઓનો ઉદય કરી બતાવ્યો હતો. તેને કૌમારજીવન કરતા લગ્નજીવન અતિ સુખદ, અતિ ભવ્ય, અલૌકિક લાગવા માડયુ હતુ.

અને હવે તો એ કલ્પનાના સુખને વ્યવહારમા અનુભવવાનો સમય નજીક આવી પહોચેલો તેને લાગ્યો

એને ઘેર લગ્નગીતો ગવાતા હતા, વાજાં વાગતા હતાં, લગ્નની વિધિની સાથે જોડાયલી ક્રિયાઓ શરૂ થઇ ગઇ હતી. પુષ્પાને પીઠી ચઢી ચૂકી હતી

પુષ્પાના મનના આનદનો પાર નહોતો

યોગ્ય સમયે જાન આવી પહોચી. અને નિશ્ચિત થયેલી મુર્હત ઘડીએ પુષ્પાને લગ્નમડપમા પધરાવવામા આવી.

એણે જીવનમા પહેલી જ વખત અજાણ્યા પુરૂષના હાથમા પોતાનો હાથ મૂક્યો. તે પુરૂષ હવે પોતાનો થવાનો છે તે વિચારે એ સ્પર્શે એના અગાગને ઝણઝણાવી મૂક્યુ એના હૃદયમા સૂતેલા સ્ત્રીભાવ એકાએક જાગૃત થયા. આત્મા લાબી નિદ્રામાથી જાગૃત થયો હોય તેવી લાગણીઓ એને થઇ

પુષ્પાના જીવનમા પલટો થયો ગઇ કાલ સુધી તે કુમારિકા હતી, આજે તે પત્ની બની

સુસ્મિતા તેની સાથે ને સાથે રહેતી.

પુષ્પા તેની આખડાગ પોતાના પતિના સ્વરૂપના દર્શન કરતી.

'તેથી તું મારી દોસ્તી છોડીને નાશી ગઇ ? મને તારો એ નવો દોસ્ત.......'

પુષ્પાના મુખ પર એકદમ જોરથી હાથ દાબીને ઇ સુસ્મિતાએ તેને આગળ બોલતી અટકાવી.

'પુષ્પી, એ મારા પતિ થાય. તારે એમના માટે કશુ જ બોલવું ન જોઇએ. બહેન, હવે તો તું પણ થોડાક દિવસ પછી મારી માફક પરણીને સાસરે જઇશ. તું પણ તારા એ નવા મિત્રની દોસ્તી પછી મને ભૂલી જઇશ,'

'હુ તને ભૂલુ !'

'સહુ કોઇ ભૂલે.'

'પુષ્પા એવી નથી'

'જગતની તમામ પુષ્પાઓ કુવારી હોય છે ત્યાં સુધી જ સખિઓની રહે છે. પછી તો તેઓ પતિઓની બને છે.'

'એવું તે પતિમા શુ હોય છે તે ?'

સુસ્મિતાએ પુષ્પાને પતિની વ્યાખ્યા સમજાવી. લગ્ન જીવનની ખુબી તેણે કહી બતાવી. તેણે એને પોતાની મધુરજનીઓના સુખસ્વાદનુ તાદશ્ય વર્ણન કરી બતાવ્યુ, અને છેવટે કહ્યું 'પુષ્પા! પરણીને સાસરે જાય, ત્યારે તું તારા વરને આ બધી વાતો કરજે.'

લગ્નના દિવસ સુધી પુષ્પા એકલી હોય ત્યારે સુસ્મિતાએ કહેલી વાતો પરથી તે સુંદર કલ્પના ચિત્ર ખડું કરતી, અને પોતાની ભાવી પતિ સાથેની મધુરજનીઓની કલ્પનાના મનોહર વાતાવરણમાં તરતી.

જ્યારે સુસ્મિતા સાથે હોય ત્યારે તે એના સાસરવાસનાં સુખદ સ્મરણોની વાતો સાંભળતા ધરાતી જ નહિ. એ વાતોથી તે

એ સ્થિતિ પુષ્પાને અસહ્ય થઇ પડી.

સુસ્મિતા પાસેથી પ્રણયરજનીઓની રસમસ્તીની વાતો સાભળી, તેણે એવા રસલ્હાણ ભોગવવાની અભિલાષાઓ સેવવા માડી, ત્યારથી એના અગાગમા સ્ત્રીત્વની ભાવનાઓ જાગૃત થઇ હતી

છતા એના લગ્ન પછી એનો પતિ તેને તેડી ગયો નહિ, તેને તે તેડી જશે કે નહિ એની તેને ખબર નહોતી, છતા હૈયાના હોજમા રસમસ્તીની કલ્પનાના તોફાનના ચઢી ચૂકેલા ઉછાળા કેવી રીતે શાત થાય.

પુષ્પા રાત્રે સૂતી અને કલ્પનામા તેને પોતાના હોઠ પર પતિના હોઠ ચપાતા હોય, પોતાના વૃક્ષસ્થળની આસપાસ પતિનો ભુજપાશ બધાતો હોય એવી લાગણી થતી.

તુરત જ નિદ્રા તેનાથી દૂર નાશી જતી એના રોમેરોમમાં વાસનાની ભૂખ જાગતી એના દેહમા અને વિચારમા જાગૃત થયેલી સ્ત્રીભાવની લાગણી સહસ્ત્ર મુખે તૃપ્તિની ઇચ્છા અપ્રગટ ભાષામા જાહેર કરતી

પુષ્પાનુ રોમેરોમ સળગી ઉઠતુ ભર્યા જગતમા તે પોતાને એકલી જોતી અકળાતી, મૂઝાતી, અને છાની છપની રોઇ રોઇ હૈયાનો ભાર હળવો કરતી

એ દૃષ્ટિવિહોણી પુષ્પાના કલ્પનાના પટ પર સમસ્ત વિશ્વની યુવતિઓ પોતાના યુવાન પતિઓ સાથે રસકેલિ કરતી ચિતરાઇ જતી.

અને ધ્રુસ્કે ધ્રુસ્કે રડતી તે બોલી ઉઠતી

'જે સહુને છે તે મને નથી મારા સમોવડીઓ જીવનની સરલ્હાણ માણે છે, હુ જ માત્ર અભાગિની એકાકિની રહી ? . પરિણિત છતા એકાકિની ? લગ્નની સાથે જ મારો ત્યાગ ?—નાથ

સુસ્મિતાને પુષ્પા ધીરેથી પૂછતી, 'સુશી, એ કેવા છે? તારા વર જેવા છે?'

'પુષ્પા તારો વર જુવાન છે, રૂપાળો છે, તારા સૌન્દર્યને માટે તે બરાબર યોગ્ય છે.'

જીવનમા પહેલી જ વખત પુષ્પાને આંખો વિનાના જીવનનું દુઃખ થયુ. 'હું એમને જોઈ શકતી હોત તો?'

પણ કોમળ લાગણીની જે ઝંકાર પુષ્પાના હૈયાને ઝણઝણાવી રહ્યા હતા તે લાગણી જાનીવાસમા મિત્રો સાથે ગપ્પા મારી રહેલા તેના પતિમા જણાતી નહોતી. તે તો માત્ર પૈસાની ખાતર પરણવાના કબાલાનુ એક સાધન જ હતો. જીવનની સામાન્ય ક્રિયાઓની માફક તે આ લગ્ન વિધિને માનતો હતો, એટલે તેના સબધમાં તેને વિચાર પણ થતો નહોતો.

બિચારી પુષ્પા આ વાત જાણતી નહોતી. એના શાંત જીવન જલને લગ્નજીવનની વાતોથી હિલ્લોળે ચડાવી રહેલી સુસ્મિતાને પણ પુષ્પાના લગ્નના કબાલાની શરતોવાળા કાવતરાની કશી જ ખબર નહોતી

જ્યારે પુષ્પાની જાન પુષ્પાને તેડી ગયા સિવાય ચાલી ગઈ ત્યારે જ સહુ કોઈને એ ખબર પડી

પછી તો પુષ્પાના જીવનમા ઝંઝાવાત શરૂ થયો. એ ખીલતી કળી કરમાવા લાગી સસારીઓની વાતોની અજ્ઞાનતા રૂપી તેના કૌમાર્યનો એ વાતોના જ્ઞાને ભગ કર્યો નહોતો ત્યા સુધી એનું જીવનવહેણ સરિતાના સ્વચ્છ પ્રવાહ સમુ વહી રહ્યુ હતુ. પણ લગ્નની અને દાંપત્યજીવનની વાતોએ એના માનસિક કૌમાર્યનો ભગ કર્યો, એના નિર્દોષ માનસમાં વાસનના બીજ રોપ્યા, અને તે પછી એની તમામ મહેચ્છાઓ વણપુરી રહી. એણે આશાના જે મિનારાઓ ચણી નાખ્યા હતા, તે એકાએક ધસી પડ્યા.

તે એને આશ્વાસન આપતી 'પુષ્પા બહેન, શાંતિ રાખ' છતા તે પોતે જ સ્વગત કહેતી 'શાંતિ રાખવી એ સહેલું કામ નથી'

પુષ્પા રડતી જતી ને કહેતી 'સુમી, મારા લગ્ન શા માટે કર્યા. મારા નિર્દોષ માનસમા શા માટે વિકારના બીજ રોપ્યા? લગ્નથી મારા સૂતેલા જીવનને જાગૃત કર્યું, મારી સ્વપ્નસૃષ્ટિમા નવુ તત્ત્વ દાખલ કર્યું, બહેન હવે આત્માની ઉઘડેલી ભૂખની તૃપ્તિ કેમ થાય? બાણુમાથી તીર છૂટી જાય તેમ મારાં તમામ શમણાં અદૃશ્ય થઇ જશે? એ કદી નહિ આવે? સુમી, તુજ કહેતી હતી કે પરણ્યા પછી તો પાતની થઇ જઇશ પણ મારી આ કેવી દશા?'

'પુષ્પા' સુસ્મિતા વધુ બોલી શકતી નહિ પણ તેના દિલને આઘાત થતો. તે એ દુખના મૂળ કારણ રૂપ પોતાને ગણતી અને જાતે રડતી

પુષ્પા વળી બોલી ઉઠતી, 'બહેન મારી આખોમા નૂર નથી, પણ મારા હૈયામા એમના તરફના હેતના કેવા નૂર ચમકી રહ્યા છે? પ્રત્યેક પરિણિત યુવતિ પોતાના જીવનસંગાથી સાથે નૃત્ય કરી રહી છે મારે એ જીવનનૃત્ય કરવુ છે મારૂ સર્વાંગ એ નૃત્ય માટે તલસી રહ્યુ છે સુમી, એ તલસાટને કેમ શમાવુ?—હુ એમનો મનોહર ચહેરો કલ્પી તેની પૂજા કર્યા કરૂ છુ, મારા શમણા એમનાથી ભરાઇ જાય છે. પણ એમણે તો મારો લગ્નથી જ ત્યાગ કર્યો? સુમી! આમ જ હતુ તો શા માટે મારો હાથ એમના હાથમા મૂક્યો? એ સ્પર્શે મારા હૈયાના કોમળ તારોને ઝણઝણાવી મૂક્યા છે, અને હવે એ હૃદયવીણાના વગાડનાર જ નાશી ગયા?'

સુસ્મિતા એનો શુ જવાબ આપે? પોતાની જન્માંધ સખિની હૃદયવ્યથાથી એને પારાવાર દુખ થતુ

તમને આ શું સૂઝયુ ?–હું આંધળી છુ માટે મારો ત્યાગ કર્યો ?–તો આંધળીને પરણવા તૈયાર શા માટે થયા ?–મારાં માતા પિતાને આ શું સૂઝયું ?—

તેની વાણી અશ્રુની ભરતીથી રોકાઈ જતી.

વળી તે કકળતી 'હું જન્મી જ શા માટે ?–હુ જન્માંધ છુ તેમાં કંઈ મારો દોષ છે ? જે માનવીના હાથની વાત નથી, તેમાં શા માટે તેનો દોષ કાઢવો ?–સુસ્મિતાનુ લગ્નજીવન કેટલું સુખરૂપ નિવડ્યુ ? અને મારૂં ?–હુ આંધળીને એટલુ એ સુખ નહિ ?

'જે રાત્રિઓ સુસ્મિતા ઇચ્છાપૂર્વકના ઉજાગરાથી પસાર કરતી, જે રાતો લાંબી હોવા છતાં તેને અને તેના સ્નેહાળ પતિને ટૂંકી લાગતી, તે સૂની લાંબી માઝમ રાતો હુ કેમ કરીને કાઢીશ ? સુસીએ જે રસજીવન અનુભવ્યુ, તેની તો મારે માત્ર કલ્પનાઓ જ કરવાની ?

'નાથ ! તમે મારૂં રુદન સાંભળીને નહિ પીગળો ? પ્રભો ! મારી આશાની ઇમારતો તૂટી પડવા જ સરજાઇ ?

'જો આમ જ કરવુ હતુ, તો મારા સૂતેલા હૈયાને ઢંઢોળીને જાગૃત શીદને કર્યું ? મારા દિલમા જે ભાવ કદિ જાગ્યો જ નહોતો, તે જગાડીને હવે મને આમ એકલી શા માટે રાખો છો ? આ વસમી એકાંતો જરો ? જીવનભર આ દુ:ખ ?'

તે ડૂસ્કો મૂકીને રડતી.

પછી તો તેણે સુસ્મિતા આગળ પણ હૈયાના ભાવ ઠાલવવા માંડયા.

સુસ્મિતાના હૈયામા પુષ્પાના શબ્દો બાણની માફક પ્રવેશતા.

# મિલનની રાત

શ્રી. 'સુંદરમ્'

'આશા ડોણ* આયા ! આશા ભણ આયા !' શિયાળાની એક સાજે ફળિયામા પ્રવેશતા એક પરિચિત અને બહુપ્રિય મહેમાનનુ સ્વાગત કરતા બેચાર છોકરા એકસામટા બોલી ઊઠયા. મહેમાનની માસીસાસુ ઓટલા પર બેસી સૂપડા વતી ભરડેલા કોદ્રા ઝાટકતી હતી તેણે મો પર ઘૂંઘટો ખેચ્યો, જો કે તેના શરીરના બીજા ઢાકવા જેવા ભાગ તો અર્ધાપર્ધા ઉઘાડા જ હતા ભાયડા હજી ખેતરેથી આવ્યા ન હતા. એટલે મહેમાનની આગતાસ્વાગતા આ છોકરા અને માસીસાસુને માથે જ આવી પડી

'પાલી, ખાટલો પાડ અને ઘરમાથી ધોળી ગોદડી નાખ'

---

* બારૈયા વગેરે કોમોમા પુરુષના નામ સાથે માનાર્થે વપરાતો શબ્દ.

પુષ્પાનું હમેશનું આનંદિત વદન ધીરે ધીરે મ્લાન લાગતુ હતું, એ ખીલતી પુષ્પકળી કરમાતી હતી.

એની માતા પુત્રીના એ દુ ખથી એકાન્તમા રડતી. પુષ્પાનો પિતા તેને કહેતોઃ 'પૈસા ખાતર પરણવા આવનાર પુત્રીના જીવનને સુખી કરી પણ શકત ખરો ?'

પુષ્પાની માતા કપાળે હાથ પછાડીને કહેતી, 'જોવાં આપણાં નસીબ.'

પણ પુષ્પાના હૈયામા નવી વાસનાના ભાવોએ જે તોફાન જગાવ્યું હતું, તેમા કોઇ શાંતિ પુરી શકતુ નહિ.

એકલી એકલી તે ઝૂરતી અને સ્વગત કહેતી 'જીવનસાથી વિનાનું જીવન કેવુ જશે ? જીવન સુધી હું તમારા આગમનની પ્રતિક્ષા કરીશ.'

# મિલનની રાત

શ્રી. 'સુંદરમ્'

'આશા ડોણ* આયા ! આશા ડોણ આયા !' શિયાળાની એક સાંજે ફળિયામાં પ્રવેશતા એક પરિચિત અને બહુપ્રિય મહેમાનનું સ્વાગત કરતાં બેચાર છોકરાં એકસામટાં બોલી ઊઠયાં. મહેમાનની માસીસાસુ ઓટલા પર બેસી સૂપડા વતી ભરડેલા કોદરા ઝાટકતી હતી તેણે મોં પર ઘૂંઘટો ખેંચ્યો, જો કે તેના શરીરના બીજા ઢાંકવા જેવા ભાગ તો અર્ધાપર્ધા ઉઘાડા જ હતા. ભાયડા હજી ખેતરેથી આવ્યા ન હતા. એટલે મહેમાનની આગતાસ્વાગતા આ છોકરાં અને માસીસાસુને માથે જ આવી પડી

'પાલી, ખાટલો પાડ અને ઘરમાંથી ધોળી ગોદડી નાખ'

---

* બારૈયા વગેરે કોમોમાં પુરુષના નામ સાથે માનાર્થે વપરાતો શબ્દ.

માસીસાસુએ પોતાની બારેક વરસની ચબરાક દીકરીને કહ્યુ અને 'અધારૂ થાય તે પહેલા આટલી કોદરી જરા ઝાટકી લઉ ' બોલી સૂપડુ ચલાવવા લાગી. ઓછાઓછાં થઇને જમાઇની પરોણાગત કરવાને બદલે છોકરીને જ તે કામ સોપી દેવાનુ કારણ, અધારૂ થઇ જવા ઉપરાત જમાઇની પરોણાગત માટે જોઇતા દાણા પણ આ ભરડાયેલા કોદરામાથી જ કાઢવાની જરૂર એ પણ હોય.

ખાટલો ઢળાયો અને જમાઇ હોણે ખભા પરની પછેડી ઉતારી ખાટલા પર મૂકી અને સહેજ ખોખારો કરી બેઠા. ત્યા જાણે કોઇ તમાસાની રાહ જોઇ રહ્યા હોય તેમ ઘરના ખૂણા પાસે લપાયેલા છોકરા હુકમસર હસતા હોય તેમ હીહીહીહી કરતા હસી પડયા

'મેર રાડ પાલુડી, ઊભી રહે !' કહીને માસીસાસુએ ઊમરા પાસેનુ ખાસડુ છૂટ્ટુ ફેકયુ થયું હતુ એમ કે પાલીએ ખૂણીથી પાથરેલા ત્રણ પાયાવાળા ખાટલા પર બેસવા જતા જમાઇ હોણ વિચિત્ર રીતે ગોથું ખાઇ ગયા હતા. પાલી પોતાના આ પરમપ્રિય બનેવીને મશ્કરીભાવે ખૂબ જ ભજતી હતી. આ ભક્તિનો આવિર્ભાવ બેન–બનેવીના લગનથી જ થઇ ચૂકયો હતો. અને જયારેજયારે એમનો મેળાપ થતો ત્યારે, સુધરેલા અથવા કહો કે ભણેલા લોકોમા કાગળપત્ર મારફત લેવાતાદેવાતા ભાવના સોદા કરવાની જે સગવડ હોય છે તે અહી ન હોવાને કારણે એ અણવપરાયેલી ભક્તિની શક્તિ બહુ વેગપૂર્વક બહાર પડતી

લગન વેળા જમાઇને હેરાન કરવામા હરીફાઇ કરી રહેલી આઘેપાસેની ઘણી સાળી વગેરેમા પાલીએ રેકર્ડ તોડયો હતો જમાઇઓ પણ આની ભાવભક્તિનો ઘટતો ઉત્તર સાધારણ રીતે આપે જ છે. પણ આશા હોણ જરા સહનશીલ કહો, નરમ કહો, કે શાત કહો એવા હતા તેથી એ જવાબો આપવામા શિથિલ હતા,

એટલે આ લેકોને જમાઈને ચીડવવાની ખૂબ મજા પડતી પણ એ જે કંઈમશ્કરીઓ વેઠી લેતા તેની પાછળ એમની ખાનદાની તો દેખાઈ જ આવતી. ઘણા જમાઈઓના જેટલી હદે, જે અહીં જણાવવાની જરૂર નથી પણ ટૂંકામા કહીએ તો બેહદની હદે એ કદી ગયા ન હતા એમણે પાનમા ઉંદરની લીંડી ખાઈ લીધી હતી, ખાગ સ્વાદની ચા પી લીધી હતી, બકરાની લીંડીઓનો હુક્કો પીધો હતો, એવું બધું અહીં ગણાવવાની જરૂર નથી. માત્ર છોકરીઓ એમના લગન કૂતરી, બિલાડી, વગેરે સાથે કરવાના ગીત ગાતી ત્યારે તેઓ એટલું જ કહેતા, ‘તાણે તમે ય કોણ બીજીઓ છો ?’

એના જવાબમા ‘તાણે આવો તો ખરા લગન કરવા !’ એટલુ કહીને તેઓ નાસી જતી.

આજે આશા હોણ આવ્યા ત્યારે આવા ઠીકિયાવેડાને બદલે ગભીર દિલગીરી જાળવવી વધારે યોગ્ય હતી. જમાઈ હોણ ઘરભગ થયા પછી પહેલીવાર જ અહીં આવતા હતા. માસીસાસુએ તો મલાજો પાળ્યો, પણ આ છોડીઓ ! એ કઈ ગાઠે તેવી હતી ? માણસોમા બાળકો, એટલે કે દસ પદર વર્ષની છોડીઓ બહુ ગભીર કાળજી રહે એ સભવિત ન હતુ ઊલટું આપણે ત્યા બને છે તેમ ઘણીવાર એક સ્ત્રીના મરણ સાથે બીજી સ્ત્રીનુ મગલ જોડાયુ હોય છે એટલે સ્ત્રીના મરણનો ભાગ્યે જ કોઈ ગોક કરે છે અને જમાઈ જેવુ માણસ ત્રણ પાયાના ખાટલા પરથી ગોથુ ખાય ત્યારે મરવા પડયા હોઈએ તો ય એટલુ તો હસી લેવાનુ મન થાય જ.

‘છોડી પાલી ! ઓરી આવ.’ માસીમાસુએ કડક થઈને હોકારો કર્યો છોકરાના રોળામાથી છૂટી પડીને પાલી ધીરી

માસીસાસુએ પોતાની બારેક વરસની ચબરાક દીકરીને કહ્યું અને 'અંધારૂ થાય તે પહેલા આટલી કોઠરી જરા ઝાટકી લઉ ' બોલી સૂપડું ચલાવવા લાગી. ઓછાઓછા થઈને જમાઈની પરોણાગત કરવાને બદલે છોકરીને જ તે કામ સોંપી દેવાનું કારણ, અંધારૂ થઈ જવા ઉપરાત જમાઈની પરોણાગત માટે જોઇતા દાણા પણ આ ભરડાયેલા કોઠરામાથી જ કાઢવાની જરૂર એ પણ હોય.

ખાટલો ઢળાયો અને જમાઈ હોણે ખભા પરની પછેડી ઉતારી ખાટલા પર મૂકી અને સહેજ ખોખારો કરી બેઠા. ત્યા જાણે કોઇ તમાસાની રાહ જોઈ રહ્યા હોય તેમ ઘરના ખૂણા પાસે લપાયેલા છોકરા હુકમસર હસતા હોય તેમ હીહીહીહી કરતાં હસી પડયાં.

'મેર રાડ પાલુડી, ઊભી રહે !' કહીને માસીસાસુએ ઊમરા પાસેનુ ખાસડું છુટ્ટું ફેંક્યુ. થયુ હતુ એમ કે પાલીએ ખૂબીથી પાથરેલા ત્રણ પાયાવાળા ખાટલા પર બેસવા જતા જમાઈ હોણ વિચિત્ર રીતે ગોથું ખાઈ ગયા હતા પાલી પોતાના આ પરમપ્રિય બનેવીને મશ્કરીભાવે ખૂબ જ ભજતી હતી. આ ભક્તિનો આવિર્ભાવ બેન–બનેવીના લગનથી જ થઇ ચૂક્યો હતો. અને જ્યારેજ્યારે એમનો મેળાપ થતો ત્યારે, સુધરેલા અથવા કહો કે ભણેલા લોકોમા કાગળપત્ર મારફત લેવાતાદેવાતા ભાવના સોદા કરવાની જે સગવડ હોય છે તે અહીં ન હોવાને કારણે એ અણવપરાયેલી ભક્તિની શક્તિ બહુ વેગપૂર્વક બહાર પડતી

લગન વેળા જમાઈને હેરાન કરવામા હરીફાઈ કરી રહેલી આધેપાસેની ઘણી સાળી વગેરેમા પાલીએ રેકર્ડ તોડયો હતો. જમાઈઓ પણ આની ભાવભક્તિનો ઘટતો ઉત્તર સાધારણ રીતે આપે જ છે. પણ આશા હોણ જગ સહનશીલ કહો, નરમ કહો, કે શાત કહો એવા હતા તેથી એ જવાબો આપવામા શિથિલ હતા,

એટલે આ લોકોને જમાઈને ચીડવવાની ખૂબ મજા પડતી. પણ એ જે કંઈમશ્કરીઓ વેઠી લેતા તેની પાછળ એમની ખાનદાની તો દેખાઈ જ આવતી. ઘણા જમાઈઓના જેટલી હદે, જે અહીં જણાવવાની જરૂર નથી પણ ટૂંકામા કહીએ તો બેહદની હદે એ કદી ગયા ન હતા. એમણે પાનમા ઉંદરની લીંડી ખાઈ લીધી હતી, બાગ ચ્હાની ચા પી લીધી હતી, બકરાની લીંડીઓનો હુક્કો પીધો હતો, એવું બધું અહીં ગણાવવાની જરૂર નથી. માત્ર છોકરીઓ એમના લગન કૂતરી, બિલાડી, વગેરે સાથે કરવાના ગીત ગાતી ત્યારે તેઓ એટલું જ કહેતા, 'તાણે તમે ય કોણ બીજીઓ છો ?'

એના જવાબમા ' તાણે આવો તો ખગ લગન કરવા !' એટલું કહીને તેઓ નાસી જતી.

આજે આશા હોણ આવ્યા ત્યારે આવા કીડિયાવેડાને બદલે ગભીર દિલગીરી જાળવવી વધારે યોગ્ય હતી. જમાઈ હોણ ઘરભગ થયા પછી પહેલીવાર જ અહીં આવતા હતા. મામીસાસુએ તો મલાજો પાળ્યો, પણ આ છોડીઓ ! એ કંઈ ગાંઠે તેની હતી ? માણસોમા બાળકો, એટલે કે દસ પદર વર્ષની છોડીઓ બહુ ગભીર ઠાવકી રહે એ સભવિત ન હતુ ઊલટું આપણે ત્યા બને છે તેમ ઘણીવાર એક સ્ત્રીના મરણ સાથે બીજી સ્ત્રીનુ મગલ જોડાયુ હોય છે એટલે સ્ત્રીના મરણનો ભાગ્યે જ કોઈ શોક કરે છે અને જમાઈ જેવુ માણસ ત્રણ પાયાના ખાટલા પરથી ગોથુ ખાય ત્યારે મરવા પડયા હોઈએ તો ય એટલુ તો હસી લેવાનુ મન થાય જ.

' છોડી પાલી ! ઓરી આય ' મામીસાસુએ કડક થઈને હોકારો કર્યો છોકરાના ટોળામાથી છૂટી પડીને પાલી ધીરી

ધીરી મા પાસે ગઈ. 'જા દીકરી, તારા બનેવીને પાણી આપ. ડાહી થઈને હો !'

પાલી એક ચીકણી લોટી ભરીને પાણી લઈ આવી અને બનેવીના હાથમા આપી સોડિયામા હાથ ઘાલી હોઠ સુધીનુ મો લૂગડાથી ઢાકીને પાસે ઊભી રહી આશા હોણ પોણીએક લોટી પાણી પી રહ્યા હશે ત્યા તેણે ઢાકેલા હોઠ પાછળથી જ ખડખડાટ હસવાનુ શરૂ કરી દીધુ. નવાઈ પામેલા બનેવીના હાથમા લોટી અદ્ધર રહી ગઈ. અને ફાટી આખે તે પેલી હસતી તોફાની આખો તરફ જોઈ રહ્યા.

'શુ કર્યું વળી, વતરી ?' માએ કોદરા ઝાટકવા બધ રાખીને પૂછ્યુ. પણ આ 'વતરી'એ જે કર્યું હતુ તે તેને કોઈ જણાવી શકે તેમ ન હતુ. માનો સાદ સાંભળી છોકરીએ મો પરથી હાથ હઠાવી લીધો અને તેનું ખડખડાટ હસતું મો અનેરી મનોરમતાથી દીપી રહ્યુ ગભરાયેલા અને આશ્ચર્ય ચકિત બનેલા પુરુષની આખો આ જાજરમાન સ્ત્રીત્વને પી રહી પાલી હસીને ઢંડી પડી અને આશા હોણના મો પર એક આછું સ્મિત આવ્યુ. અને બને એક બીજાની સામે મદ સ્મિતભર્યા મોથી જેઈ રહ્યાં, વિપળની પણ વિપળ જેટલો વખત.

'કેવા ભડકાવ્યા !' પાલી બોલી.

'ઓત્તમારીની !' આશા હોણ એટલુ જ બોલ્યા અને એક જ મિનિટમા ક્યાકથી ચઢી આવેલી શરમ અને મુગ્ધતાથી તેના તરફ જેવા ગયા ત્યા તો તે ચાલી ગઈ

'છોકરી, બહુ અટક્ચાળા ના કરતી, નહિ તો તારા બાપને કહી દઈશ તો બગડો બોખરે કરી નાખશે ! જા, ચૂલો સળગાવ અને પાણીની દેગડી મૂકી, કૂવેથી બેડુ ભરી આવ.'

કોઈ પરવા નથી એમ જણાવતી હોય તેમ ખભા ઊંચા કરી પાલી ઘરમા ગઈ અને મોટી મોટી બે ગાગરો લઈને નીકળી.

'ચાલો અલી, કોઈને આવવુ હોય તો કૂવે' એમ કહીને બીજી છોકરીઓના ટોળાને લઈ તે ફળિયામાથી દમામથી ચાલી ગઈ

આકાશમા તારા ઊગ્યા, મોંસૂઝણુ બધ થયુ, અને ચાદર ઓઢવી પડે તેવી ટાઢ વાવા લાગી ત્યારે ખેતરેથી ભાયડા આવ્યા આશા હોણના મામાસસરા પાડોશીઓ વગેરેએ પોતાના હળલાકડા, ગાડા બળદ ઠેકાણે કરી દીધા, અને પોતાના ઘરભણી વળ્યા. ખાટલા પર કોઈ માણસને બેઠેલુ જોઈ મામા સાસરા જરા અટક્યા, જરાક તાકીને જોયુ, અને બોલ્યા :

'કોણ છે અલ્યો ? આશા હોણ કે ?'

'રામરામ, પરતાપ હોણ' કહી આશા હોણે ઊભા થઈ હાથ લબાવ્યા. પરતાપ હોણે જમાઈના હાથ હાથમા લીધા અને બને પરસ્પર પોચાપોચા ભેટ્યા.

અલ્યા ચંદુડા, પેલા કરાંઠા લઈ આવ, અને તાપણી કર' કહી પરતાપ હોણ ઓટલા પર બેઠા

પાલીના ભાઈ ચદુડાએ તાપણી કરી અને તેની ફરતા ધીરે ધીરે ફળિયાના બધા આદમી ભેગા થયા પરતાપ હોણના ઘરમાથી હુક્કો આવ્યો, કરાંઠીનો દેવતા ચલમમા ભરવામા આવ્યો, અને હુક્કો વારાફરતી હાથોહાથ ફરવા લાગ્યો એ હુક્કો પીતાપીતા આડી અવળી ખબરો પૂછતા, તાપણીના વધતા ઓછા પ્રકાશમા સૌ આ મહેમાનના, દાઢીના ભાગ ઉપર ઊગી નીકળેલી અર્ધા ઇચની દાઢીવાળા, સાકડા કપાળવાળા, હોઠવાળા, સીધા નાકવાળા, તથા કાળી લાબી ભમરોવાળા, મીઠાશથી ભરેલા મો તરફ જોઈ રહ્યા.

તાપણીનુ બળતુ થોડીથોડી વારે હોલવાઇ જતું તેમા નવુ બળતણુ ઉમેરવામાં આવતુ અને તે થોડી વાર ધુમાઇને ભડકો થતુ તાપણીનો ધુમાડો તાપનારાઓના નાકને સહે જ અણ-ખત કરતો ઊંચો ચડી જતો, અને ભડકો થતા તેના પ્રકાશમાં બધાના સહેજ ખેંચાયેલા મો ધીરે ધીરે અસલ સ્થિતિએ આવી જતા દૃશ્યમાન થતા. આ અલ્પ મૂઝવણુની હાલતમા વાતચીતના શબ્દો તૂટકતૂટક વહેંચાઇ જતા વાતની સાંકળ કદીક તૂટતી, તૂટતી ત્યાથી વળી સંધાતી, કે વળી નવો જ ફણગો પાછો ફૂટતો.

આ વાતચીતમા નવા જન્મેલા છોકરાંની, નવા ખરીદેલા બળદોની, મરી ગયેલા ડોસાડોસીઓના બારમાની, નવી વહુઓની અધરણીઓની, કોકના મોલ ગુડાયાની, કોકે કોકને ઝાટકયાની, ખેતરની ખેતીની, એમ અનેક ખબરો પુછાઇ ગઇ. અને એમા એક મુદ્દાની વાત પણુ ચર્ચાઇ ગઇ. તે હતી પરતાપ હોણુની પાલી જોડેના આશા હોણુના લગનની. 'જૂગતે જોડુ છે, બેનના ઘરમાં બેન જાય છે.' એમ કહી બધાએ તે વાત વધાવી લીધી, પણુ ધીરે રહીને પરતાપ હોણુના વહીવટદાર જેવા પડોશીએ અંદર ઉમેર્યું કે જમાઇ હોણે સસરાને બળદ લેવા બમે રૂપિયા આપવા પડશે. અને જૂનીના ઘરેણુા નહિ ચાલે, પાલી સારૂ નવા જ કરાવવા પડશે. નહિ તો હવે નાતમા બીજા છોકરા કયા નથી? આશા હોણુને લાગ્યુ કે આ કન્યા આપણે મેળવવાની આશા મૂકવામા જ સાર છે ડોસી પછી ૭ મહિને વહુ મરી જાય, એ બેના કારજ ઉકલવાના, વાણિયાનું વ્યાજ ભરવાનું, અને આટલા ઘરેણુા અને રૂપિયા કાઢવા એ બધુ તે કેમ બને? હાન્નાનો ચોખ્ખો જવાબ આપ્યા વિના જ તેમણે બીનુ સંકેલી લીધુ. ત્યા અંદરથી માસીસાસુનો ટહુકો સંભળાયો.

'એ ઊઠો જમવા.'

'લ્યો જમી લ્યો, ભિયા !' કહેતા બધા ઓટલી ચાદરોની ધૂળ ઝાટકતા ઊઠયા, અને ફરીથી મામીસાસુનો બુલંદ અવાજ ગભગાયો.

'છોડી પાલી !'

'એ...ઓ' અવાજ આવ્યો.

આશા હોણુ એ અવાજની આમળા જેવી બળભરી તીવ્ર મીઠાશ પી રહ્યા.

'આ તારા બનેવીને પગ ધોવા પાણી આપ.' માના હુકમને માન આપી ગરમ પાણીનો કળશો લઇ આખુ અંગ ઓઢિયામા સંતાડની પાલી આવી અને ઓટલા પાસે ઊભેલા આશા હોણુના ભણી હાથ લબાવી બોલી

'લ્યો !'

'મૂકો ઓટલા પર હું જરા બહાર જઇ આવું.' કહી આશા હોણુ પોતે મૂકેલા જોડા વાકા વળી ખોળવા લાગ્યા. ખોળતા ખોળતા તેમને લાગ્યુ કે ક્યાકથી પાણીના છાટા તેમના પર પડે છે તેમણે ટટાર થઇને જોયુ તો વાદળામા વીજળી ચમકે તેમ પાલીના મો પર મલકાટ ચમકી રહ્યો છે. તેમણે ધીરે રહીને કહ્યું:

'હજી કંકુ છાટવાની તમારે બહુ વાર છે'

'નથી. આ લ્યો, જુઓ !' કહી પાલીએ ખોબો ભરીને પાણી તેમના મોં પર છાટયુ. ધોતિયાથી મો લૂછતા આશા હોણે કહ્યું.

'મહુ થયુ હવે. મારા જોડા બતાવોને'

'જોડા શું કરવા છે તમારે? મારી જોડીઓ પહેરી જાઓ. કેનશ ખેચી ગયાં હશે !'

આશા હોણ કંઇ પણ બોલ્યા વિના ગુપચુપ ફળિયા બહાર જવા લાગ્યા.

'ત્યા ના જશો. આમ પછવાડે જ જાઓ ક ને !' પાલીએ બહુ ઠાવકાશથી કહ્યું. અને તેમણે તે બાજુ થોડાક પગલા ભર્યા ન ભર્યાં ને તેમના મોમાથી બેચાર તીવ્ર સીસકારા નીકળી ગયા. ત્યા આગળ બાવળીનુ એક ઝરડુ પડ્યું હતુ. એના કાટા બનેવીને વાગે એવી રીતે પાલીએ રસ્તો બતાવ્યો હતો. આ સીસકારની મઝા લઇ લીધા પછી આશા હોણનો ક્રોધ વેઠવા ત્યા ઊભા રહેવાની જરૂર નહતી.

આશા હોણ પરવારીને હાથમો ધોઇ માસાસાસરા સાથે જમવા બેઠા. એમની સાળી રસોડાની કોઠી પાછળ લપાઇને જોતી હતી. જમાઇ જમતા જમતા દરેક ચીજ તપાસીને ખાતા હતા. પણ એમા કંઇ ગભરાવે એવી વસ્તુ આવી નહિ. માત્ર એક જ નાનો બનાવ બની ગયો. બળદ છૂટી ગયો હોવાથી પરતાપ હોણ જમવાનુ મૂકીને જરા બહાર ગયો તેવામાં ઊંચી પુછડીએ મિયાઉં મિયાઉ કરતી બિલાડી ઘરમા આવી. અને કોઠી પાછળથી પાલી ધીરે રહીને બોલી

'તમને બોલાવે, આશા હોણ?'

'કોણ?' તેમણે જરા આતુર થઇને પૂછ્યું.

'આ તમારી ..' પણ પાલી વાક્ય પૂરુ કરે તે પહેલાં જ તેના બરડામા લાકડાનો ચાટવો તેની માના હાથે પડી ચૂકયો હતો. જો કે આશા હોણ આ પ્રકારે પોતાના અપમાનનો બદલો લેવાયો તે માટે રાજી ન હતા બળદ બાધીને પરતાપ હોણ આવી ગયા પછી જમણ શાતિથી નિર્વિઘ્ને પાર પડ્યું.

જમ્યા પછી ફરીથી ફળિયામાં તાપણી થઈ. આ વેળા બૈરાંઓએ પણ જુદી તાપણી કરી હતી. ઘણી ઘણી વાતોને અંતે આ તાપવાનો કાર્યક્રમ એક ઘરડી ડોશીના નીચેના શબ્દોથી પૂર્ણાહુતિ પામ્યો.

'ચો ચાલો, ઊંઘી જાઓ હવે, ક્યાં લગી તાપ્યા કરીશું ? આખું ને તાપ્યું કેટલું પહોંચવાનું છે ?'

અને આંગણામાં ઢાળેલા બે ખાટલા પર માસાસસરા અને જમાઈ સૂવાને માટે જઈને બેઠા. થાકેલા પરતાપ હોઈ સૂતાવાર જ ઊંઘી ગયા. આગા દોગુ પગાપગ આકાશમાં જોઈ રહ્યા. અને અચાનક એમને ઝાડાની હાજત થઈ તેમણે ઊઠીને બારણું ઠોકીને પાણી માગ્યું. તેમના જોડા મૂળ જગાએ આવી ગયા હતા. માસી-સાસુએ એક પાણી ભરેલો કળશો ઓટલા પર મૂકી કહ્યું, 'આ હાથપગ ધોવાને'

થોડી વાર પછી તે જ્યારે હાથપગ ધોઈને ખાટલામાં સૂવા ગયા ત્યારે તેમણે જોયું કે તેમને માટે ઓઢવાની જે ગોદડી મુકાઈ હતી તે ખાટલા પર ન હતી. ગોદડીની શોધ કે માગણી કરવાનું નિરર્થક સમજીને તેમણે તાપણીના બૂઝાયેલા અગ્નિ પર હાથ પગ શેક્યા, ઓશીકે મૂકેલો ફેંટો ચાદરની અંદર બેવડો તેવડો કરીને વાળ્યો અને પહેરેલાં કપડાં સાથે તેમણે ખાટલા પર લંબાવ્યું.

અને તેમણે ઊંઘવા માંડ્યું. આવી રીતે ગોદડી વિના સૂવું એ એમના જેવી ખાંપણી જાતને માટે કંઈ અસાધારણ બનાવ ન હતો. અને તે બરાબર ઊંઘી ગયા. માણસનું જીવતું શરીર પાથરેલી ગોદડીને પોતાની હૂંફ આપતું હતું. અને જ્યારે એક બાજુ અતિશય ઠંડું થઈ જતું ત્યારે તે નીચે હૂંફાયેલી ગોદડીની હૂંફ લેવા આપોઆપ નીચે જતું. અને હૂંફ પામેલું પાસું પેલા

ઠરી ગયેલા પાસાને હૂફ આપવા ઉપર આવતું. આમ શરીર ઇચ્છાશક્તિના સક્રિય ઉપયોગ વિના પણ પોતાની ગરમી જાળવી રહેવા લાગ્યુ, અને એ દરમિયાન નવરી પડેલી ઇચ્છાશક્તિ સુષુપ્ત મન પ્રદેશમા પ્રવાસે ઉઠી.

આશા હોણ મસાણમા બેઠા છે. અને ભીની આખે પોતાની મરેલી વહુ જીવીની ચિતાને બળતી જોઈ રહ્યા છે. તે છૂટે મોએ રડી શકતા નથી. કારણ કે એમને ડર છે કે બીજા મહેણુ મારશે કે બાયલો બાયડી પાછળ રોવા બેઠો છે. એમના ભાઈબધ ચિતાને વાસડા વતી ખોરતા હતા. એ દેવતાના ઝાળો પોતાના મોઢાને કેવી તપાવતી હતી! ચિતાની ગરમીથી ત્રાસી ઘણા જણ દૂર જઈ બેઠા હતા. પણ પોતે તો મોઢુ લાલચોળ થઈ જવા છતા ત્યાં બે હાથ છેટે જ બેમી રહ્યા હતા જેણે જીવતાં હૂફ આપી હતી તેની ચિતામાથી પણ જે ગરમી મળે તે પણ છેલ્લી છેલ્લી સઘરી ગખવા જેવી જ ખરી ને!

હા, એ જીવતી હૂફ! માટીના ખોરડામા, કાથીના ખાટલા પર, ચીથરાની ગોદડી ઓઢીને બે શરીર એક બીજાની હૂફે હૂફાઇ રહ્યા છે, ત્યા પ્રેમપ્રલાપ નથી, કૃત્રિમ જીવનના આલાપ વિલાપ કે વલવલાટ નથી. એ જીવીનું જીવતુ શરીરઆશા હોણને જીવનની મીઠાશ પિવાડી રહે છે પરસ્પરના શરીરમાં અગેઅગ મધુરી ઉષ્માનુ કેન્દ્ર બની રહે છે. જીવીનુ ખોરા ધૂપેલથી મોડતુ માથું, કે આશા હોણનુ ચૂગીની આકરી તમાકુથી ગધાતુ મો, એથી કઇ એકબીજાને કશી નડતર નથી થતી.

અને આશા હોણ રોટલા ઘડતી જીવીના ચૂલા પાસે તાપવા બેસે છે. બેઠાબેઠા બળતું સદોર છે અને હાથની ચૂડીઓ તથા બગડીઓના રણકાર સાથે રોટલા ટીપતી વહુના, ટીપવાના ધ્યાનમાં

સહેજ વાંકી વળી ગયેલી ડોક પરના નાજુક મો તરફ તાકી રહે છે ફ્લેડાની નીચેથી નીકળતી બળતણની ચચળ ઝાળ જીવીના મોને ગુમડી ઝલકથી મનોરામ બનાવી મૂકે છે કલેડામા રોકાતા રોટલાની મીઠી વરાળ તેમના નાકને પુલકિત કરે છે અને વૃત્તિઓનુ પૃથક્કરણુ ન શીખેલા આશા હોણુ પેલા મોની, રોટલાની તથા દેવતાની મીઠાશમાથી કઇ વધારે મીઠી છે તેનુ વિમર્શન કર્યા વિના ત્રણેનો આસ્વાદ લઇ રહે છે

અને એ ઘરને ઊમરે પ્રથમ પગલુ મૂકે છે એ પણ શિયાળો જ હતો. અને માયરામા વહુની પાસ બેઠેલા નાના આશા હોણુ ચોરીના ધૂમાડાથી મૂઝાય છે તો યે તેના અગ્નિની હૂંફ તેમને ગમે છે ગોર અષ્ટપષ્ટ ભરડે છે, અને એમની બ્રાહ્મણોની મશ્કરી પ્રમાણે કહે છે ‘ ભાઇ, બેનનો હાથ ઝાલો ! ’ એ હસ્ત-મેળાપ, એ જાનૈયણોના ગીતો, ચોરીનો ધુમાડો, શિયાળાની રાત, અને ગતી કોરવાળા ધોળા પાનેતરમા જાણે જીવતી જ ન હોય તેમ સ્થિર બેઠેલી જીવી બાળપણના તોફાની સ્વભાવે તેને ચૂંટી ભરવાનુ મન આશા હોણુને થઇ જાય છે પણ બાપા જાણે તો ઝૂડી નાખે એ બીકે તે હાથની ચળ દબાવી રાખે છે

ચિતા, ચૂલો અને ચોરીના આ ત્રિવિધ તાપે આશા હોણુ એકાએક તાપે છે, પણ કેમ જાણે ઠડી ઊડતી જ નથી એમનો જીવ ઘડી ભર ‘જીવી, જીવી, જીવી !’ લવી રહે છે. ગળે ડૂમો ભરાય છે. ‘મેર બાયલા, બૈરી મરી ગઇ એમા રડે છે શુ ? કાલે બીજી આવશે ’ કોઇ મુરબ્બી એમને ટપારે છે અને પેલી ચિતા-માથી, પોતે જ્યારે છારી વાળવા ગયા, ત્યારે તેમાંથી જ એક બીજી પૂતળી મલક–મલક કરતી હાથમા પીતળની લોટી લઇને નીકળે છે. અને તેમના ખાટલા પાસે ઊભી રહીને હાથ લબાવી

કહે છે. 'લો, પાણી ' પોતે પાણી લેવા હાથ લાંબો કરે છે પણ પેલી લોટીને હાથ પહોચતો જ નથી. 'લો, પાણી લો. પાણી !' કહેતી એ આકૃતિ પાછે પગલે હટતી જાય છે અને પોતે ખાટલા પરથી ઊઠી તેની પાછળ ચાલવા લાગે છે અને એકાએક પેલી મલકમલક થતી છોકરીને બદલે મોટા ફેંટાવાળો મરદ તેમની આગળ આવીને ઊભો રહે છે. 'લાવ બસેં રૂપિયા, નહિ તો વાઢી નાખુ છુ.' એમ તે પડકારે છે. અને ખભા પરનુ ધારિયું ઊચકે છે તે ઘા મારવા જાય છે પણ ધારિયાને બદલે પાણીનો ખોબો પોતાના મો પર છટાય છે. એટલાથી જ એમનું શરીર કારમી ઠડી અનુભવવા લાગે છે તેમનુ આખુ શરીર ઊધમા વળ ખાય છે અને પાસુ બદલે છે. સ્વપ્નમાથી ઝબકીને તે આટલુ જ બોલે છે ' સાલાં, કેવા કેવા શમણા આવે છે !'

ફરીથી તે જપી જાય છે. સ્વપ્નો શરૂ થાય છે. હવે બધાં ટાઢનાં જ સ્વપ્ન આવે છે. ગળામા ઘડીઘડી ડૂમો ચડી આવે છે. શરીર ટૂટિયા વળવા લાગે છે. અને તે વચ્ચે હિમ પડેલું ત્યારે ખેતરમા સૂઇ રહેલા તેમના કાકા સવારે ટાઢથી મરી ગયેલા તે જીવતા થઇ પાછા આવે છે આશા હોણ કહે છે ' આવ્યો કાકા, હો !' અને પોતે જાણે હિમની ચાદર ઓઢવાની તૈયારી કરે છે ત્યા ધીરેધીરે કશુક ગરમ તેમના શરીરને અડતુ લાગે છે, ધીરેધીરે એમના બગડાને અડીને એક દ ફાળુ શરીર સૂવે છે તે સ્વપ્નમાં બોલે છે 'આવી કે ? કયારનો મને ટાઢે મારી નાખ્યો ?' પેલી જવાબ દેતી નથી. પોતાનામા પડખુ ફરવાની હિમત નથી. રખેને એ હૂ ફ દેનાર નાસી જાય ! પણ એ છે કોણ ? એ પૂછ કરીને સૂતેલા પ્રાણીનું મોઢું ઘડીમા જીવીનુ લાગે છે, ઘડીમાં પાલીનું લાગે છે. તે વળી કરગરે છે 'પણ તારુ મો તો જોવા દે' પણ લાજાળ સ્ત્રી મોં બતાવતી જ નથી. 'તારી સવારે વલે છે.'ની

ધમકી આપી સ્વપ્નમા આશા હોણ ડૂબી જાય છે અને પેલુ શરીર કશી જ હિલચાલ કર્યા વિના તેમને ગરમી આપી રહે છે

સવારના પહોરમા પરતાપ હોણ વહેલા ઊઠીને ખળામા ચાલ્યા જાય છે, માસીસાસુ કોઠમા વાસીદુ વળગે છે અને પાલી ઓટલા પર દાતણ કરતા કરતા બનેવીના ખાટલામા એક વેતકની લાલ વાકી વિચિત્ર વસ્તુ જુએ છે, અને નવાઈ પામે છે તે આસ્તેથી ખાટલા પાસે આવે છે અને પેલી વાકી વસ્તુને જોઈને ચુપચુપ ચાલી જઈને ફળિયામા બધા છોકરાને 'કંઈ બતાવુ' કહીને આશા હોણના ખાટલા કને ભેગા કરે છે. પેલી લાલ વાકી વસ્તુને જોઈ બધાના મોમાથી હસવુ નીકળે છે અને વાદળની ગર્જના પેઠે તે ક્રમશ વધતુ જાય છે. છેવટે એક છોકરો તાપણી-માથી એક બળતુ કરાઠુ પકડી લાવી પેલા લાલ પદાર્થમા ચાપવા જાય છે ત્યા બધા જોરથી ખડખડાટ હસી પડે છે અને આશા હોણ ઝબકીને બેઠા થાય છે.

તે જુએ છે તો પોતાની પડખે એક કૂતરી લપાઈને સૂતેલી હતી તેમને ગભરાયેલા જોઈ છોકરા વધારે હસે છે. કૂતરી સહેજ સળવળે છે ત્યા પેલો છોકરો બોલે છે

'લાલી લાલી, તૂ તૂ.'

ઊઠવાની ઇચ્છા બતાવ્યા વગર, લાલી સૂતી સૂતી વાકી પૂછડીને હલાવતી તૂતૂના કરનાર ભણી જુએ છે અને વળી પાછી આશા હોણના ભણી જુએ છે અને પાલી બોલે છે

'આશા હોણ, આ કોને લઈને સૂતા હતા ?'

તોફાન વધતુ જોય છે, છતા કૂતરી ખાટલામાથી ઊઠતી જ નથી કોક કહે છે, 'હાકોને એને ખાટલામાથી' અને પાલી જવાબ આપે છે

'હવે શું કરવા હાંકે? રાતમાં લગન કર્યાં લાગે છે.'

આશા હૉણુ પાલીના સામે એક કરડી નજર કરી તેના પર-નો રોષ કૂતરી પર ઠાલવતા હોય તેમ બેઠાબેઠા જ કૂતરીને લાત લગાવે છે, કૂતરી ચાઉંચાઉં કરતી નાસે છે.

પૂછડી દબાવીને નાસતી કૂતરી તરફ દયાપૂર્ણ નેત્રે જોતાજોતા તેમણે મોઢા પર એક અવર્ણ્ય કંટાળા સાથે શરીરને ચાદર લપેટી દૂર ઊભેલી પાલી તરફ સ્થિર નજરે નિહાળ્યા કર્યું. એ દૃષ્ટિમાથી જોનાર એક જ ભાવ તારવી શકે તેમ હતું જો કે એ ભાવ અનુભવનાર પોતે તેને સ્પષ્ટ શબ્દોમા મૂકી શકે તેટલો વિદગ્ધ નથી. તેમની મૂક દૃષ્ટિ કહેતી હતી:

'ભલે ભાઈ હમો, પણ કહો તો ખરાં કે આટલી ય હૂંફ માણમોમાંથી ક્યારે મળે છે?'

હાવભાવ અને મર્યાદાઓ પાળે છે, પોતે એ જાણતા નથી અને તેથી હૃદય ઉપર નાહકનો ભાર વહ્યા કરે છે.

યોગેશ અને નીરૂ કિશોરીના ગાઢ મિત્રો હતા એ દરમ્યાન જ અનેક ઓળખાણોમાથી રવીન્દ્રની ઓળખાણ મૈત્રીનુ સ્વરૂપ લેવા માડી હતી કિશોરીના મનમા તો બધી બધી ઓળખાણો સમાન હતી. એ સમદૃષ્ટિએ જોનારી હતી પણ સંકુચિત હૃદયનો રવીન્દ્ર એમ સમજી બેઠો હતો કે કિશોરી પોતાની મૈત્રીને લાયક છે, અને પોતે કિશોરીની મૈત્રીને લાયક છે એણે તો દૂર દૂરના સ્વપ્નો પણ રચવા માડયા હતા.

સુરેખા આ બધુ જોયા કરતી અને મનમા ને મનમા કિશોરી ઉપર ચીડાતી. કિશોરી એ જાણતી હતી પણ એને સુરેખાની કે કોઇની પરવા નહોતી. એ હમેશ સગર્વ કહેતી, 'બેવકૂફોને બનાવતા આવડવુ જોઇએ.' સુરેખા જવાબ આપતી 'એના ભવિષ્યનો તો કઇક વિચાર કર.' કિશોરી જવાબ આપતી 'મારે શા માટે એવા વિચારો કરવા જોઇએ? હું એને બોલાવવા નથી જતી, એ જાતે અહી આવે છે.' અને કિશોરીની એ વાત સાચી હતી કિશોરી કોઇને બોલાવવા નહોતી જતી. આટલી બધી ઓળખાણોમા એક પણ એવી ઓળખાણ નહોતી કે જે કિશોરી તરફથી શરૂ થઇ હોય, કોઇ એના સામે જુએ ને કિશોરી હસે એમા એનો શો દોષ? ચાલતા ચાલતાં પોતાના હાથમાથી કોઇ વસ્તુ પડી જાય અને પાછળ ચાલનાર કોઇ જુવાન હસીને-દોડીને આપવા આવે, ત્યારે કિશોરી સસ્મિત આભાર માને એમા શું ખોટુ? આવી મૈત્રી રચવી એ જો ગૂનો હોય તો એ ગૂનો કરનાર કિશોરી નહોતી કિશોરી માથે વધુમા વધુ દોષ મૂકી શકાય તો એટલો મૂકી શકાય કે એ દીવાની પેઠે પ્રજ્વલિત રહેતી, પતંગીઆ તો એની મેળે જ દોડયા આવતા.

ગ્રીન્ડે જ્યારે કિશોરી પ્રત્યે લાગણી પ્રગટ કરવા માંડી ત્યારે કિશોરીએ પણ એની સાથે વધુ ફરવા માંડ્યું બીજા કુટુંબને તો એ સાથે ફરવા જવાની કે સિનેમા જોવા જવાની ના સુણાવી દેતી પણ ગ્રીન્ડની એવી માગણીઓને એણે સંતોષવા માંડી ક્યારેક ક્યારેક તો બીજા મિત્રોની વચ્ચેથી પણ કિશોરી ગ્રીન્ડને મળવા આવતી અને બીજા કંઈક ઈર્ષા અને કંઈક હતાશથી જોઈ રહે, એમ એ ગ્રીન્ડ સાથે એકલી ચાલી જતી. ગ્રીન્ડ પોતાની જાતને શાણો અને બુદ્ધિશાળી સમજતો હતો એટલે એણે માનવા માંડ્યું કે આ વિશાળ જગતમાં કિશોરીનો સાચો મિત્ર તો હું જ છું અને આ મૈત્રી જ કોઈ દિવસ.....સ્વરૂપ લેશે

પ્રેમે ત્યાગ તો કરવો જ જોઈએ. ન કરે તો પ્રેમ શાનો? ગ્રીન્ડે ત્યાગ કરવા માંડ્યો પૈસાનો ત્યાગ સહુ કોઈ કરે પણ ગ્રીન્ડે તો સ્વમાનનો અને પોતાના વ્યક્તિત્વનો પણ ત્યાગ કરવા માંડ્યો. કિશોરીનું કૃપાકટાક્ષ ઝીલવા માટે પ્રાણની આહુતિ આપવી પડે તો યે શું. એવું માનનાર એ પ્રેમી બન્યો કિશોરી માટે એણે પોતાની મૈત્રીઓ ત્યાગી. ઘરના સબંધો ને મીઠા સહવાસો ત્યાગ્યા. પોતાના મનની મોટી મોટી મહત્વાકાંક્ષાઓ પણ એ સમય પૂરતી ત્યાગી. એના દિલમાં એક જ વસ્તુ વસી રહી. 'કિશોરી' 'કિશોરી' એ રાત દિવસ ઝંખવા લાગ્યો.

અને કિશોરી પણ એને એટલો આનંદ આપતી! બંને ફરવા જતા ત્યારે ક્યાં જવું એ કિશોરી જ સૂચવતી અને એ સ્થળ પ્રેમીઓને માટે અદ્ભુત હતું એમ ગ્રીન્ડ કબૂલ કરતો કયું ચિત્ર જોવું એ કિશોરી નક્કી કરતી પરંતુ એ ચિત્રના પ્રેમદૃશ્યો સાથે કિશોરી પોતાની મૈત્રીના સંસ્મરણો જોડતી ત્યારે તો ગ્રીન્ડ ઘેલો ઘેલો થઈ જતો. કોઈ કોઈ વખતે કિશોરી કોઈ અત્યંત

હાવભાવ અને મર્યાદાઓ પાળે છે, પોતે એ જાણતા નથી અને તેથી હૃદય ઉપર નાહકનો ભાર વહ્યા કરે છે.

યોગેશ અને નીરૂ કિશોરીના ગાઢ મિત્રો હતા એ દરમ્યાન જ અનેક ઓળખાણોમાથી રવીન્દ્રની ઓળખાણ મૈત્રીનુ સ્વરૂપ લેવા માંડી હતી કિશોરીના મનમા તો બધી બધી ઓળખાણો સમાન હતી. એ સમદૃષ્ટિએ જોનારી હતી પણ સંકુચિત હૃદયનો રવીન્દ્ર એમ સમજી બેઠો હતો કે કિશોરી પોતાની મૈત્રીને લાયક છે, અને પોતે કિશોરીની મૈત્રીને લાયક છે એણે તો દૂર દૂરના સ્વપ્નો પણ રચવા માંડયા હતા.

સુરેખા આ બધુ જોયા કરતી અને મનમા ને મનમા કિશોરી ઉપર ચીડાતી. કિશોરી એ જાણતી હતી પણ એને સુરેખાની કે કોઇની પરવા નહોતી એ હમેશ સગર્વ કહેતી, 'બેવકૂફોને બનાવતા આવડવુ જોઇએ.' સુરેખા જવાબ આપતી 'એના ભવિષ્યનો તો કઇક વિચાર કર.' કિશોરી જવાબ આપતી. 'મારે શા માટે એવા વિચારો કરવા જોઇએ ? હું એને બોલાવવા નથી જતી, એ જાતે અહી આવે છે.' અને કિશોરીની એ વાત સાચી હતી કિશોરી કોઇને બોલાવવા નહોતી જતી આટલી બધી ઓળખાણોમા એક પણ એવી ઓળખાણ નહોતી કે જે કિશોરી તરફથી શરૂ થઇ હોય, કોઇ એના સામે જુએ ને કિશોરી હસે એમા એનો શો દોષ ? ચાલતા ચાલતાં પોતાના હાથમાથી કોઇ વસ્તુ પડી જાય અને પાછળ ચાલનાર કોઇ જુવાન હસીને–દોડીને આપવા આવે, ત્યારે કિશોરી સસ્મિત આભાર માને એમા શુ ખોટુ ? આવી મૈત્રી રચવી એ જો ગૂનો હોય તો એ ગૂનો કરનાર કિશોરી નહોતી કિશોરી માથે વધુમા વધુ દોષ મૂકી શકાય તો એટલો મૂકી શકાય કે એ દીવાની પેઠે પ્રજ્વલિત રહેતી, પતંગીઆ તો એની મેળે જ દોડયા આવતા.

રવીન્દ્રે જ્યારે કિશોરી પ્રત્યે લાગણી પ્રગટ કરવા માંડી ત્યારે કિશોરીએ પણ એની સાથે વધુ ફરવા માંડયુ. બીજા કેટલાયને તો એ સાથે ફરવા જવાની કે સિનેમા જોવા જવાની ના સુણાવી દેતી પણ રવીન્દ્રની એવી માગણીઓને એણે સતોષવા માંડી ક્યારેક ક્યારેક તો બીજા મિત્રોની વચ્ચેથી પણ કિશોરી રવીન્દ્રને મળવા આવતી અને બીજા કંઇક ઈર્ષા અને કંઇક હતાશથી જોઇ રહે, એમ એ રવીન્દ્ર સાથે એકલી ચાલી જતી રવીન્દ્ર પોતાની જાતને શાણો અને બુદ્ધિશાળી સમજતો હતો એટલે એણે માનવા માંડયુ કે આ વિશાળ જગતમા કિશોરીનો સાચો મિત્ર તો હુ જ છું અને આ મૈત્રી જ કોઇ દિવસ. ... સ્વરૂપ લેશે

પ્રેમે ત્યાગ તો કરવો જ જોઇએ. ન કરે તો પ્રેમ શાનો? રવીન્દ્રે ત્યાગ કરવા માંડયો પૈસાનો ત્યાગ સહુ કોઇ કરે પણ રવીન્દ્રે તો સ્વમાનનો અને પોતાના વ્યક્તિત્વનો પણ ત્યાગ કરવા માંડયો. કિશોરીનુ કૃપાકટાક્ષ ઝીલવા માટે પ્રાણની આહુતિ આપવી પડે તો યે શુ. એવું માનનાર એ પ્રેમી બન્યો કિશોરી માટે એણે પોતાની મૈત્રીઓ ત્યાગી ઘરના સબંધો ને મીઠા સહવાસો ત્યાગ્યા. પોતાના મનની મોટી મોટી મહત્વાકાંક્ષાઓ પણ એ સમય પુરતી ત્યાગી. એના દિલમા એક જ વસ્તુ વસી રહી. 'કિશોરી' 'કિશોરી' એ રાત દિવસ ઝંખવા લાગ્યો.

અને કિશોરી પણ એને એટલો આનંદ આપતી! બને ફરવા જતાં ત્યારે કયા જવુ એ કિશોરી જ સૂચવતી અને એ સ્થળ પ્રેમીઓને માટે અદ્ભુત હતુ એમ રવીન્દ્ર કબૂલ કરતો. કયું ચિત્ર જોવુ એ કિશોરી નક્કી કરતી પરતુ એ ચિત્રના પ્રેમદ્રશ્યો સાથે કિશોરી પોતાની મૈત્રીના સંસ્મરણો જોડતી ત્યારે તો રવીન્દ્ર ઘેલો ઘેલો થઇ જતો. કોઇ કોઇ વખતે કિશોરી કોઇ અંગ્રેજી

ગુજરાતી પ્રેમકાવ્ય લઇ આવતી અને હસતી હસતી રવીન્દ્રને એનો અર્થ સમજાવવાનું કહેતી. રવીન્દ્ર બિચારો ત્યારે અવાક્ બની ચેનથી ચકચૂર આંખે કિશોરી સામે જોઇ રહેતો. કિશોરી હસતી, આંખો નચાવતી અને રવીન્દ્રના ઓગળી જતા મુખ ઉપર ટપલી મારતી. રવીન્દ્ર એ ટપલીમાથી કઇ કઇ ગૂઢ સદેશા સાભળતો અને થોડો ઘણો સતોષ પામતો

એક વર્ષ વીતી ગયુ. રવીન્દ્રને દૂર રહેવાનુ હવે અસહ્ય થતું હતું કિશોરી વિનાની પ્રત્યેક ક્ષણુ એને યુગો જેવી લાગતી હતી અને કિશોરી વિનાનુ આ ભર્યું ભર્યુ જગત એને વેરાન સમુ ભાસતુ હતુ. એ રાહ જોતો હતો. દિવસો અને મહિનાઓથી એ રાહ જોતો હતો કે કિશોરી તરફથી કઇક સૂચના આવે, પણ કિશોરી તો જેટલું આપવુ જોઇએ તેટલું આપી ચૂકી હોય એમ એક ડગલુ યે આગળ વધતી નહોતી, કે બોલવાનુ હતુ એ સિવાયનો એક શબ્દ પણ નવો બોલતી નહોતી .એના હાવભાવમા અને વાતોમાથી રવીન્દ્ર ઘણા અર્થ કાઢતો પણ મનમા જોઇએ તેવી શાતિ નહોતી થતી. એક દિવસ એણે ગભીર મુખે વાત શરૂ કરી,

'તુ કયારે લગ્ન કરવાની છે ?'

કિશોરી ખડખડાટ હસવા લાગી રવીન્દ્ર ડઘાઇ ગયો. એના મો ઉપર પણ ફેરફાર થઇ ગયા.

'કેવો વિચિત્ર સવાલ !' કિશોરી બોલી.

'કેમ, હવે વિચારવુ ન જોઇએ ?'

'વિચારો, કોણ ના પાડે છે ?' આખ સ્થિર કરીને કિશોરી બોલી.

રવીન્દ્રની આખ એ દૃષ્ટિને ઝીલતા જ સળગી ઊઠત પણ કિશોરી તુરત જ હસવા લાગી.

'અત્યારે જ કેમ આ પ્રશ્ન ઊઠ્યો ?'

'અમસ્થો.'

'નહિ નહિ, માઠું લાગ્યુ ?'

શબ્દોની મધુરતામા ગ્નીન્દ્રને ખ્યાલ ન રહ્યો કે પોતાને માઠું લાગ્યું છે કે નહિ એ જવા દઈ ગયો. કિશોરીએ તુરત જ ગ્નીન્દ્રનો હાથ પોતાના હાથમા લીધો અને આગળીઓ સાથે રમત કરતા કહ્યુ.

'આવતી કાલથી રજા છે, આપણે લોનાવલા જઈશુ ?'

ગ્નીન્દ્ર પ્રેમ નીતરતી આખે જોઈ રહ્યો. એવી નજરથી કિશોરી પરિચિત હતી એટલે એ સમજી ગઈ.

'ચાલો ત્યારે.' એ ઊઠી. 'કાલે દસ વાગે હોસ્ટેલમા આવજો'

બંને છૂટાં પડ્યા

* * *

કિશોરીને કઈક કામ આવી પડ્યુ અને એ લોનાવલા નહિ આવી શકે એવી ચિઠ્ઠી ગ્નીન્દ્રને સવારના આઠ વાગ્યામા મળી. 'આજ આખો દિવસ હુ નહિ મળી શકુ' એવું ચિઠ્ઠીમા હતુ એટલે ગ્નીન્દ્ર કારણ પણ ન જાણી શક્યો. બીજે દિવસે ગ્નીન્દ્ર મળ્યો ત્યારે કિશોરીએ એને લોનાવાલા નહિ આવી શકવાના સમાચાર મહત્ત્વના કારણો આપી પૂરતો સતોષ આપી દીધો.

'ત્યારે હવે ?'

'હમણા તો નહિ જઈ શકાય મારે...' કિશોરીએ એક પછી એક કારણો જણાવ્યા. ગ્નીન્દ્રએ કારણો દૂર થઈ શકે એવા જવાબો આપ્યા પણ કિશોરીએ જણાવ્યુ કે 'આવી શરત તો હુ જરૂર

આવત. આપણે ત્યાં ખૂબ મઝા કરી શકત' રવીન્દ્રને સંતોષ ન થયો પણ 'તુ નજીવા કારણોને મહત્વ આપે છે' એટલુ કહી એણે વાત પડતી મૂકી.

*   *   *

કોણ જાણે કેમ પણ છેલ્લો બનાવ બન્યા પછી કિશોરીનું રવીન્દ્ર તરફથી મન ઊઠી ગયું. ઘડીક તો એની મૈત્રી તોડી નાખવાના વિચારો આવી ગયા, પણ એ હોશિયાર હતી અને મૈત્રી તોડી નાખવામા કશો જ સાર નથી એટલુ સમજતી હતી એટલે એણે મૈત્રી ચાલુ રાખી. રવીન્દ્ર વધુ ને વધુ ખેચાતો હતો અને પ્રત્યેક પ્રસગે લાગણીવશ થતો હતો એથી કિશોરીને ખૂબ ગમ્મત આવતી હતી થોડા દિવસમા તો એ રવીન્દ્રમાથી પૂરેપૂરો રસ ઉઠાવવા લાગી. કિશોરી સાવ સ્વાર્થી નહોતી એટલે એણે એના મિત્રોને પણ રસમા ભાગીદાર બનાવવા માંડયાં રવીન્દ્ર આવતો ત્યારે એ સહવિદ્યાર્થીનીઓ સામે આખના મીચકારા કરતી, રવિન્દ્ર પાસે એ જતી અને કઇ ને કઇ એવી વાતો કરી રવીન્દ્રને લાગણીમા તરબોળ બનાવી દેતી. રવીન્દ્ર કિશોરી સામે અનિમિષ નયને જોઇ રહેતો ત્યારે કિશોરીનુ હૃદય વિજયથી નાચી ઊઠતુ. કોઇ ને કોઇ બાબતમાં રવીન્દ્રને ટગવવામાં એને અદ્ભુત રસ આવવા લાગ્યો દિવસો જતા તો એનો એ દૈનિક કાર્યક્રમ થઇ ગયો રવીન્દ્ર દાદરનુ પગથિયુ ઊતરે કે કિશોરી બોલી જ હોય· 'કેવો બનાવ્યો!'

એ જ અરસામા એને પ્રેમરાય સાથેની મૈત્રી વધતી જતી હતી. સુરેખા અને બીજાં પ્રેમરાય તરફ દયાભીની આખે હમેશ જોઇ રહેતા. પ્રેમરાય તો રોજ વિજેતાની પેઠે ત્યા આવતો અને કોઇ રસવીર હોય એમ પાછો જતો. એ યોગેશની, નીરૂની કે રવીન્દ્રની વાત જાણતો નહોતો જુવાની મસ્તાની છે એટલું એ

સમજતો હતો, અને એ માણી લેવી જોઈએ એવું એ માનતો હતો. મહિનાઓ વીત્યા પછી ગીન્દ્રે જાણ્યું કે કિશોરી અને પ્રેમરાય વચ્ચેનો પ્રેમ સબંધ વધતો જાય છે. એ કિશોરી જેવા ઉદાર હૃદયનો નહોતો. એટલે એના દિલમાં ઈર્ષા પ્રગટી એણે કિશોરીને એક દિવસ સાફ સાફ શબ્દોમાં પૂછવા માંડ્યું. એકાદ બે જવાબો ઉડાવ્યા પછી કિશોરી સમજી ગઈ એણે પણ ગીન્દ્રને સાફ શબ્દોમાં કહી દીધું : 'હું તમારી પત્ની નથી બેવકૂફ ન બનો.' ગીન્દ્ર ગુસ્સાથી પીળો થઈ ગયો પણ ખાલી મુઠ્ઠીઓ વાળવા સિવાય એની પાસે કોઈ ઉપાય નહોતો. એણે રોષમાં ટેબલ ઉપર હાથ પછાડી ચાલવા માંડ્યું. દાદર ઉપર પગ મૂકતા જ કાને શબ્દો અથડાયા 'પધારજો' અને ખડખડાટ હસવાનો અવાજ પણ સંભળાયો.

એ બારણામાંથી બહાર નીકળતો હતો ત્યાં જ પ્રેમરાય મળ્યો. ગીન્દ્રની આંખમાં આગ ભભૂકી ઊઠી. મહામહેનતે એ ગુસ્સો દબાવી ઉતાવળે પગલે ચાલતો થયો પ્રેમરાય એની વચિત્રતા ઉપર એકલો એકલો હસતો ઉપર આવ્યો.

'આ તો ભયંકર કહેવાય કિશોરી !'

પ્રેમરાય બારણા બહારની ઘંટડીના બટન ઉપર આંગળી દાબતો હતો ત્યાં એના કાને શબ્દો આવ્યા

'કાંઈ નહિ, મને એની પરવા નથી '

'તને ભલે પરવા ન હોય પણ આ તો વેશ્યાવૃત્તિ કહેવાય '

'વેશ્યાવૃત્તિ ?' કિશોરીનો અવાજ ફાટ્યો. 'તમને બધાયને હું ઓળખું છું !'

પ્રેમરાય હળવેકથી બટન ઉપરથી આંગળી ઉપાડવા જતો હતો પણ 'વેશ્યાવૃત્તિ' શબ્દ સાંભળતા જ એ ચમક્યો અને

એનાથી બટન દબાઇ ગયું. કિશોરી સાવધ થઇને બેઠી. નોકરે બારણુ ઉઘાડતાં જ પ્રેમરાય ગભીર મુખે અંદર દાખલ થયો. અર્થસૂચક દૃષ્ટિ ફેંકતી સુરેખા ત્યાંથી પોતાની ઓરડીમાં ચાલી ગઇ.

'કેમ મોડા પડયા ?' કિશોરી હસીને બોલી પ્રેમરાય જવાબ આપવાને બદલે આજુબાજુ જોવા લાગ્યો.

'શું છે ? કંઇ ખાસ કામ છે ! બહાર જશું ?' કિશોરીથી ગભરાયેલે ચહેરે એ ત્રણ પ્રશ્નો પુછાઇ ગયા

'કઈ નહિ, હું તને પૂછવા માગતો હતો'...પ્રેમરાય જરા અટકીને આજુબાજુ જોવા લાગ્યો.

'ચાલો આપણે બહાર જ જઇએ'

'ચાલો' કહી પ્રેમરાય ઊઠયો અને બહાર ગયા. આજ પહેલવહેલો પ્રસગ હતો કે કિશોરી એના મિત્ર સાથે ધીરે પગલે અને ગભીર મુખે બહાર જતી હતી.

'શું પૂછવા માગતા હતા ?' થોડેક ગયા પછી કિશોરીએ પૂછ્યું.

'હુ લગ્ન કરવાનો વિચાર કરુ છુ'

કિશોરી અકારણ ચમકી ગઇ. આવી વાતમા એને ખડખડાટ હસવું જોઇએ પણ એ હસી શકી નહિ. પ્રેમરાય સ્થિર આંખે એના ગભરાયેલા ચહેરા સામે ટાપી રહ્યો હતો.

'તુ કેમ ચમકે છે ? હુ તારી સલાહ માગુ છુ.'

'હુ શુ સલાહ આપું ?'

'પ્રેમલીલા તને કેમ લાગે છે ?'

કિશોરીએ ચમકીને ઉપર જોયુ 'એ તો દલપતને ચાહે છે.'

'એવુ તો હોય જ.'

'તો તમારા સાથે શી રીતે બની શકશે ?'

'એ તો બની શકે, એ મને પણ ચાહે છે'

'તમે એને ચાહો છો ?'

'હુ તો ઘણાને ચાહુ છું' પ્રેમરાય જરા આડું જોઇને બોલ્યા.

'એ ભયકર .. ' આગળ બોલવા જતાં કિશોરીના અતરમા સુરેખાના શબ્દો જાગી ઊઠ્યા એ વધુ ન બોલી

'એમા ભયકર કશુ નથી. પ્રેમ બધા સાથે કરવો, અને લગ્ન તો જ્યા ફાવે એવુ હોય ત્યાં જ કરવુ'

'પણ પ્રેમ અને લગ્ન જુદી વસ્તુ છે ?'

'જુદી જ તો ' પ્રેમરાય જરા હસ્યો 'પ્રેમ તો આપણે બને પણ કરીએ છીએ, પણ એથી લગ્ન થોડા જ થઇ શકે '

'હું કરુ પણ નહિ' કિશોરી જરા સખત અવાજે બોલી.

'હું પણ' પ્રેમરાય હસીને બોલ્યો.

થોડીક પળો મૌન છવાઇ ગયુ. કિશોરનુ મો લાલ થતુ જતું હતુ તે પ્રેમરાય જોતો હતો પણ એના મો ઉપર લગારે ગભરામણ નહોતી એ ધીમુ ધીમુ હસતો કિશોરી સામે જોયા કરતો હતો.

'આપણે પાછા જઇએ ' કિશોરી બોલી

'ભલે' પ્રેમરાયે પગલા ફેરવ્યા. બને મૂગા મૂગા છાત્રાલયના મકાન પાસે આવ્યા. નીચેની ફૂટપાથ ઉપર કિશોરી જરા અટકી પ્રેમરાય પણ અટક્યો, પણ એકાદ મિનિટ સુધી સ્થિર ઊભા રહ્યા છતા બનેમાથી કોઇ બોલ્યુ નહિ. કિશોરી કઇ પણ

બોલ્યા વિના પગથિયા ઉપર ચડી. પ્રેમરાય એની સામે જોવાની દરકાર કર્યા વિના ચાલવા માડયો

* * *

દિવસો ને મહિનાઓ વીત્યા છે. પ્રેમરાય આવતો બધ થયો છે રવીન્દ્ર મિત્રો અને ઓળખીતાઓમા પોતાની બેવફૂરીની કથની કહ્યા કરે છે કિશોરીના કાને વાતો અથડાય છે પણ એ ગભરાતી નથી. એની મૈત્રીઓ વધીતી જ જાય છે નવા રવીન્દ્રો ને પ્રેમરાયો સાથે મોજ ઉડાવે છે ને જુવાની માણે છે—પણ દિવસો થોભતા નથી પાણીના પ્રવાહની પેઠે ચાલ્યા જાય છે.

* * *

કિશોરીનો અભ્યાસ પૂરો થયો. એ સુરેખા સાથે પોતાને ગામ આવી થોડા દિવસ ત્યા રહી પણ એને ફાવ્યુ નહિ. વડીલોએ લગ્નની વાત કરી પણ એ રૂચી નહિ એ પાછી હતી ત્યા જ આવવા ઉત્સુક થઇ, પણ ઘરના સયોગોમા એક વરસ સુધી નીકળી શકી નહિ. એ એક વર્ષમા એણે સુરેખાના અને એવા ઘણાના લગ્નો જોઇ નાખ્યા પણ એનુ મન તો લગ્ન તરફ વળ્યુ જ નહિ. એ બધા તરફ તુચ્છ ભાવે જોતી. વધુ અભ્યાસના બહાને જયા હતી ત્યા આવીને રહેવા લાગી. મિત્રો સાથે પત્રવ્યવહાર તો ચાલતો હતો એટલે એ આવી કે તુરત જ મિત્રોનુ મળવાનુ શરૂ થયુ, કિશોરીના એક વર્ષના વિયોગે ઘણાં મિત્રોને બેચેન બનાવી મૂકયા હતા. સામાન્ય ઓળખીતા હતા તે મિત્રો બની ગયા હતા અને મિત્રો હતા તે ખરા દિલથી એને ચાહવા લાગ્યા હતા. કિશોરી આવી કે સૌએ એના ઉપર પ્રેમ ઢાલવવા માડયો. થોડા દિવસ તો કિશોરીને ખૂબ મઝા આવી. છેલ્લા એક વરસની ગૂગળામણ હતી તે સપૂર્ણ રીતે દૂર થઇ ગઇ. એનુ હૈયું પહેલાની પેઠે જ મિત્રોમાથી રસ લૂટવાને તત્પર થઇ ગયુ

–પણ એક દિવસ પેલો પ્રેમરાય આવ્યો એ હજી પરણ્યો નહોતો. એણે કિશોરીને કહ્યું કે 'તું મારા સાથે લગ્ન કર' કિશોરીએ ચોકખી ના સૂણાવી દીધી. પ્રેમરાય રોષે ભરાયો અને જ્યાં હોય ત્યાં કિશોરીને ભાંડવા લાગ્યો.

થોડા દિવસ વીત્યા એટલે નવનીતે કિશોરી પાસે પ્રેમની માગણી મૂકી. એ નવો અને દિલોજાન મિત્ર હતો. કિશોરીએ એને પણ ના સંભળાવી. પણ એ કેટલાકને ના સંભળાવે? થોડા થોડા દિવસને અંતરે એની પાસે આ માગણીઓ આવવા માંડી. એ અકળાઈ. એની મૈત્રી તૂટવા લાગી પ્રેમભગ્ન થએલા મિત્રો એને નિંદવા લાગ્યા એ સામે નિંદવા લાગી પણ કેટલા દિવસ? ધીમે ધીમે ચિત્તની સ્થિરતા ડહોળાવા લાગી એક દિવસ સાંજના વખતે કોઈને જણાવ્યા વિના એ દરિયાકિનારે ફરવા ચાલી ગઈ એના મગજમાં ઘણા ઘણા વિચારો ઊભરાવા લાગ્યા જેમ જેમ વિચારોનો વેગ વધવા લાગ્યો તેમ તેમ લોહીની ગતિ વધવાને બદલે મંદ થવા લાગી. એને થોડોક થાક જણાયો એટલે એ નજીકના એક બાંકડા ઉપર બેઠી એની આંખ રસ્તા ઉપર હતી જ્યોત્સ્ના–પોતાની સહ-વિદ્યાર્થીની સાથે રવીન્દ્રને એણે જોયો. એના મનમાં ભય લાગવા માંડ્યો રવીન્દ્ર એને ન ઓળખી શકે એ માટે એણે મોઢું ફેરવ્યું, પરંતુ એ કમનસીબ હતી. રવીન્દ્રે વાતો કરતાં કરતાં આડું જોયું અને એની નજર કિશોરી ઉપર પડી એણે જ્યોત્સ્નાનું ધ્યાન ખેંચ્યું બંને ધીમે પગલે કિશોરી પાસે આવવા લાગ્યા. આડું જોઈને બેઠેલી કિશોરીના કાનમાં એ ધીમા પગલાના પડઘા પડતા હતા. એનું હૃદય ફફડવા લાગ્યું એ પોતે સમજી નહિ પણ એનાં અંગમાં ધ્રુજારી આવી ગઈ

'કેમ કિશોરી બેન!' રવીન્દ્રનો અવાજ આવ્યો એટલે કિશોરીથી મોં ફેરવ્યા સિવાય રહી શકાયું નહિ, એ લુખ્ખું હસી.

'મઝામાં ?' રવીંદ્રે પૂછ્યું જ્યોત્સ્ના કંઇ બોલ્યા વિના જોઇ રહી હતી

'હા,' માંડ બોલાયું અને આંખો વિકળ બની. રવીન્દ્રે એ આંખો જોઇ. અવાજનો રણકાર પણ જોયો. વધુ ઊભા રહેવું ઠીક ન લાગ્યું. એ જવા લાગ્યો.

'કેમ જશો ?' કિશોરીએ પરાણે સ્વાસ્થ્ય મેળવી વિનય કર્યો. 'હા' કહી રવીન્દ્રે ચાલવા માંડ્યું. જ્યોત્સ્ના એની પાછળ ચાલી. કિશોરી એ બંનેની પીઠને દેખાય ત્યાં સુધી જોઇ રહી

રાતનું અંધારૂં થવા આવ્યું પણ કિશોરી ત્યાંથી ખસી નહિ. એ બેઠી. લગભગ અગીઆર વાગ્યા સુધી બેઠી. કોઇ દિવસ નહિ અને આજે જ એકલી બેઠી એ એકલી હતી છતાં એની આજુબાજુ ઘણા હોય એવું એને લાગવા માંડ્યું. એનું મન વિકળ બન્યું. પોતે ભાન ખોતી હોય એવું એને લાગ્યું. ચિત્તની કંઇ સૃષ્ટિઓ પ્રગટી નીકળી તે એ ન સમજી શકી પણ એની આજુબાજુ એક પ્રકારનું ઘોર નૃત્ય શરૂ થયું, એના બધા મિત્રો એ નૃત્યમાં સામેલ હતા. બધા જ પ્રેમથી એના નામનો પોકાર કરતા હતા અને એને ખેંચવાનો પ્રયત્ન કરતા હતા કિશોરી થાકી એને એમ થયું કે હમણાં આ બધા મને ફાડી ખાશે એણે મહામહેનતે ચીસને રોકી આંખો ઉપર હાથ દાબી એ થોડી વાર બેસી જ રહી ધીમે ધીમે ઊભી થએલી સૃષ્ટિઓ શમવા લાગી એ પણ ત્યાંથી ઊઠીને નિવાસસ્થાને આવી. એ ઓરડામાં આવી ત્યારે ઘડીઆળમાં બારના ડંકા થયા.

બીજે દિવસે સવારે એના મિત્રો આવવા લાગ્યા પણ બધાએ જાણ્યું કે એ અભ્યાસ પડતો મૂકી પોતાને ગામ ચાલી ગઈ છે. કેમ ગઇ ? 'શા માટે ગઇ ગઇ ?' વગેરેની પૂછપરછ થઈ પણ કોઈ સાચું કારણ જાણી શક્યું નહિ. સૌએ એવું અનુમાન કર્યું કે પોતા સિવાય કો'કની સાથે એણે લગ્નની ગોઠવણ કરી હશે.

# માછીકન્યા

'શ્રી. સ્નેહરશ્મિ'

નીલ ઘેરા સમુદ્રની વિસ્તીર્ણ ક્ષિતિજ ઉપર તેની નજર ચોંટી હતી. ખીલતા યૌવનની ગોળાઈઓ ઉપર ધસતી પ્રચણ્ડ ઊર્મિઓની જેમ જાણે અગમ્યના અંતરમાંથી સહસા જાગી કિનારા તરફ ધસતા, ઘૂઘવાટ કરતા, ઘડીકમાં લાસ્ય તો ઘડીકમાં તાંડવ કરતા, કોઈ ભવ્ય, ગહન, ગંભીર સંગીતના સૂરો પ્રગટાવતા, અફાટ તોયરાશિના ઊંચા ચગવા મથતા મોજાંઓને જાણે તે ગણી રહી હતી. તે મોજાંઓ સાથે તેને જુગજુગનું સખ્ય હોય, તેમાંના પ્રત્યેકને તે પિછાનતી હોય, અને જાણે દરેક તેને માટે પોતાની અંતર્ગુહામાં પ્રયત્નપૂર્વક છુપાવી, જતન કરી કોઈ ગૂઢ સંદેશ લાવતું હોય એમ તેનાં મુખ ઉપરના ભાવ પરથી દેખાતું હતું. ગઈ કાલે તેના પિતાએ તેને એક અગમ્ય રહસ્ય કહ્યું.

"પેલા મોજા ત્યા જરાક વળાક લેતા દેખાય છે ને તે ઝાઝરીમા તારી મા ડૂબી ગયેલી. ત્યારે તુ દોઢ વર્ષની હતી અને તારી માની મા પણ તારી માને દોઢ વર્ષની મૂકી ત્યા જ એક હોડી ઊધી વળી જતા ડૂબી ગયેલી. આમ તારી મા અને તેની મા અને તેની મા એમ પાચ પેઢી સુધી બન્યું છે. એટલે દીકરી, તને આજે ચેતાવવા આ વાત કરૂ છુ કે તું ગમે તે કરજે, પણ પાણીની ભાઈબધી નહિ."

"પાણીની ભાઈબધી નહિ!" કેવુ કારમુ! પણ સ્નેહાળ પિતાને શે આઘાત લગાડાય? માછીકન્યા પાણીની ભાઇબધી ન કરે તો કોની કરે? અને પેલુ સ્થળ જયા તેની મા ડૂબેલી, જ્યા તેની માની મા ગયેલી તે તો તેની માનીતી ઝાઝરી. ત્યાની મોજા-રમત જોતા, ત્યાના પ્રચડ વમળો જોતા, તે ગાડીઘેલી બનતી. ત્યા આગળ થતો મોજાનો વળાક જેટલો ભવ્ય તેટલો વિષમ હતો. રસિક લોકમાનસે જળસુદરીના પગનુ તે ઝાઝર હોય એવી કલ્પના કરી તેને ઝાઝરી નામ આપેલુ. કેટકેટલી વાર તે એકલી પોતાના તગાપાને તેના અંતર ઉપર નચાવતી, કૂદડી ફરાવતી લઇ જતી! કેટકેટલી વાર એકબીજા સાથે ગેલ કરતા, સતાકૂકડીની રમત રમતા મોજાઓમાથી ઊછળતા શિકારોને જાણે કોઇ નર્તકિની ઝાઝરીમાથી નીકળતા મોહક સૂરોની જેમ તેણે હર્ષથી વધાવી પોતાના અગે-અગમા પુલકિતતા અનુભવી હતી! અને હવે તો તે ઝાઝરીમાં માતા અને માતામહીઓ સૂતી છે! એટલે તે તો તેનું માનીતુ મોસાળ! કન્યા મોસાળે ન જાય? એ તે કેવુ? પણ રૂપાના મનમા એક વિચાર ચમકયો

"પણ બાપા, મા, આજી ને આજીની આજી એ બધા પરણ્યા પછી ડૂબેલા ને?"

ઉપર નાની નાની માછલીઓથી ભરેલો એક ટોપલો ઉપાડી તે ચાલી આવતી હતી દેવો પણ ખભે જાળ નાખી તે જ રસ્તે પાછળ પાછળ આવતો હતો. માથાથી પગ સુધી રૂપાના રૂપને તેની આખ ધરાઇ ધરાઇને પી રહી હતી માછલીના હલનથી રૂપાંનુ લૂગડું એક બાજુ ખસી જતા કાંચળીના કસથી કટિ સુધીનુ તેનું અગ નિહાળતા દેવાની આખમા હર્ષની લહરો ઊછળવા માડી. રૂપાના કચ્છ હેઠળની જંઘા અને પગની પિંડલીઓમા તેને અસહ્ય આકર્ષણ લાગવા માડ્યું. એવામા રૂપાને ઠોકર વાગતા તેનો ટોપલો પડી ગયો, દેવો દોડ્યો. તેણે માછલીઓ બધી તેમા ભરવામાં રૂપાને મદદ કરી. ઘડીકમા તે ટોપલામાં માછલી નાખે તો ઘડીકમા રૂપાના મુખની સૌન્દર્યરેખા નિહાળે. રૂપા પણ દેવાના માંસલ હાથ, તેના સુદૃઢ સ્નાયુ અને તેની ચપળતાને મુગ્ધ બની નિહાળી રહી હતી. જ્યારે જ્યારે તે દેવાને કે સોમાને જોતી ત્યારે તેના હૃદયમા ન સમજાય એવી લહરો ઊઠતી. તે બન્ને તેને ઘણા ગમતા, અને તેમની સાથે વાત કરવાના પ્રસગ મળતા તેને અપાર આનદ થતો દેવાએ ટોપલામા માછલી ભરતાં ભરતા કહ્યુ

"રૂપાં, તારૂ નામ કોણે પાડેલુ ?"

"કેમ જો ?"

"જો હું જાણું તો તેને દોઢ મણની માછલી પકડી લાવી ભેટ આપું."

"વાહ રે ! કેમ એટલું, બધુ !"

"તુ રૂપાં જ છો તેથી." એમ કહી દેવાએ રૂપા તરફ એક માર્મિક દૃષ્ટિ ફેકી મદભર સ્મિત કર્યું. રૂપાના મુખ ઉપર લાલી આવી. તેણે આછુ સ્મિત કરતા કહ્યુ.

"ગાંડો મા થા ગાંડો દેવા, હુ કઇએ એવી નથી"

પણ દેવો એમ થોડો જ તેની વાત સ્વીકારી લે? રૂપાંના ઉત્તરથી તેનો ઉત્સાહ અને તેની હિમ્મત બમણા થયા.

"રૂપા આટલુ બધુ રૂપ કોને માટે સાચવતી હશે?" તેણે કહ્યુ.

રૂપાના હોઠ જરા બિડાયા પણ મોંમા આવેલો ઉત્તર ગળી જઈ તે સ્મિત કરતા બોલી ·

'પે . લી ઝાઝરી માટે," એમ કહી તેણે દૂર ઝાઝરી તરફ આગળી કરી

ઝાઝરી જોડેની રૂપાની ભાઇબધી ગામમાં સર્વ કોઇ જાણતુ, એટણે દેવાને તેમા આશ્ચર્ય ન થયુ, પણ તેને જે જવાબ જોઇતો હતો તે ન મળ્યો. આજે મળેલી તક તેને જતી કરવી ન હતી. વાત એમ હતી કે દેવો અને સોમો બન્ને બાળપણના પરમ મિત્ર. સગા ભાઈના કરતા પણ બન્નેનુ એકબીજા ઉપર અપાર હેત. બન્ને સાથે માછલા મારવા જાય, સાથે તરવા જાય, સાથે હરેફરે અને દિવસમા ઓછામા ઓછા એક વખત તો સાથે જ જમે. યૌવનને ઊંબરે પ્રવેશ કરતા બન્નેએ મહત્ત્વાકાક્ષા પણ એટજ પ્રકારની મેળવવા માડી જો એકને વહાણવટીનો વિચાર આવે તો બીજો સાથે ખરો જ, અને બીજાને જો માછલીઓ પકડવાના જ ધધામા ગ્ચ્યાપચ્યા રહેવાનો વિચાર થાય તો તેના ભાઇબધનો પણ તે જ વિચાર. બન્નેના ઉરમા યૌવનના ઊર્મિઓ ઉછળવા માડી. રૂપા બન્નેની પ્રેરણામૂર્તિ બની પણ સોમાને ખબર ન હતી કે દેવાનુ ધ્યાન રૂપામા હતુ, અને દેવાને ખબર ન હતી કે સોમાને રૂપા સિવાય અન્ય સ્વપ્ના જ ન હતા. આજે રૂપાને જોતા દેવો ગાંડો બન્યો. પોતાનો પ્રેમ જો રૂપા સ્વીકારે તો સોમાને એ આનંદસમાચાર

સમાચાર આપવા તેનુ હૃદય થનગની રહ્યુ, પણ તેને ખબર ન હતી કે એ જ દિવસે સવારે સોમાએ રૂપાને જાળ નાખવામા મદદ કરતા પોતાના પ્રેમની વાત કહી હતી. રૂપાએ તેનો જવાબ હકાર કે નકારમા ન આપતા એક મોહક સ્મિત કર્યું હતુ. દેવાએ તક ન જવા દેતા આગળ ચલાવ્યુ હતુ

"રૂપા, એક વાત કહુ ? તુ ચિડાય તો નહિ ?"

એ વાત કઈ છે તે રૂપા જાણતી હતી પણ તેને મોઢેથી સાભળવામા જે મીઠાશ મળે તે તો જુદી જ ને ! એટલે તેણે પોતાની લટમાથી નીતરતા માછલીના પાણીના ટીપાં પોતાના લૂગડાના એક છેડા વડે લોતા કહ્યું :

"કહેને, એવી કેવીક વાત છે કે મને ચીડ ચડે ?"

"રૂપા, તું મને ઘણી જ ગમે છે" બોલતા તો બોલાઈ ગયું, પણ દેવાએ બીકથી પોતાની આખ ક્ષણભર મીચી દીધી. રૂપાના મુખ ઉપર હર્ષની અને લજ્જાની એક લહરી આવી ગઈ. દેવો ફરી હિમ્મત ભેગી કરી બોલ્યો

"રૂપા, તારા બાપને કહુ કે મારી જોડે તારા વિવાહ કરે ?"

રૂપાએ જરા પાછળ જોયું અને જાણે કોઈ ને આવતા જોઈ ગભરાઈ ગઈ હોય તેમ બોલી, "દેવા, પેલા મકન ને કાનો આવે ટોપલો ચડાવ. સોમવારે તુ ને સોમો આ વખતે ઝાઝરીએ તરાપો લઈ આવજો." એમ કહી માથે ટોપલો ચડાવી, ખભે માછલી મૂકી તે વીજળીની જેમ ત્યાથી ચાલી નીકળી

રૂપાને ભારે મૂઝવણ થઈ બેમાથી કોને હા પાડવી અને કોને ના પાડવી. દરિયામા તરતા કોઈ મગરના મોં[illegible] ને પગ સપડાય તો પણ અત્યારે તેને થતી હતી તેવી [illegible]

ગભરાટ તેને ન થાય એમ રૂપાને લાગ્યુ. સોમાને હા પાડે તો દેવાને આઘાત લાગે અને દેવાને હા પાડે તો સોમાને આઘાત લાગે. પણ શા માટે એ બન્ને તેને ગમ્યા? શા માટે એક ન ગમ્યો? અને બન્ને ગમ્યા તો પણ ભલે, પણ એક વધારે અને બીજો સહેજ ઓછો એવુ કેમ ન થયુ? જો એવુ હોત તો કેવી નિરાત થાત! પણ આનો રસ્તો શો? સોમવારે એ બન્નેને બોલાવ્યા તો છે, પણ જવાબ શો આપવો? આ બધી મૂઝવણમા પડવા કરતા બાપાને જ કેમ ન કહેવુ? બેમાથી જેની સાથે તે વિવાહ કરે તેને પરણવુ. એટલે બીજાને આઘાત લગાડવાનુ પાપ પોતાને માથે તો ન રહે. પણ તેથી બીજાને લાગેલો આઘાત કઈ ઓછો જ મટે? અને બન્ને ઉપર તેનુ અપાર હેત હતું તો પછી તેમને દુખી કેમ કરાય? એના કરતા તો બેમાથી એકેની સાથે પરણવું જ નહિ—કોઈની જ સાથે પરણવુ નહિ, તો કેવુ? પણ બાપા માને કેમ? તેની આ મૂઝવણમા બાપા જ અચાનક વહારે આવ્યા અને તેણે તેને ઝાંઝરીમા તેની મા ડૂબ્યાનો ઇતિહાસ કહ્યો એ પ્રસગ રૂપાને ઠીક ફાવી ગયો તેણે લગ્ન નથી જ કરવા એવો નિશ્ચય કરી લીધો, અને આજે સોમવાર હોવાથી દેવો અને સોમો જરૂર આવશે તેની તેને ખાતરી હતી તેથી રાહ જોતી તે ઝાંઝરી તરફ મીટ માડી બેઠી હતી

રૂપાનો ટોપલો ચડાવી દેવો સોમાને મળવા ગયો સોમો ક્યારનો તેની રાહ જોઈ રહ્યો હતો રૂપા સાથે બનેલી મજાની ઘટના તે દેવાને કહેવા તલસી રહ્યો હતો. દેવાને જોતા જ તેણે એ વાતની શરૂઆત કરી દીધી દેવાનુ મુખ સહેજ પડયુ, પણ જ્યારે દેવાએ પોતાની સાથે બનેલી ઘટનાની વાત કરી ત્યારે સોમાની

સમાચાર આપવા તેનુ હૃદય થનગની રહ્યુ, પણ તેને ખબર ન હતી કે એ જ દિવસે સવારે સોમાએ રૂપાને જાળ નાખવામા મદદ કરતા પોતાના પ્રેમની વાત કહી હતી. રૂપાએ તેનો જવાબ હકાર કે નકારમા ન આપતા એક મોહક સ્મિત કર્યું હતુ. દેવાએ તક ન જવા દેતા આગળ ચલાવ્યુ હતુ :

"રૂપા, એક વાત કહુ ? તુ ચિડાય તો નહિ ?"

એ વાત કઈ છે તે રૂપાં જાણતી હતી પણ તેને મોઢેથી સાભળવામા જે મીઠાશ મળે તે તો જુદી જ ને ! એટલે તેણે પોતાની લટમાથી નીતરતા માછલીના પાણીના ટીપાં પોતાના લૂગડાના એક છેડા વડે લોતા કહ્યું :

"કહેને, એવી કેવીક વાત છે કે મને ચીડ ચડે ?"

"રૂપા, તું મને ઘણી જ ગમે છે" બોલતા તો બોલાઈ ગયું, પણ દેવાએ બીકથી પોતાની આખ ક્ષણભર મીચી દીધી. રૂપાના મુખ ઉપર હર્ષની અને લજ્જાની એક લહરી આવી ગઈ. દેવો ફરી હિમ્મત ભેગી કરી બોલ્યો :

"રૂપા, તારા બાપને કહુ કે મારી જોડે તારા વિવાહ કરે ?"

રૂપાએ જરા પાછળ જોયુ અને જાણે કોઈ ને આવતા જોઈ ગભરાઈ ગઈ હોય તેમ બોલી, "દેવા, પેલા મકન ને કાનો આવે. ટોપલો ચડાવ. મોભવારે તુ ને મોમો આ વખતે ઝાઝરીએ તરાપો લઈ આવજે." એમ કહી માથે ટોપલો ચડાવી, ખભે માછલી મૂકી તે વીજળીની જેમ ત્યાથી ચાલી નીકળી

રૂપાને ભારે મૂંઝવણ થઈ બેમાથી કોને હા પાડવી અને કોને ના પાડવી. દરિયામા તરતા કોઈ મગરના મોમા પોતાનો પગ સપડાય તો પણ અત્યારે તેને થતી હતી તેવી મૂંઝવણ કે તેવો

ગભરાટ તેને ન થાય એમ રૂપાને લાગ્યુ મોમાને હા પાડે તો દેવાને આઘાત લાગે અને દેવાને હા પાડે તો મોમાને આઘાત લાગે. પણ શા માટે એ બન્ને તેને ગમ્યા? શા માટે એક ન ગમ્યો? અને બન્ને ગમ્યા તો પણ ભલે, પણ એક વધારે અને બીજો સહેજ ઓછો એવુ કેમ ન થયુ? જો એવુ હોત તો કેવી નિરાંત થાત! પણ આનો રસ્તો શો? સોમવારે એ બન્નેને બોલાવ્યા તો છે, પણ જવાબ શો આપવો? આ બધી મૂઝવણમા પડવા કરતા બાપાને જ કેમ ન કહેવુ? બેમાથી જેની સાથે તે વિવાહ કરે તેને પરણવુ. એટલે બીજાને આઘાત લગાડવાનુ પાપ પોતાને માથે તો ન રહે પણ તેથી બીજાને લાગેલો આઘાત કઇ ઓછો જ મટે? અને બન્ને ઉપર તેનુ અપાર હેતુ હતુ તો પછી તેમને દુ ખી કેમ કરાય? એના કરતા તો બેમાથી એકેની સાથે પરણવુ જ નહિ—કોઇની જ સાથે પરણવુ નહિ, તો કેવુ? પણ બાપા માને કેમ? તેની આ મૂઝવણમા બાપા જ અચાનક વહારે આવ્યા અને તેણે તેને ઝાંઝરીમા તેની મા ડૂબ્યાનો ઇતિહાસ કહ્યો એ પ્રસ ગ રૂપાને ઠીક ફાવી ગયો તેણે લગ્ન નથી જ કરવા એવો નિશ્ચય કરી લીધો, અને આજે સોમવાર હોવાથી દેવો અને મોમો જરૂર આવશે તેની તેને ખાતરી હતી તેથી રાહ જોતી તે ઝાંઝરી તરફ મીટ માંડી બેઠી હતી

-

રૂપાનો ટોપલો ચડાવી દેવો મોમાને મળવા ગયો સોમો ક્યારનો તેની રાહ જોઈ રહ્યો હતો. રૂપા સાથે બનેલી મવાની ઘટના તે દેવાને કહેવા તલસી રહ્યો હતો. દેવાને જોતા જ તેણે એ વાતની શરૂઆત કરી દીધી દેવાનુ મુખ સહેજ પડયુ, પણ જ્યારે દેવાએ પોતાની સાથે બનેલી ઘટનાની વાત કરી ત્યારે મોમાની

પણ એ જ સ્થિતિ થઈ. બન્ને મિત્રોને અત્યાર સુધી કોઈ દિવસ એકબીજા માટે ઈર્ષ્યા થઈ ન હતી. કદાચ કોઈ સરસ વસ્તુ એકની પાસે તામે આવે તો બન્ને વહેચી લેતા અસવા સહિયારી વાપરતા. પણ આતો બન્ને એક જ છોકરીને ચહાતા હતા એનું શું થાય? દેવાએ કહ્યું

"સોમા, તેં પહેલેથી કેમ ન કહ્યુ? જો હુ જાણતો હોત કે તુ એને ચાહે છે તો મારા મનને પહેલે જ વારત"

"પણ તે કેમ ન કહ્યુ? હુ પછી તેનો વિચાર પણ નહિ કરત," સોમાએ જવાબ આપ્યો.

"આપણે બન્નેએ એક જ ભૂલ કરી બીજી કોઇ વાત નહિ અને એ જ આપણે એકબીજાથી છુપાવી એટલુ પાપ તો ખરૂ જ ને?"

"પણ હવે એનો ઉપાય શો?" સોમાને મુંઝવણ થતી હતી.

"ઉપાય નસીબ. પણ સોમા, જો તે મને પરણે તો તારે ખોટુ નહિ લગાડવુ, અને તને પરણે તો મારે ખોટુ નહિ લગાડવુ. આપણે બન્ને ભાઇના ભાઇ જ રહેવા જોઇએ."

"જરૂર એમા કઈ ફેર પડે જ નહિ અને જો ભાઇભાઇ વચ્ચે તે ભેદ પડાવવા મથે તો મારુ ચાલે તો હું તો તેને પણ ફગી દઉ કે રસ્તે પડ પણ દેવા, એટલું તો ખરું કે દુનિયામા રૂપા તો એક જ. જો તારા નસીબમાં તે હોય તો હુ નારાજ નહિ થાઉ. પણ પછી બીજા કોઇને તો નહિ જ પરણુ. પણ એક કોલ તારે મને આપવો પડશે."

"શો?"

"રૂપાનુ પહેલું બાળક મને આપવુ" સોમાએ કહ્યું.

"કબૂલ અને જો તને પરણે તો તારે પણ રૂપાનું પહેલું બાળક મને આપવાનું."

"એમ કેમ ?"

"કારણ કે મે તારા જેવો જ વિચાર કરેલો છે તેમાં તું ને રૂપા બન્ને હશો. મારી પાસેથી આજે રૂપાં ભલે તને લઇ જાય, પણ, તમને બન્નેને સાથે લઇને તે આવવાનું છે તે મારું થાય એટલે બસ નિરાંત"

"મનોમન કેવા સાદી છે !" જાણે માથા ઉપરથી કોઇ ભાર ઊતર્યો હોય તેમ સહેજ છૂટકારાનો દમ ખેંચતા ભામો બોલ્યો. "મને જે વિચાર આવે તે જ તને, અને તને જે વિચાર તે જ મને. એટલે પછી આપણે ચાટીએ પણ એક જ અને એમાં નવાઇ શી ?"

આમ બન્ને મિત્રોના હૃદય સહેજ હળવા પડ્યા. બન્નેએ નસીબ ઉપર અને રૂપા ઉપર પોતાની શ્રદ્ધા રાખી પોતાના મનને નિશ્ચિંત કરવા પ્રયત્ન કર્યો રૂપાંએ ભામાને મળવાનું વચન આપેલું હતું તે મુજબ આજે બન્ને જણા દરિયા તરફ આવી રહ્યા હતા. એવામાં ભામાને શંકા થઇ. તેણે પૂછ્યું

"રૂપા આપણું વચન તો આપ્યાં, પણ રૂપાને તો પૂછ્યું જ નથી. માન કે રૂપાં તને પરણે અને તેના પહેલા બાળકને આપવાની ના પાડે તો ?"

"એવું તે કંઇ બને ? અને તે ના પાડે તો ..."કનાએ એ વાક્ય અધૂરું જ રાખ્યું અને સુધારી લેતા કહ્યું, "પણ એવી બાબતમાં પણ જ ના પાડે ? તેને જ પૂછીશું, તે શું કહે પછી વિચારૂં."

રૂપા ઝાઝરીનો જાણે સંદેશ સાભળી રહી હોય, જાણે જુગ-જુગના સખ્યની તેને તે વાત કરી રહી હોય તેમ દેવો અને સોમો આવ્યા ત્યારે ઝાઝરી પ્રતિ મીટ માડી બેઠી હતી. દેવાએ કહ્યુ:

"રૂપા, તુ તો હજી અહી જ બેઠી છે. તે તો ઝાઝરીએ બોલાવ્યા હતા ને?"

"હા, પણ થયુ કે લાવ અહી જ રાહ જોતી બેસુ" પ્રભાતના ખીલતા સૂર્યના બિમ્બ સમુદ્રના લહેરાતા પાણીમા પ્રતિબિમ્બિત થઈ રૂપાના ભરેલા મુખ ઊપર તેજસ્વિતાની છોટ ફેલાવી તેને વધુ આકર્ષક બનાવતા હતા. સોમો અને દેવો બન્ને મુગ્ધ બની તે નિરખી રહ્યા. સોમાએ વાત ઉપાડી.

"રૂપા, આજ તો તારે નક્કી કહેવુ જ પડશે. જો અમે બન્ને સગા ભાઈ જેવા છીએ. હુ ગાડો કે મે પહેલાથી દેવાને વાત ન કરી દેવો પણ એવો જ ગાડો. પણ હવે તેનુ શુ થાય? પણ અમે ઠરાવ્યુ છે કે દુનિયામા રૂપા એક છે એટલે રૂપાનો વર પણ એક જ હોય એથી અમારામાથી જે રૂપાનો વર થાય તેની બીજાએ અદેખાઈ નહિ કરવી અને રૂપાએ પોતાનુ પહેલુ બાળક તેને આપવુ.

રૂપા આ સાભળી જ રહી. ઘડીક ઉપર પોતે કરેલો સંકલ્પ જાણે સરી જતો ન હોય એમ તેને લાગ્યુ. પોતે ન પરણવાનો વિચાર શા માટે કરેલો? કારણ કે એમાથી એકને દુભવવા તે રાજી ન હતી પણ બન્નેને ના પાડે તો તેથી બન્નેને દુખ થવાનુ. અને જયારે સોમાએ બાળકની વાત કરી ત્યારે પોતાના અંતરમા ગલગલિયા થયા હોય એમ તેને લાગ્યુ. તરંગો તરફ જોતા જાણે અસંખ્ય બાળકો પોતાના નાનકડા હાથ લંબાવી દોડતા પોતા તરફ ધસી રહ્યા હોય એમ તેને થવા માડ્યુ. સંકલ્પ કરતી વખતે

આ વિચાર તો તેને આવ્યો જ ન હતો એ સંકલ્પ તેનામાં રહેલ પત્નીત્વે કર્યો હતો, પણ તેનામાં રહેલું માતૃત્વ હવે જાગી ઊઠ્યું. તેને કેમ મનાવી શકાય? ઘડીભર બાળકના મૃદુ સુખદ સ્પર્શની પણ તેને અનુભૂતિ થતી હોય એમ તેને લાગ્યું, પણ રૂપા કોને હા પાડે અને કોને ના? એવામાં એકાએક તેના મનમાં એક વિચાર સ્ફૂર્યો બન્ને પોતાને સરખા વહાલા હતા એકની તે પત્ની થાય તો બીજાની બહેન બની તેને તે સુખી નહિ કરી શકે? અને તેમણે જ ઠરાવ્યું હતું કે બન્નેએ ભાઇની જેમ જ રહેવું! વળી પહેલું બાળક બીજાને આપવું 'તેમણે શરત કરી, તો હું કેમ શરત ન કરું?' એમ તેના મનમાં વિચાર સ્ફૂર્યો તેણે કહ્યું

"મારી પણ એક શરત છે હું પરણું તમારા બેમાંથી ગમે તે એકને, પણ આપણે ત્રણે રહીએ સાથે. એક મારો વર, બીજો મારો ભાઇ, પહેલું બાળક ભાઇનું. છે કબૂલ?"

બન્નેના મુખ ઉલ્લાસમાં આવ્યા. "કબૂલ, કબૂલ" એમ બન્ને સાથે બોલી ઊઠ્યા

ભાગ્યદેવી કોના ઉપર પોતાનું સ્મિત વરસાવે છે તેની બન્ને મિત્રો ઉત્કંઠાપૂર્વક રાહ જોવા લાગ્યા રૂપા પાછી મૂઝવણમાં પડી બન્ને મિત્રોના ઉરનો ભાર તો હળવો થયો, પણ રૂપાની મૂઝવણ ઓછી થઇ ન હતી. કોને પસંદ કરવો? પોતાની મૂઝવણ ઉકેલવા તે દૂર દૂર સમુદ્ર તરફ દૃષ્ટિ ફેરવતી વિચારમાં ડૂબી ગઇ એવામાં ઝાઝરીનો ખ્યાલ આવતા એક વિચાર તેના મનમાં ચમક્યો તે બોલી

"તમે બન્ને મને સરખા વહાલા છો એટલે હું કંઇ નક્કી ન કરું. ઝાંઝરી જે કહે તે મને કબૂલ, અને ઝાઝરી

કહે તે મારી માએ કહ્યા બરોબર છે. તમારા બેમાથી તરવામા ઝાઝરીએ જે પહેલો પહોંચે તે મારો વર, બીજો મારો ભાઇ”

બન્ને મિત્રોના મુખ આનંદથી ખીલી ઊઠયા બન્નેએ શરત મંજૂર રાખી. તરત જ કપડા ઉતારી બન્ને સમુદ્રમા પડયા. ઘડીકમા તો ઊછળતા મોજાઓ ઉપર તેમનાં હૃદય હિંચકા ખાવા મંડયા. રૂપા તેમને જોઈ રહી કેવી ત્વરિત ગતિથી બન્ને તરતા હતા ? દૂર કોઈ શિકારને જોતાં જાણે કોઈ વનરાજ ફાળ ભરતો હોય, જાણે કોઈ ધનુષ્યાથી છૂટેલુ તીર પોતાના ગૌરવની ઝાખી ફગાવતુ ચાલી જતુ હોય તેમ બન્ને મિત્રો ઝાંઝરી પ્રતિ મીટ માડી વામ ભરી રહ્યા હતા. ઘડીમા દેવો ઊછળતા મોજાં ઉપર ઝૂલતો માલમ પડે તો ઘડીકમા સોમો. બેમાથી કોણ પહેલુ પહોચશે ? રૂપાની છાતી ધડકવા માડી પ્રાપ્તિના આનદ કરતા ગુમાવવાની તેને વધુ ચિંતા થઇ. આજ એકને તે મેળવે છે તો બીજાને તે ગુમાવે છે એમ તેને થયુ પણ પાછો તેના મનમા વિચાર આવ્યો ‘શું સ્ત્રી, પત્ની બનીને’જ પોતાનો બધો પ્રેમ દર્શાવી શકે ? બહેનનો પ્રેમ કઈ ઓછો છે ? મને જો ભાઇ હોત તો તેને કેવા લાડ લડાવત ! તે થાકીને આવે તો કેવી તેને માથા ઉપર હાથ ફેરવતી ફેરવતી ઉધાડી દેત ! હાશ ! આજ કેવી નિરાત થઇ ! બન્નેને આજ મારા કરીશ.’ ગમે તેમ કરી પોતાના મનનુ તેને સમાધાન કરવું હતુ. સોમો અને દેવો દૂર વિસ્તરતા સમુદ્રપટ ઉપર માત્ર બે બિંદુ જેવા દેખાવા માડયા. હવે તો તે બિંદુઓ પણ દેખાય ન દેખાય એવા બની ગયા. બેમાથી ઝાંઝરીએ કોણ પહેલુ પહોચશે તે કહેવું મુશ્કેલ હતુ. બન્ને અત્યંત કુશળતાપૂર્વક અને ત્વરાથી તરતા હતા દેવાએ સોમા તરફ જોઇ કહ્યુ

"આજે ઝાંઝરી ગાડી થઇ લાગે છે આટલે લાબે સુધી તેનો ઓથાર તો કોઇ દિવસ જોયો ન હતો."

"એ તો એમ જ લાગે." સોમો બોલ્યો. "આટલા દિવસ સુધી કોઇ દી રૂપા થોડી જ આપણને જોતી બેઠી હતી?"

"એ તો ખરૂ, પણ ભમરી આજે આમ ખેચે છે કેમ?"

"જો તું આમ વાતે ચડશે તો પાછળ રહી જશે. દેવા, ભર તો વામ, જો પેલી ઝાંઝરી દેખાય" એક મોજા ઉપર ચડતાં દૂર આગળી ચીંધી સોમો બોલ્યો તેણે જોરથી વામ ભરવા માડી. દેવાને આજનો પ્રવાહ બરોબર ન લાગ્યો. તેણે જોયુ કે ઝાંઝરી ટેકના ખડકાથી થતી ચાદરનો ઓથાર તેમને હડસેલી રહ્યો હતો. એટલે ગાડા બનીને તર્યે જવામા જોખમ રહેલુ હતું. ઝાંઝરીએ પહોચ્યા પછી પાછુ કિનારે જવાનું તો ઊભું જ હતું. દેવો આમ વિચારે ચડ્યો એટલામા સોમો દસેક વામ તેનાથી છેટો પડી ગયો. દેવાએ તેને પકડી પાડવા સપાટાભેર વામ ભર્યા માડી સોમો જોરથી આગળ ધપ્યે જ જતો હતો. દેવો તેને પકડે ન પકડે તેટલામા તો તે ઝાંઝરીના પ્રચંડ વમળમા ગરક થઇ ગયો. અતિ ઉત્સાહમા સોમાએ અવળી દિશામા વામ ભરી અને ઘૂઘવાટ કરતી ઝાંઝરીએ એક વખત તેને નીચે દબાવી ધક્કો મારી પાછો ઉપર ફેક્યો. દેવો ગભરાઇ ગયો. રૂપા તેણે ગુમાવી પણ તેના સોમાને ઝાંઝરી લઇ લેવા મથતી હતી તે કેમ બને? તેણે બૂમ પાડી

"સોમા, રૂપાં તારી. તું મોઢુ આમ ફેરવ, નહિ તો ઝાંઝરી તને ગળી જશે."

પણ જવાબ આપવા જેટલા સોમાને હોસકોસ કયા રહ્યા હતા ? તે તો ઝાઝરીના વમળમા ઘૂમરી ખાઇ રહ્યો હતો. દેવો ત્વરાથી સોમા પાસે પહોચ્યો. સોમો લગભગ ડૂબી રહ્યો હતો. પોતાના ડાબા હાથ ઉપર તેણે તેને ટેકવી લીધો. ઝાઝરી પોતાનુ શરીર સોપી તેના ઉર ઉપર કૂદ્દી ફરતા તેણે થાક ઉતારવા માંડયો. સોમાની મૂર્છા દૂર થઇ. તે દેવાને બાઝી પડયો.

"દેવા, રૂપા, તારી."

"એ તે કઇ બને ? જીવને જોખમે તેં ઝંપલાવ્યું, તું પહેલો આવ્યો, એટલે શરત પ્રમાણે રૂપા તો તારી જ"

"ના, પણ તુ ન હોત તો તો હુ તો ડૂબી જ જાત ને! એટલે આ તો મારી બીજી જિંદગી. હુ રાજીખુશીથી રૂપા તને આપુ છુ."

"ચાલ ચાલ, આમ ગાડાં ન કાઢ રૂપા રાહ જોતી હશે."

એમ કહી દેવાએ ઝાઝરીમાથી નીકળવા વામ ભરવા માડયા. થોડીવારમાં બન્ને કિનારે આવી પહોચ્યા રૂપાના મુખ ઉપર ઉત્સુકતા ભરી હતી બન્ને મિત્રો એક બીજાની બાહે વળગી રૂપા પાસે આવ્યા.

"કોણ મારો ભાઇ ને કોણ મારો વર ?" રૂપાએ હસતા હસતા પૂછ્યુ

બન્ને મિત્રો એક બીજા તરફ આગળી કરી સાથે બોલી ઊઠયા. "આ."

રૂપા હસી પડી "અરે ! વાહ !—" પણ તે આગળ બોલે તે પહેલા દેવો બોલ્યો

"રૂપા, તારી શરત શી હતી? જે ઝાઝરીએ પહેલો પહોચે તેને તુ પરણે, ખરૂ ને? સોમો પહેલો પહોચ્યો હતો એટલે તે તારો વર."

"નહિ રૂપા, એણે પૂરી વાત નથી કરી. હુ પહેલો પહોચ્યો ખરો, પણ ડૂબી ગયો, અને દેવાએ મને કાઢ્યો. એટલે જીત તો દેવાની જ."

રૂપા મૂઝાઇ જે વસ્તુ પોતે ટાળવા મથતી હતી તે જ પાછી પોતાને માથે આવી. પણ આટલે સુધી આવી હવે કેમ હાર કબૂલ કરાય? તેણે તરત જ પાસે પડેલુ એક ઠીકરૂ ઉપાડ્યુ અને બોલી: "બોલો, લીલ કે સૂક?"

"બોલ સોમા, લીલ કે સૂક?" દેવાએ પૂછ્યુ "તારી લીલ તો મારી સૂક."

સોમાએ કહ્યુ· "ભલે મારી લીલ. ત્યારે રૂપા, ઉછાળ ઠાકરી" રૂપાએ ઠાકરી ઊચે ફેકી–જાણે પોતાનુ હૃદય કોઇએ ઊચે ફેક્યુ હોય એમ બન્નેને લાગ્યુ ત્રણે જણ પડેલી ઠીકરી તરફ દોડી ગયા રૂપા દેવાના ગાલ ઉપર સહેજ ટપલી લગાવતા બોલી ઊઠી:

"લીલ! ભાઇલા!" કેવો મધુર સ્પર્શ! કેવા મધુર શબ્દ! તે હસતા હસતા આગળ બોલી "ભાઇલા, તે મને વર સારો શોધી આપ્યો હો. ચાલ આપણે ત્રણે ઝાઝરીને પગે લાગવા જઇએ–ભાઇ, બ્હેન ને બનેવી."

બન્ને મિત્રોના હૃદય ભારે હતા, પણ રૂપાની સરળતાથી, તેના ઉલ્લાસથી તેમના મુખ ઉપર સહેજ સહેજ પ્રફુલ્લતા દેખાવા માડી. સોમાના મનમા વિચાર આવ્યો. "બબ્બે વખત મારુ

જ નસીબ ખૂલ્યું. એટલે દેવને એ જ ગમે છે એમ જ માનવું ને?" અને દેવાના મને પણ એવી જ દલીલ કરી. દેવાને બહેન ન હતી. રૂપાનો મૃદુલ સ્પર્શ કેવો સુખદ હતો! શું પત્ની જ લાડ લડાવી શકે? બહેન તેવા લાડ નહિ લડાવે?—દેવો પોતાના મનનું સમાધાન કરતો હતો. તરાપામાં ત્રણે બેઠા. રૂપાંએ દેવાની પાસે બેસતાં સોમા તરફ જોઈ કહ્યુંઃ

"અમે ભાઈબહેન ભેળાં હઈએ ત્યારે સાથે બેસવાનો તારો હક નહિ." હલેસું તેના તરફ ફેંકતા કહ્યુંઃ "લે હંકાર."

સોમો હસી પડ્યો. "વાહ ભાઈ, હજી પરણી તો છે નહિ અને અત્યારથી જ રોફ લગાવના મંડી. હા, ભાઈ, તારો ભાઈ પહેલો અને પછી હું."

"વર તો પીટયા મારે પણ ખરા. પણ ભાઈ તો ભાઈ જ!" રૂપાએ આંખ નચાવતા કહ્યું. "જો પેલી ઝાંઝરીમાં મારી મા દેખાય. કેવી તે અમને બન્નેને જોઈ ગજી થાય છે!"

દેવાનો વિષાદ ઓછો થયો. રૂપાનો સુંવાળો હાથ તેના હાથમાં હતો. તે ઉપર પોતાની આંગળીઓ ફેરવતો ફેરવતો તે બોલ્યોઃ "રૂપાં, તારું પહેલું બાળક મારું હો!"

"અને ભાઈલા, તારાં બધાં બાળક મારાં, હો." રૂપા લાડ કરતાં બોલી. તેની આંખમાંથી દેવા માટે અપાર સહાનુભૂતિ અને વાત્સલ્ય ઝરી રહ્યાં હતાં.

"પણ હું પરણું તો ને? બહેન જેવી બહેન તું મને મળી. તેના હેત આગળ કોઈનું હેત શું?"

"નહિ ભાઈ, મારે તો ભાભી જોઈએ, તારે બન્ને સાથે

જજે અને અમે બન્ને નણુદભોજાઇ રોજ તમારી રાહ જોતાં દરિયાદાદાની આરતી ઉતારશુ."

રૂપાં, સાથે દલીલ કરવી એ મુશ્કેલ હતુ એટલે દેવાએ વાત બદલી

"રૂપાં, પણ તું ય જબરી હો ઝાઝરીમા તો મોટામોટાં વહાણ પણ તૂટે. ને તે અમને ત્યા જ મોકલ્યા !"

અને ત્રણે ઝાઝરી તરફ કુતૂહલ ,ઉત્સાહ અને ભયથી જોઇ રહ્યાં.

*

રૂપા અને સોનાનુ લગ્ન થયુ. દેવાએ તે દિવસે બને તેટલું હસતું મોઢુ રાખવા પ્રયત્ન કર્યો પણ તેના આતરમા ઊંડેઊંડે તે ન સમજાવી શકે તેવો વિષાદ હતો જાણે પોતે કોઇ અમૂલ્ય વસ્તુ ગુમાવી ન હોય એમ તેને લાગ્યું તે વિષાદ ઉપર વિજય મેળવવા, સોમાના સુખમા પોતાનુ સુખ જોવા તેણે અનેક પ્રયત્ન કર્યા. રાત્રે મોડે સુધી તેને ઊંઘ ન આવી તેને રૂપાના ને રૂપાંના જ વિચાર આવતા મોડી રાતે તે ઊંઘ્યો. તેને એક સ્વપ્ન આવ્યું, જાણે સોમો અને પોતે તરતા તરતા ઝાંઝરી તરફ જઇ રહ્યા હોય એમ તેને લાગ્યું. ઝાઝરીમાથી કોઇ મધુર સગીત ઝરી રહ્યુ હતું. આખો સમુદ્ર એ ગાનથી ઊભરાતો હતો. આકાશમાં સૂરજથી ડરી છુપાઇ ગયેલા તારાઓ પણ જાણે એ સગીત સાભળવા તલસી રહ્યા હોય તેમ તેજની એ જાળની આરપાર ડોકિયાં કરવા મથતા હતા. સોમો બોલ્યોઃ

"દેવા, આવું તો કદી ન જોયેલુ. એ કોણ ગાતું હશે ?"

"મને પણ એ જ વિચારો આવે છે. કોણ ગાતું હશે એ ?"

"તુ ગમે તેમ કહે, પણ મને તો લાગે છે કે ઝાઝરીમા આજ કોઇ દરિયાપરી આવી આ ગીત ગાઇ રહી છે. કોઇ માનવીનો આવો સૂર નહોય."

એવામા ઝાઝરીમાથી કોઇનો મીઠો ટહુકો રણક્યો

"દેવા, આમ તો જો !"

દેવાની આખ ચમકી મોજા ઉપર ચઢી તેણે ઝાઝરી તરફ નજર નાખી. તેણે શુ જોયુ ? ઝાઝરીના ઉર ઉપર હિલોળા લેતી રૂપા ગાન ગાતી, હાથની અંગૂલિઓ વડે ઇસારા કરી તેને બોલાવી રહી હતી. તેનો ભરેલો ચોટલો તેના ખભા ઉપર વિખરાઇ પડ્યો હતો અને ઘડીકમા મોજા સાથે તો ઘડીકમા તેના ગાલ સાથે રમત કરતો હતો તેના કાનમા બે નીલમ ઝૂલતા હોય એવી બે નાનકડી માછલીઓ લટકતી હતી. આવી માછલી તો દેવાએ કદી પણ ન જોયેલી કેટલી બધી નાની અને કેવી રૂપાળી ! રૂપાંના મુખ ઉપર કોઇ અપૂર્વ કાન્તિ ચમકતી હતી. દેવો ગાડો બની એ અદ્ભુત દૃશ્ય નિહાળી રહ્યો. ફરીથી ઝાઝરીમાથી ટહુકો આવ્યો

"દેવા, તુ મારો જ છે હો"

દેવો ગાડાની જેમ આગળ ધપ્યો. તે એકદમ રૂપાની નિકટ આવી પહોચ્યો. આ તે માનવી કે કોઇ દેવકન્યા ! આવુ રૂપ ! આવું તેજ ! અને આટલા સ્નેહાર્દ્ર નયન ! એવામા દેવાને જાણે કોઇ કિનારે બોલાવી રહ્યુ હોય એવો ભાસ થયો સોમાએ બૂમ પાડી

"દેવા, હુ ડૂબુ છુ." દેવો ગભરાયો તેણે પાછળ જોયુ. સોમો તરફડિયા મારી રહ્યો હતો. તે દોડ્યો. ફરીથી રૂપાનો અવાજ આવ્યો

"દેવા, તું મારો જ છે હો. તારી હું અહીં રાહ જોઈશ. વહેલો વહેલો પાછો આવજે."

દેવાથી ઝાઝરી તરફ જોયા વિના નહિ રહેવાયું, પણ રૂપા ક્યાં? ઝાંઝરી ઘૂઘવાટ કરી રહી હતી અને કોઈ એક મોટી માછલી પાણીમાંથી ઊંચે ઊડી પાણીમાં પાછી સમાઈ ગઈ. તે વધુ વિચાર કરે તે પહેલાં તો—

"કેટલું ક ઊંઘવું છે, ભાઈલા! કેમ બહુ હસતો હતો અને પછી ડૂસકાં ભર્યાં?" એમ કહેતી રૂપા તેને માથે હાથ ફેરવી રહી હતી. એમો તેની બાજુમાં બેઠો હતો.

"આમ તું ડૂસકાં ભરે તે મને ગમે? જો રાબડી ટાઢી પડી જશે. આજ તો તું પેલી કહેતો હતો ને તેવી દોટ મણની માછલી મારે માટે તારે લાવવાની છે. મોડું કરે તો પછી ભરતી ઊતરી જશે. ચાલ, ઊઠ તો" એમ કહી તેણે વહાલથી દેવાને ઉઠાડ્યો. આખો દિવસ તેને તે સ્વપ્ન ને સ્વપ્નના જ વિચાર આવ્યા. દેવો એ સ્વપ્ન કદી પણ ભૂલી શક્યો નહિ.

રૂપાને એક છોકરી અવતરી. દેવાના ખોળામાં તેણે તેને મૂકી દીધી. "ભાઈલા, નામ પાડ. એ તારી."

દેવાએ નામ પાડ્યું મીઠી. મીઠી વરસ દહાડાની થઈ એટલામાં તો દેવા સાથે એવી હળી ગઈ કે રૂપા પાસે પણ તે માંડ જતી. જ્યારે ભૂખી થાય ત્યારે જ રૂપા તેને યાદ આવતી. દેવાના સ્વપ્નમાં હવે મીઠી સિવાય બીજું કંઈ જ ન હતું. મીઠીના આગમન પછી રૂપા જરા ઠાવકી બની. પહેલાંની જેમ હવે તેનાથી ઝાઝરી સાથે વારંવાર રમત થઈ શકતી નહિ. જો તે કદી બહાર ગઈ હોય અને જરા મોડું થાય તો દેવાનો ઠપકો ઊભેલો જ છે એમ તેની

ખાતરી હતી. પણ રૂપાનો પ્રાણ કેટલીક વખત અશાન્ત બની જતો. જાણે ઊંચો હાથ કરી ઝાઝરી પોતાને બોલાવી રહી હોય અને પોતાની પ્રિય ઝાઝરી ભૂલી જાણે પોતે કોઇ મોટો અપરાધ કરી રહી હોય એમ તેને લાગતુ. એક દિવસ પૂનમની ચાદની ખીલી હતી. પોતાની ઝૂપડીમાથી દૂર સાગર પર લહેરાતી ચાંદનીનો રૂપેરી પટ તેણે જોયો. તે જોતા રૂપાની આંખ ચમકી. આવી ચાદનીમા પોતે ઝૂપડીમા બેસી રહી હતી તે વિચાર આવતા તેને શરમ આવી. જાણે કોઇ ધોયેલુ અંબર પાથર્યું હોય તેમ શરદનું નિર્મળ આકાશ, તેમા હસની જેમ તરતો પૂનમનો ચદ્ર અને રૂપેરી અમ્બરવાળો નીલવેરો સમુદ્ર છોડી ઝૂપડીમા બેસે તે રૂપા શાની? રૂપાંએ સોમાની થાળીમા રોટલો નાખતા કહ્યુ:

"સોમા, ઝાંઝરી બોલાવે."

"આજ નહિ રૂપા, થાક તો એવો લાગ્યો છે? તું કે' તો સવારે વહેલા ઊઠી જઇશુ"

"જા, તું તો એવો જ રહ્યો. મહેરામણ કેવો નાચે છે!"

"સોમો સાગર તરફ જોઇ રહ્યો. સાચે જ આવી રૂપાળી રાતે તો સાગરના ઉર ઉપર હેરિયા જ ખાવાં જોઇએ. તેને લાગ્યું કે રૂપાં તેને અરસિક લેખશે. એટલામા દેવો આવ્યો તેણે જાળ ઝૂપડીનો એક ખૂણામા નાખી ઘોડિયા તરફ નજર નાખી મીઠી શાન્ત નિદ્રામા હતી. એક મા જેમ નીચે નમી પોતાના બાળકને વાત્સલ્યભર્યાં નયને નિહાળી રહે તેમ તેણે ઘોડિયા ઉપર ઝુકી તેને નિહાળી. રૂપાં બોલી. "ભા, કેમ આજ આટલો મોડો?"

"મીઠીને માટે છીપલા ભેગા કરતો હતો."

"તુ તો એવો જ ગાંડો રહેવાનો કયારનો રોટલો ટાઢો પડી જાય છે તેનુ તો તને ભાન જ નહિ"

તેણે બન્નેને જમાડયા. રૂપાએ દેવાને કહ્યુ · "ચાલ, ઝાઝરીએ જઇએ"

દેવાએ ડોકુ ધુણાવ્યું ' "મારે મીઠી માટે છીપલીનો હાર કરવો છે."

"ગાંડો ન થા દેવા. તુ તો તદ્દન બૈરા જેવો જ થઇ ગયો." રૂપાને થયું કે દેવાને ચિઢવાથી તે તૈયાર થશે

"તુ તારે ગમે તે કહે. હુ નહિ આવું અને આવી રાતે દરિયામા વસ્વહુ એકલાં રૂડાં. ચાલ હું તમને વળાવવા આવું. પણ મોડુ નહિ કરતા મીઠી જાગે તે પહેલા આવી રહેજો."

. રૂપાએ ઘણી મહેનત કરી પણ દેવો એકનો બે ન થયો.

સોમાએ અને રૂપાએ તરાપો હકાર્યો દેવો અમીભર્યાં નયને એ તરુણ ઉમળકાભર્યાં દંપતીને જોઇ રહ્યો. જ્યાં સુધી નજર પહોચે ત્યા સુધી એ રૂપેરી પટા ઉપર સરતા તરાપાને તેણે જોયા કર્યો. એકાએક તેના અંતરમા જાણે કોઇ બોલી ઊઠયુ:

"દેવા, ખોટું થયું. તુ કેમ સાથે ન ગયો?"

મીઠી દોઢ વર્ષની થઇ હતી તે તેને યાદ આવ્યુ દેવાએ તરત જ બીજો તરાપો હકાર્યો સપાટાભેર તેણે તેને ઝાઝરી તરફ વાળ્યો. પણ આ શુ? તેનુ હૃદય ધ્રૂજી ઊઠયુ. તેની આખે અંધારા આવ્યા. સોમો કયા? રૂપા કયાં? તરાપો ઊંધો વળેલો હતો અને મોજા ઉપર આમતેમ અથડાતો હતો. તેણે બૂમ પાડી, "સોમા!

રૂપા !” જાણે ઝાંઝરી અટ્ટહાસ્ય કરી જવાબમા કહી રહી હોય “સોમા ! રૂપા !” એવો તેને ભાસ થયો દેવો અકળાયો તેણે આખી ઝાંઝરી ખૂંદી. જીવને જોખમે તેણે ઝાંઝરીની એકેએક ચાદર તપાસી. પણ તેનો સોમો અને તેની રૂપા ક્યાં? દેવાને જીવન અકારૂં લાગ્યુ. તેણે પણ ઝાંઝરીમા પડતુ મૂકવાનો વિચાર કર્યો, પણ મીઠી તેને યાદ આવી. તે કદાચ ઊઠી હશે ઝૂંપડીમા ભૂખે એકલી રડતી હશે તેના હૃદયમાથી નિરાશાની-અસહાયતાની એક આહ નીકળી ગઇ. તેણે તરાપો કિનારા તરફ વાળ્યો

શાન્ત નીરવ ઝૂંપડીમા મીઠી તેની ઝોળીમા શાન્તિથી ઊંઘી રહી હતી નિ શ્વાસભર્યા ઉરે દેવો તેને જોઇ રહ્યો. વેદનાથી ભરેલી પોતાની દૃષ્ટિ એકવાર દૂર તેણે ઝાંઝરી તરફ ફેંકી અને પછી તરત જ મીઠીને ઝોળી સમેત પોતાની છાતી સરસી દાબી તેના નાજુક ગાલ ઉપર તેણે એક ગાઢ ચૂંબન કર્યું. બહાર ભગ્ન હૃદયના વિખરાયેલા તારની જેમ ચંદની વેરાયેલી પડી હતી, ને દૂર ઝાંઝરી તેનુ ‘અગમ્ય એવુ ઘેરૂં ગાન ગઇ રહી હતી

# આનંદ ગ્રંથાવલી

૧ પ્રવેશ ફી રૂા. ૧ ભરીને હરકોઇ ગ્રાહક થઇ શકે છે.

૨ પ્રગટ થયેલાં પુસ્તકો પોણી કિંમતે ગ્રાહકોને મળે છે પોસ્ટેજ જુદું.

૩ પુસ્તક લેવાનુ ફરજીયાત નથી, મરજીયાત છે.

૪ મુખ્યત્વે આમાં ટૂંકી વાર્તાઓ અથવા નવલકથાઓ જ આપવામાં આવશે.

૫ પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની યાદી માટે આગળના પાનાં ઉપર જુઓ.

પ્રકાશક
વોરા એન્ડ કું. પબ્લિશર્સ લીમીટેડ
રાઉડ બીલ્ડીંગ, કાલબાદેવી રોડ
મુંબઇ ૨

## જો ચશ્મા ખરીદ કરવાના હોય તો આટલું યાદ રાખશો.



# મનસુખલાલ એન્ડ કું.

### ચશ્મા — બનાવનારા

૩૫૬, કાલબાદેવી રોડ,

કલ્યાણભુવન, મુંબઇ-નં. ૨

દ 

મર્યાદિત કિંમતથી દરેક હલ્કા ભાવ મુજબના કાચ તેમજ કમાનમા તૈયાર કરાય છે.

Tel Nos, 21503